શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી શ્રી બાલુભાઈ પારેખ
તરફથી સપ્રેમ ભેટ

# प्राचीनकाव्यमाळा.

ग्रंथ २. 3

दयारामकृत

# परचुरण कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧.

કીમત ૧૦-૦૦

(સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે).

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

---

# PRACHIN KAVYA MALA

or

## Old Gujarati Poetical Series,

### Vol. XIII.

### POET DAYARAM'S MISCELLANEOUS POEMS

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

---

A. D. 1890-91.

Price Re ૧૦-૦૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

---

# PRACHIN KAVYA MALA

or

## Old Gujarati Poetical Series,

Vol. XIII.

# POET DAYARAM'S MISCELLANEOUS POEMS

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

---

A. D. 1890-91.

Price Re ૧૦-૦૦

G. DESAI.

# प्रस्तावना.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઈ તા૦ ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્દવિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે, **રાધાબાઇ** તથા **દીવાળીબાઈ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

> Poetry is itself a thing of God;
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power.
>
> BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યવાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ

Blessing be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળોઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે. એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર. દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદ દાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિનીઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથાં સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

| | |
|---|---|
| વડોદરા.<br>સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન<br>૧૮૯૦, રવિવાર. | મણિભાઈ જશભાઈ. |

# ગ્રંથવિવેચન.

દયારામ કવિનું જન્મચરિત્ર અને તેની કવિતાનું સાધારણ વિવેચન પ્રાચીનકાવ્યમાળાના બીજા પુસ્તક( રસિકવલ્લભાદિ )માં આવી ગયું છે એટલે તે વિષે અહીં પુનરૂક્તિ કરવાની જરૂર નથી તથાપિ આ ગ્રંથમાં તેનાં રચેલાં આખ્યાન, પદો, ગરબીઓ, અને કૂટકાવ્યો સમાયલાં છે તે વિષે કાંઇ વિશેષ વિવેચન કરવા જેવું છે. કવિ દયારામ કૃષ્ણના આગ્રહી ભક્ત હતા તેથી તેમણે કૃષ્ણ વિનાના વિષયો ક્વચિતજ વર્ણવ્યા હશે. એમ હોવાથી તેમની કવિતા એક રૂપે કે બીજે રૂપે કૃષ્ણના મહિમાનું અને કૃષ્ણના ચરિત્રનું ગાન કરનારી છે. દયારામનું પ્રથમ પુસ્તક અમે વાચક વર્ગની સેવામાં આપ્યું છે તેમાં રસિકવલ્લભ અને પુષ્ટિપથરહસ્ય આદિ વૈષ્ણવ ધર્મને દૃઢાવનારા ગ્રંથો આવેલા છે. આ બીજા પુસ્તકમાં રાધા કૃષ્ણના પ્રેમનું વર્ણન જૂદા જૂદા પ્રકારે કરેલું જોવામાં આવશે. આ પુસ્તકમાં વિશેષ એ છે કે દયારામનું રચેલું કમળલીલા નામે આખ્યાન આપવામાં આવ્યું છે. પ્રેમાનંદાદિક કવિઓએ અનેક આખ્યાનો લખેલાં છે, તથાપિ દયારામનાં રચેલાં તેવાં આખ્યાન વિરલજ જોવામાં આવે છે. કોઇ કવિની છૂટક કવિતા જોઈને તેના કૌશલની જેવી તુલના થઇ શકે તે કરતાં તેનો રચેલો એકાદ આખ્યાન જેવો ગ્રંથ જોઇને રસજ્ઞ પુરૂષો તેની શક્તિની ઉત્તમ રીતે પરીક્ષા કરી શકે છે. કવિનું કવિત્વ કાંઇ આખ્યાનરચના ઉપર અવલંબીને રહેલું નથી એ વાત ખરી છે તથાપિ આખ્યાનની ગૂંથણી કરવામાં જે કૌશલની અપેક્ષા રહે છે તે કૌશલ છૂટક કવિતાઓથી કળી શકાશે નહિ. દયારામભાઇએ રચેલું કમળલીલા આખ્યાન આ પુસ્તકમાં પ્રથમ દાખલ કરેલું છે. કૃષ્ણનો નાશ કરવાને ઉત્સુક કંસરાજાએ યોજેલી વિવિધ યુક્તિઓ નિષ્ફળ ગયા પછી તેના એક મંત્રીએ તેને સૂચવ્યું કે યમુનાનદીમાં જે જગાએ કાળિય નાગ રહે છે ત્યાં સોનાનાં કમળ છે. તે કમળ લાવવાનું તમારા ખંડિયારાજા નંદને ફરમાવો કેમકે તે ભાગ તેની હદમાંનો છે. જો અમુક

મુદતમાં નંદ તે ન આણી આપે તો તેનો દંડ કરવાની ધમકી આપો. આથી નંદ ભયવ્યાકુળ થશે, કેમકે કાલિય નાગનો ધરો એવો છે કે ત્યાં કોઈ પ્રાણીથી જઇ શકાય એમ નથી. પિતાને ભયવ્યાકુળ જોઇને સાહસિક કૃષ્ણ તે લેવા જશે એટલે તેના પ્રાણ જશે. આ યુક્તિ રચવાથી કંસે નંદને તેવી આજ્ઞા કરી અને તે પ્રમાણે કૃષ્ણે યમુનામાં જઇને કાલિય નાગને નાથ્યો અને કમળ મોકલાવ્યાં. એટલી કથા આ ગ્રંથમાં છે. ભાગવતમાં આ કમળની કથા નથી પણ વૈષ્ણવમતના કોઇ ગ્રંથમાં હશે તે ઉપરથી દયારામે આ આખ્યાન લખેલું હોવાનું અનુમાન થાય છે. ભાગવતના આધારથી પ્રેમાનંદે નાગદમણ નામે આખ્યાન રચ્યું છે તેમાં પણ આ કમળ કથા નથી, પણ કાલિયદ્રહમાં જવાના હેતુરૂપ આ કમળની કથા ઠીક બંધબેસતી આવે છે. કથાનો પાછલો ભાગ તો નાગદમણને મળતોજ છે તથાપિ કવિનો વિચાર માત્ર હરિગુણ ગાવાનો હોવાથી નાગદમણ જેટલા કરૂણરસની જમાવટ થયેલી જણાતી નથી એમ છતાં દયારામની વાણી સ્વભાવેજ રસિક હોવાથી આખ્યાન વાંચનારનું લક્ષ્ય ખેંચે એવું છે. આ આખ્યાન કડવાં કે મીઠાંના બંધનથી બાંધેલું નથી પણ પદબંધ છે, અને તે પદ ઘણાં રસિક છે.

બીજો ગ્રંથ પત્રલીલાનો છે. આ ગ્રંથ પણ પદબંધ છે. રાધાનો માન વિપ્રલંભ શૃંગાર વર્ણવતાં કવિએ તેના માન તજાવવાના સામ, દાન, ભેદ, ઉપાય વર્ણ્યા છે. શ્રીદામાદિક દૂત અને લલિતાદિક દૂતીઓ મારફત રાધા સાથે સંદેશા ચલાવ્યાનું વર્ણન છે. ગ્રંથના નામ પ્રમાણે ગ્રંથનું મુખ્ય વસ્તુ પત્ર છે. કૃષ્ણે લખેલા પત્રમાં યુક્તિથી વિવિધાર્થ ગોઠવ્યા છે અને રાધા તેના ઉત્તર પણ તેવાજ આપે છે, વગેરે ચમત્કારથી ભરેલાં પદ છે.

ત્રીજો ગ્રંથ રૂપલીલાનો છે. શ્રીકૃષ્ણનાં અનેક રૂપ જોઇને વિસ્મિત થએલી રાધા લલિતા મારફત તેમના ખરા રૂપ રંગનો પાર પામવાની યુક્તિ કરે છે પણ તેમાં તે ફાવતી નથી વગેરે વિનોદયુક્ત શૃંગાર એમાં વર્ણવ્યો છે

ચોથો ગ્રંથ પરચૂરણ પદનો છે. એમાં વૃષભાસુરનો વધ, કૃષ્ણ બાળચરિત, અઘાસુરનો વધ, કૃષ્ણસેવાનો મહિમા, મંગળનાં પદ, ઉદ્ધવનું ગોકુળગમન, ગોપિકાઓના વિરહ દ્વારા ખંડિતાનું વર્ણન, કૃષ્ણની પ્રાર્થના, ધ્યાન, અપરાધ ક્ષમાપન, ઉપદેશ, વગેરે પદ છે. ઉપદેશનાં પદોમાં પદ ૪૧-

૪૨ જે ચોપાયાવૃતમાં ગવાય એવાં છે તે ઘણાં અસર કરે એવાં અને ચોખખારૂપ છે.

પાંચમો ગ્રંથ મુરલીલીલાનો છે. કૃષ્ણનું અધરામૃત મુરલી ચાખે છે તે જોઇને રાધાને અદેખાઈ ઉપજે છે અને તેથી ગોપીઓ સાથે મળીને તે ઠરાવ કરે છે કે એ મુરલીની ઉત્પત્તિ વાંસમાંથી થયેલી છે માટે આપણે તેનું વેર વાળવાને વાંસનું આખું વનનું વન સળગાવી દેવું જોઈએ. બિચારી વાંસળીને માથે આવેલું આ દાવાનળ લલિતાદિક સખીઓના ઉપદેશથી ટળી જાય છે. એટલી વાત આ ગ્રંથમાં છે. કવિઓ ગમે તેવા નજીવા વિષયને કેવો રમણિક બનાવી મૂકે છે તેનો આ ખરેખરો નમુનો છે. મુરલીલીલા ગરબી-બદ્ધ છે.

છઠ્ઠો ગ્રંથ વ્રજમહિમાનો ગરબો છે. ઇંદ્રલોક, બ્રહ્મલોક, અને કૈલાસ એ ત્રણેના કરતાં વ્રજ ઉત્તમ છે એમ એમાં વર્ણ્યું છે. વર્ણનની રચના એવી કરી છે કે પ્રથમ ઇંદ્રપુરીનો વૈભવ હલકો વર્ણી તે સાથે પ્રત્યેક કડીમાં વ્રજનો વૈભવ તેથી ઉત્તમ ગણી સરખાવ્યો છે; પછી બ્રહ્મલોકનો વૈભવ સામટો વર્ણી રહ્યા પછી વ્રજનો વૈભવ પણ સામટો વર્ણીને સરખાવ્યો છે; અને પછી કૈલાસનો વૈભવ પણ પ્રત્યેક કડીમાં સમાનતાથી સરખાવ્યો છે. એમ કરીને બતાવી આપ્યું છે કે એ ત્રણે ધામ કરતાં વ્રજ સર્વોત્તમ છે.

સાતમો ગ્રંથ નાગનજિતીવિવાહ નામે આખ્યાન છે. નગ્નજિત્ રાજાની ઇચ્છા એવી હતી કે સાત તૈયાર કરેલા સાંઢને છૂટા મૂકયા પછી તેને એક પછી એક પકડીને સામટી નાથ ઘાલે તેને મારી પુત્રી પરણાવું. બીજા રાજાઓથી તે ન થયું અને કૃષ્ણને બાળપણાનો અભ્યાસ હોવાથી કૃષ્ણે તે કર્યું તેથી નાગનજિતી કન્યા કૃષ્ણને વરી, એવી ભાગવતની કથા ઉપર આ આખ્યાનની રચના કરેલી છે. પ્રાકૃત ભાષાનાં આખ્યાનોનાં પ્રકરણોને कडवक એટલે "કડવું" નામ આપવું એમ સાહિત્ય ગ્રંથોમાં લખેલું છે અને તે પ્રમાણે પ્રેમાનંદાદિક મહાકવિઓએ કરેલું પણ છે, તથાપિ દયારામભાઇએ બીજા કેટલાક કવિઓની માફક કડવાને ઠામે "મીઠું" લખેલું છે. "કડવું" એ कटु નો અપભ્રંશ નથી પણ कडवक નો છે એ વાત દયારામભાઈ

જાણતા હશે તથાપિ આવી મધુર કવિતાના પ્રકરણને " કડવું " નામ આપવું આ રસિક કવિને રૂચ્યું નહિ હોય તેથીજ " મીઠું " નામ તેમણે પસંદ કર્યું હશે.

આઠમો ગ્રંથ સારાવલિ નામે છે. ગ્રંથની શરૂઆતમાં કવિ લખે છે તેમ એ ગ્રંથ શ્રીગોસ્વામી મહારાજની આજ્ઞાથી વ્રજભાષામાંથી ગૂજરાતીમાં કવિએ કરેલો છે. વ્રજભાષાનો અસલ ગ્રંથ અમારા જોવામાં આવ્યો નથી તેથી ભાષાંતરની સરખામણી કરવાનું બની આવ્યું નથી તથાપિ કવિની વર્ણનશૈલી અને ભાષા ઉપરથી અનુમાન થઈ શકે છે કે મૂળ ગ્રંથનો બરાબર ઉતારો કવિએ કર્યો હશે. કૃષ્ણજન્મખંડ અને ભાગવત્ વગેરેમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર વર્ણવ્યું છે તેની અનુક્રમણિકા જેવો આ ગ્રંથ છે તે વિષે કવિ લખે છે કે,

## દુહો.

" દાઈક સૂચિપત્ર દે', સારાવલિ કહેવાય;
ભાષામાં તે છે ભલી, ગિરા ગુર્જરી થાય. "

બ્રહ્માંડની ઉત્પત્તિ અને તેમાં કૃષ્ણનો અવતાર તથા તેમનાં ચરિત્ર, એ સર્વ શ્રીકૃષ્ણભગવાનનો હોળી ખેલ છે એવો ઉપક્રમ કરીને ઘણીક જગોએ એ ચરિતને હોળીખેલ સાથે સરખાવ્યું છે અને ઉપસંહાર પણ તેવોજ કર્યો છે. ૮૫૦ કડીઓમાં કૃષ્ણચરિત પૂરું તો કર્યું પણ તેમાં અનેક વાતો સંક્ષેપમ વર્ણવવાની હોવાથી રસવર્ણના મનમાનતી રીતે થઇ શકી નહિ એ આપણ રસિક કવિને કેમ રૂચે ? તેથી તેણે કૃષ્ણચરિત્ર સમાપ્ત કર્યા પછી રૂક્મિણી અને કૃષ્ણની વાતચિતનો પ્રસંગ આણીને કૃષ્ણે પોતાની ગોકુળલીલા રૂક્મિણીને કહી સંભળાવી, એ નિમિત્તથી વ્રજલીલાનું અતિ રસમય વર્ણન કર્યું છે. રાધાને મનાવવા માટે દૂતી મોકલી છે તેણે રાધિકાને કહેલાં વચનમાં કડી ૯૩૫થી ૯૬૬ સુધી કૂટકાવ્ય સમસ્યાઓ દાખલ કરી છે. આ કૂટકાવ્યની બધી કલ્પના પુરાણોનેજ આધારે નથી પણ કેટલીક સ્વૈચ્છિક પણ છે. (જુઓ કડી ૯૩૭ની ટીકા). આમ પુરાણ અને સ્વેચ્છાનું મિશ્રણ થવાથી એ કૂટકાવ્યનો અર્થ બેસાડતાં ઘણી વાર લાગે એમ જણાવાથી તથા તેની ટીકા પણ લાંબી થઈ જાય એવી હોવાથી થોડીક કડીઓના અર્થ નમુના માટે બતાવી

બીજી ટીકા આપી નથી. વળી એવાજ પ્રકારની સમસ્યાઓ વગેરે ચાતુરચિત્તવિલાસ ગ્રંથમાં પુષ્કળ છે અને તેની ટીકા કવિએ પોતે કરેલી છે, તે આ પુસ્તકને છેડે દાખલ કરી છે.

નવમો ગ્રંથ મૂર્ખલક્ષણાવળિનો છે. એમાં નવ મનહરથી મૂર્ખનાં લક્ષણ વર્ણવ્યાં છે.

દશમો અને છેલ્લો ગ્રંથ ચાતુરચિત્તવિલાસ છે. મનને આનંદ આપનારી અને ચમત્કાર ઉપજાવનારી સમસ્યાઓ વગેરે એમાં દાખલ કરેલી છે. આઠમા ગ્રંથમાં કહેલાં કૂટકાવ્યને મળતાં કૂટકાવ્ય આમાં પણ છે. એમાંના દૃષ્ટકૂટ નામે ચોથા છપ્પાની ટીકા જોવાથી જિજ્ઞાસુને જણાશે કે કવિએ કેવી લાંબી લાંબી સાંકળ વિસ્તારી છે! આ ગ્રંથની ટીકા કવિએ જે લખી છે તે જૂની પદ્ધતિની હોવાથી તથા કેટલાક અજાણ નકલ કરનારાઓને હાથે ચઢીને અસંબદ્ધ થઇ ગયેલી હોવાથી અમારે તેમાં કોઇ કોઇ ઠામે ફેરફાર અને સુધારો કરવાની જરૂર પડી છે.

આવી રીતે દયારામ કવિના પરચૂરણ ગ્રંથોના સંગ્રહરૂપ આ ગ્રંથ પૂરો થાય છે. દયારામની વાણીની મધુરતા તથા મોટા મોટા શબ્દોની ભરતીથી આ કવિતા રહિત નથી. એકંદરે કહીએ તો આ ગ્રંથો કૃષ્ણના અનન્ય ભક્તને અતિ પ્રિય લાગે એવા તથા રસિકજનોના મનને હરણ કરે એવા છે.

ચાતુરચિત્તવિલાસનો ગ્રંથ વ્યાસજી પ્રાણશંકર વૈજનાથે આપ્યો તથા બીજી કેટલીક કવિતા વૈષ્ણવ લલ્લુભાઇએ આપી, તેથી તેમનો ઉપકાર માનવામાં આવે છે.

---

॥ श्रीजगदीश्वरायनमः ॥

दयारामकृत

# कविता.

## कम्मळलीला.

---

### પદ ૧ લું.

નારદશું નૃપતિ કરે વિચાર, વ્રજમાં બે બંધુતણો અવતાર;
નંદનંદન બળરામ કે'વાય, જેની ગતિ મુજથી ન લે'વાય. ટેક. ૧
તૃણાવર્ત્તાદિક દૂત જે ગયા, કેશી આદિક યમપુરી વહ્યા;
બક બકીકેરી ગતિ મુનિદેવ, થઈ ગઈ ગોકુળમધ્યે સેવ. નારદ૦ ૨
કાજકારથી થયું નહિ કાજ, એ સુણી મુનિ મુને આવે લાજ;
મુનિ એ માટે કરો સુવિચાર, કયમ દયાપ્રીતમ વશ થાય ઉદાર." ૩

### પદ ૨ જું.

નારદમુનિ નૃપશું એમ ભાખે;
એ તો કાળ તમારા પ્રગટ્યા, શું કરવા જીવતા એહ રાખે. ટેક. ૧
કાલિ ઉરગ રહેતો યમુનામાં, ત્યાંથકી કમળ મંગાવો;
દૂત મોકલી દે વ્રજમાં ઝટ, નંદનંદન ગર્વ તજાવો. નારદ૦ ૨
એ સુણીને વ્રજલોક ભય પામે, કમળની કુડી વાત;

---

પદ ૧ નૃપતિ-કંસ. કાજકાર—કાર્ય કરે એવા. પદ ૨. ઉરગ—સર્પ—નાગ.

નંદ યશોદા મા'ભય પામે, સત્ય થાય ઉપઘાત. નારદ૦ ૩
વાત સુણી કંસ બહુ સુખ પામ્યો, સત્ય કહ્યું સુરદેવ;
દયાના પ્રીતમને પૂર્ણ પિછાને, જેણે સાધી અહોનિશ સેવ. નારદ૦ ૪

## પદ ૩ જું.

કંસે એક દૂત બોલાવી લીધો;
કાલિદ્રહના કમળ કારણ, પત્ર લખી પરિજનને દીધો. ટેક. ૧
એમ કહે જઈ વ્રજરાય નંદને, કંસરાજે આ કારજ કા'વ્યું;
તરત મોકલી દેજો નંદજી, જો કરો ભૂપ મન ભાવ્યું. કંસે૦ ૨
અંતરયામી સર્વસ્વ જાણે, દૂત આવ્યાની પેર;
દયાનો પ્રીતમ વ્રજજન સુખદાયક, ગયા મોહન વન કરી મે'ર. કંસે૦ ૩

## પદ ૪ થું.

ગયા રમવા નંદકુમાર;
દૂત આવ્યો જાણી વ્રજમાં, વે'લાં વન જવા કર્યો વિચાર. ટેક. ૧
નંદ યમુનાસ્નાન કરી આવ્યા, દૂત ઊભો દીઠો દ્વાર;
નરપતિકેરો દૂત નિહાળ્યો, જે રૂપે પૂરો અહંકાર. ગયા૦ ૨
મે'લ આવતાં છીંકજ થાયે, રખે રામકૃષ્ણ દુઃખી સકુમાર;
દૂત પત્ર આપીને ઊભો, જણાવિયા નૃપવિચાર. " ૩
કાલિદ્રહનાં કમળ મગાવ્યાં, તે આપતાં કીજે ન વાર;
દયાના પ્રીતમ દામોદર વિણ ત્યાં, નંદ કરી ન શક્યા નિરધાર. " ૪

## પદ ૫ મું.

પત્ર વાંચી નંદ ભય પામ્યા;
કાલિદ્રહનાં કમળ મગાવે, વાંચી આનંદ વપુથી વામ્યા. ટેક. ૧

---

પદ ૩ કાલિદ્રહ—કાલીય નાગનો ધરો.

જો મુજને નહિ ફૂલ મોકલો, તો વ્રજ ઉજડ કરી નાખું;
નંદ ઉપનંદ સર્વેને લખિયું, કોઇને જીવતો નવ રાખું. પત્ર૦ ૨
પુષ્પો આપો તો સર્વે ઉગરો, નહિ તો નાશ આવ્યો નિરધાર;
દયાનો પ્રીતમ બળ સાથે બાંધું, લખે કંસ કરૂં ન વિચાર. પત્ર૦ ૩

## પદ ૬ ઠું.

નંદ સુણી વાંચી પામ્યા મહાદુઃખ;
વળી દૂતે મુખથી કહ્યું ઘણેરૂં, હરી લીધું વ્રજજન સુખ. ટેક. ૧
વ્રજ મોહન બે ખટકે મનમાં, બળીઆને છે સેંલી વાત;
કાલિદ્રહનાં કમળ લાવતાં, ડરે તુજ કુંવર શું પ્રખ્યાત. નંદ૦ ૨
મન વાળી અન્ય ગોપ બોલાવ્યા, કહી માંડી તેને સહુ વાત;
દયાના પ્રીતમ પર કંસ નૃપ લાવ્યો, હે વ્રજજન ઓચિંતી ઘાત. ,, ૩

## પદ ૭ મું.

રે આવી ચઢ્યો વ્રજજન ઉપર કાળ;
ક્યાં વસિયે હવે શું કરીએ સહુ, કરે કોપ કંસ ભૂપાળ. ટેક. ૧
મુજને જીવતણો ડર કાંઇ નહીં, દ્વય સુત જીવન ડર લાગે;
ગાયો લેઇ હવે નીકળી જાઉં, પણ એમ કરતાં ભય નવ ભાગે. રે આ૦ ૨
વિચાર કરતાં મન નવ ઠરતું, કે' કોઈ શરણે રાખે;
દયાનો પ્રીતમ સાચવવો કેઈ વિધ, નંદ દુઃખ એવું ઘણું દાખે. ,, ૩

## પદ ૮ મું.

નંદઘરતણી વ્રજનારી વિચારતી;
વ્રજમાં વસતાં સહુ જન્મ ગુમાવ્યો પણ,
કંસની સુણી નહિ આવી આરતી. ટેક. ૧

---

પદ ૮ આરતી—પીડા.

કાલિદ્રહનાં કમળ મગાવે, તે કોણ આણી આપે;
કા'ન રાય જો હોય વડો તો, કષ્ટ કૂડાં સહુ કાપે. નંદઘરતણી૦ ૨
એમ કે'તાં દ્વય નયન ઢળિયાં, નંદ ઘરમાં દુઃખ જામ્યું;
દયાના પ્રીતમે વાત એહ જાણી, શું મુજ માતાનું સુખ શામ્યું ! ,, ૩

## પદ ૯ મું.

વિઠલે જાણી વનમાં વાત;
પ્રાણ કરતાં હું અધિક માનું સુત, તે પર નૃપ વૈર વિખ્યાત. ટેક ૧
માત પિતા દુઃખ પામે જાણી, આવ્યા શ્યામ રામ બે સાથ;
દુઃખ દૂર કરવા મનમાં વસિયું, પ્રથમ બોલ્યા ત્રિભુવનનાથ. વિઠલે૦ ૨
મુજને વાત સમજાવો પિતાશ્રી, કરો શું મનમાં તમો વિચાર;
શું કહું પ્રાણપ્યારા તમને હું, ઇચ્છે અશુભ નૃપ નિરધાર. ,, ૩
જ્યારથી જન્મ થયો હરિ તારો, ત્યારથી દુઃખ દે રાય;
દયાના પ્રીતમ કુળદેવતા કરતી, જ્યાંહી ત્યાંહીથી તુજને સા'ય. ,, ૪

## પદ ૧૦ મું.

જો તમે કો'છો કરે દેવ સા'ય;
તો તે દેવ સા'ય કરે આપણી, વ્રજજન દુઃખી નવ થાય. ટેક. ૧
મોટો દેવ ગિરિ ગોવર્દ્ધન, જે પૂરે આપણી આશ;
એ દેવતા મનાવીએ હમણાં, કરે કમળ દેઇ આનંદપ્રકાશ. જો તમે૦ ૨
પિતા તમે ઝૂરો શું કરવા, એમ વદી માયા આવરણ નાખ્યું;
દયાના પ્રીતમે માત પિતાને, મા'સુખ તર્તજ દાખ્યું. જો તમે૦ ૩

## પદ ૧૧ મું.

રમવા ચાલ્યા કુંવર કા'ન,
સખાજનને સાથે તેડ્યા, યમુનાતટ જાવા કીધી સાન. ટેક. ૧

---

પદ ૧૦ આવરણ—ઢાંકણ.

ગેડી દડામા મન અતિ લાગ્યું, મોહનવરે કર્યું સહુને જાણ;
ઘેર ગયો સખે શ્રીદામા, ગેડી દડા લાવ્યો તે નિરવાણ. રમવા૦ ૨
કરમાં ગેડી દડો લેઇ રીઝયા, રમવા લાગ્યા દેવ મોરાર;
દયાના પ્રીતમે રમત ચલાવી, જાણે હરિજન જેહ વિચાર. રમવા૦ ૩

## પદ ૧૨ મું.

રમે રમાપતિ મિત્રને સંગ,
એક મારે એક અટકાવે ઊભો, એ વિધિ રમતા નાના રંગ. ટેક. ૧
મારા મારી પરસ્પર કરતાં, અતિ આનંદ પામ્યા મન;
ખેલતાં ખેલ કાલિદ્રહ નિકટ, લેઈ ગયા મહામોહન. રમે૦ ૨
મિત્ર જીતે તવ માધવ મરડે, માધવ જીતે તવ મિત્રોનો દાવ;
દયાનો પ્રીતમ એ વિધિ રમતો, હરિ કરે બાળચેષ્ટા તો સાંવ.રમે૦ ૩

## પદ ૧૩ મું.

એમ ગયા યમુના નિકટ ભગવાન;
મન માંહે છે કામ કમળનું, સખાને સમજાવી ખેલની સાન. ટેક. ૧
રમતાં રમતાં આવી લાગ્યા, ભીરૂ શુ યમુના તીર;
એકની પાછળ એક જાતા, ધરતા નહિં અધીર. એમ૦ ૨
સરત કરી શ્યામળીએ સાચી, દડો યમુનામાં નાખે તે લાવે;
દયાનો પ્રીતમ દાવમાં ખેલે, હરિજનને મન હરિ ભાવે. એમ૦ ૩

## પદ ૧૪ મું

શ્યામે સખા સંગ દડો ચલાવ્યો;
હરિએ શ્રીદામાની પાસથી લેઇ, દડા પર માર મચાવ્યો. ટેક. ૧
જોર કરી જદુવરે મારિયો, દડો જમુના જઈ પડિયો;
ગોપબાળ હસવા બહુ લાગ્યા, નાચે કૂદ ને કાઢે હડિયો. શ્યામે૦ ૨

શ્રીદામો કે' દડો આપીએ, જાણી બૂજી જળમાં નાખ્યો;
બીજાનો બચાવ્યો વિઠ્ઠલ, ખાર ખાંતે મુજ પર રાખ્યો. શ્યામે૦ ૩
દડો મારો આણી આપો, એમ કહી રોવા લાગ્યો;
દાસ દયાનો પ્રીતમ પાધરો, દડો લેવાને અનુરાગ્યો. શ્યામે૦ ૪

## પદ ૧૫ મું.

ફેંટ છોડી દે મારી શ્રીદામા;
શામાટે તું રાઢ વધારે, છે તુચ્છ વાત કે' શ્યામા. ટેક. ૧
મારી ગેંદ હું આપું બદલે, મૂકો કરવી ઠગાઈ;
નાના મોટી કરતાં જાશે, ચતુર કહું ચતુરાઈ. ફેંટ૦ ૨
અમે શેના તમારી બરાબર, તમે નંદમણિના પૂત;
દયાના પ્રીતમ ગેંદ લેવાય ન, અમો ગરીબકેરા સુત. ફેંટ૦ ૩

## પદ ૧૬ મું.

છો ધૂર્ત ધરણીપતિ આપ;
બદલે દડો લેઉં તમારો, પ્રગટે તેમાં ઘણો સંતાપ. ટેક. ૧
કૃષ્ણ કે' શું ધૂર્તાઈ કરી મેં, તે તો તું દેખાડ;
મુખ સંભાળી બોલજે બાળક, નહિ તો થાશે મોટી લઢવાડ. છો ધૂર્ત૦ ૨
શ્રીદામો કે' લઢો અમથી, જોડો કંસની આગળ હાથ;
દયાના પ્રીતમ લઢવાડિયા માતું, માગ્યાં કમળ આપો ત્રિભુવનનાથ. ,, ૩

## પદ ૧૭ મું.

શું મેણું માર્યું અલ્યા તેં મુજને;
કંસનાં કમળ પહેલાં મોકલાવું, પછે જોર જણાવું હું તુજને. ટેક. ૧
સત્ય કહું અલ્યા કમળની કાજે, આવ્યો હું આણે ઠાર;
બાપડો કંસ મુજને શું જીતે, કરો મન માંહી કાંઇ વિચાર. શું૦ ૨

અઘ બક કેશી શકટાસુર, તૃણાવર્ત શિલા પર પાડ્યા;
બકી કપટ કરી મારવા આવી, તેને મેં હાથ દેખાડ્યા. „ ૩
કાલિદ્રહના જળને કોઇ ન અડકે, તે કાલિને ધરી હું લાવું;
દયાનો પ્રીતમ સખો ગોપનો, ત્યારે હું નિશ્ચે કા'વું. „ ૪

## પદ ૧૮ સું.

પછે રીસ કરી ગ્રહી ફેંટ છોડાવી;
કદંબ પર હરિ કૂદવા ચઢિયા, તે વૃત્તિ કોઇને નવ ભાવી. ટેક. ૧
કોઈ તાળી લઇ લઈ હસવા લાગ્યા, શ્યામને શ્રીદામાની બીક લાગી;
શ્રીદામો રડવા લાગ્યો ઘણું, દડો લેઉં જશોદા પાસે માગી. પછે૦ ૨
માર ખવડાવું તુજને વિઠલ, સંતાયો કદંબપર મુજને મારી;
એવે પીતાંબરની કાછ કછી હરિ, મતિ પડવાતણી વિચારી. પછે૦ ૩
શ્રીદામો મુખ ગાળો દેતો, રડતો અતિશે ઊભો;
દયાના પ્રીતમે ભૂસકો માર્યો, સખા સાથને અતિશે દુઃખ્યો. પછે૦ ૪

## પદ ૧૯ સું.

હાય હાય કરી સખા રડ્યા સહુ ત્યાંય;
દડા કાજે શ્રીદામાએ, નંદનંદન માર્યો આંય. ટેક. ૧
ઘેર યશોદા રસોઈ કરવા ચાલી, એવે કોઇક ગોપી છીંકી;
ઊભી રહી જાતાં ત્યાં માતા, રે વાત નહિ કંઇ નીકી. હાય૦ ૨
બીજું કાર્ય કરી વળી ચાલી, છીંકનો દોષ મટાડી;
આગળ જાતાં આવી એવે, માંઝારી એક આડી. હાય૦ ૩
વ્યાકુળ થઈ નીકળી ઘર બાહેર, કે'તી ગયો ક્યાં મારો કા'ન;
બાહેર કાગ દક્ષિણે બોલે, વ્યાકુળ ખરસ્વર સૂણવે બાન. હાય૦ ૪

---

પદ ૧૯ નીકી—સારી.

ક્ષણ ભીતર ક્ષણ બાહેર આવે, જાય આંગણમાં એહ ભાતિ;
દયાના પ્રીતમને જોતી જનની, તનમનકેરી તજી શાંતિ. હાય૦ ૫

## પદ ૨૦ મું.

એવે બાહેરથી આવે નંદ ઘેર;
પોળમાં પેસતાં છીંક થઇ ઘણી, ક્રૂર દક્ષિણ સ્વર સુણાવે કેર. ટેક. ૧
ફરકે આંખ શ્વાન લઢે ઘણાં, ઉત્તરમાં ખર પોકારે;
માથા પર જઇ કાગ કરે ચેષ્ટા, જોઇ નંદ ભય વિચારે. એવે૦ ૨
નંદરાય જ્યમ ત્યમ ઘેર આવ્યા, જોઇ વ્યાકુળ યશોદા નાર;
દયાના પ્રીતમે નારી દીઠી, નિસ્તેજ નયન અપાર. એવે૦ ૩

## પદ ૨૧ મું.

નંદ ઘરૂણીને પૂછે વાત;
વદન વિખરાઇ ગયું કયમ તારૂં, ક્યાં ગયા બળ મોહન તાત. ટેક. ૧
નારી કે' રસોઇ કરવા ચાલી, પણ છીંક થઈ તેણી વાર;
વળી આડી મંઝારી ઉતરી, થયા અપશુકન અવિધાર. નંદ ઘરૂણી૦ ૨
એમ કુશુકન મુજને થયા, તેથી મન મારૂં અકળાય;
દયાનો પ્રીતમ ક્યાં ગયો એમ, વાર વાર પૂછે નંદરાય. નંદ ઘરૂણી૦ ૩

## પદ ૨૨ મું.

મહા મહા દુઃખ પામ્યા નંદરાય;
ક્ષણ ભીતર ક્ષણ આંગણ આવે, ક્ષણ બેસે ક્ષણ ઊભા થાય. ટેક. ૧
એવે સર્વ સખા રડતા આવ્યા, ત્રાહ્ય ત્રાહ્ય કરે પોકાર;
આતુર થયા નંદ અતિશે મનમાં, આજ કાંઇ વિઘ્ન થયું નિરધાર. મહા૦ ૨
ચકિત થઇ બે પૂછવા લાગ્યાં, કહો વાત અમને દુઃખદાય;
દયાનો પ્રીતમ રમતાં કદંબ ચઢી, કાલિદ્રહમાં કૂદી પડ્યો રાય. મહા૦ ૩

## પદ ૨૩ મું.

આ તે સ્વપ્નું કે સાચું કે'વાય;
સૂતાં સેહેજે ભુજગ ડશ્યો નહિ, ક્રૂર વેણ શ્રવણે સંભળાય. ટેક. ૧
ધરણી પડી અકળાઇ યશોદા, યમુનાતટ દોડી ગયા નંદરાય;
બાળક સહુ નંદ સાથે દોડ્યા, ત્રાહ્ય ત્રાહ્ય વ્રજજનમાં થાય. આ તે૦ ૨
ત્રાહિ ત્રાહિ કરી નંદ પોકારે, જોતાં જોતાંમાં જન ઉભરાય;
ધરણીમાંહે ગોપપતિ પડતો, દાસ દયાનું મન મુઝાય. આ તે૦ ૩

## પદ ૨૪ મું.

વ્રજવાસી સુણી સહુ આવ્યા, ક્યાંથી પડ્યો કુંવર કા'ન;
બાળક આંગળી કરી ઠામ દેખાડે, અહીંથી કૂદી પડ્યા ભગવાન. ટેક. ૧
નંદ યમુનામાં પડતા રોકી રાખ્યા, લુહે આંખથી વારિ લોક;
વ્રજવાસી કહે નંદરાયને, ક્યમ કહું સમાવો શોક. વ્રજવાસી૦ ૧
ઘટી પળ વાટ જોઉં વિઠલની, પછે વ્રજજન પાડું દેહ;
દયાના પ્રીતમ વિણ કોણ જીવશે, સહુ મરે માનો નિઃસંદેહ. „ ૩

## પદ ૨૫ મું.

પોકારે માત ગયો ક્યાં કા'ન;
માખણ રાખ્યું તારે કારણ, ક્યમ વાર લગાડી શ્યામળવાન. ટેક. ૧
અતિ કોમળ તારૂં મુખ લાયક, નયન વિશાળ બે મોહનલાલ;
ગોરી ગાયનું દૂધ રાખ્યું મેં, વે'લા વળો હે વિઠ્ઠલ બાળ. પોકારે૦ ૨
વારતી ગોપી યશોદાને વાણી, હમણાં આવશે યદુરાય;
દયાનો પ્રીતમ મહાપરાક્રમી, શાંત થાઓ યશોદા માય. પોકારે૦ ૩

## પદ ૨૬ મું.

ખાઓ માખણ લાલજી આવી, લાગી વાર વિઠ્ઠલ નવ ભાવી;

સંગે બેશી જમો બે ભાઇ, જમતા જોઇ માતા બલજાઇ. ટેક. ૧
સારૂં માખણ હિતકર મેં રાખ્યું, એવું કોઇ વાર તેં નવ ચાખ્યું;
ઉંઘેટો મોકલ્યો જગાડી, જાણું નહિ આવું થાશે અગાડી. ખાઓ૦ ૨
હું બેઠી પંથ તારો નિહાળું, જોઈ તુજને દુઃખ મારૂં ટાળું;
વ્રજયુવતી સુણી સુણી એહ વાણી, રડતાં ધરણી પડી ઘણું અકળાણી. ,, ૩
શોકસિંધુ ડૂબી નંદરાણી, થઈ શુદ્ધિ બુદ્ધિ તનથી અજાણી;
દયાના પ્રીતમે લીલા એહ કીધી, ખેંચી જીવનદોરી માતની લીધી. ,, ૪

## પદ ૨૭ મું.

ચમકી ચતુરા તન શુદ્ધિ આવી;
આજ વ્રજજને સોર મચાવ્યો, તવ દ્રહ વાત સુણી આણભાવી. ટેક. ૧
પુત્ર પુત્ર કહી ઊઠી દોડી, વ્યાકુળી ગઇ યમુનાતીરે ધાઇ;
વ્રજવનિતા સહુ સંગે દોડી, જઇ સાહી અગ્રજ બળભાઈ. ચમકી૦ ૨
જનની વ્યાકુળ જોઈ પ્રબોધે, ધીરજ ધરો જીવે છે જદુરાઈ;
દયાના પ્રીતમનો ડર નહિ કાંઇ, વિલપે વ્યર્થ યશોદા માઈ. ચમકી૦ ૩

## પદ ૨૮ મું.

વ્રજવાસી સહુ ઊઠ્યા પોકારી, જળ મધ્યે શું કરે છે મોરારિ;
સંકટ વેળા વિઠલ તજાવી, હમણાં કયમ નથી બચાવતા આવી. ટેક. ૧
માત પિતા અતિશે દુઃખ પામે, રડી રડી પોકારે શ્યામે;
હળધર કહે સુણો વ્રજવાસી, એ છે અંતરયામી અવિનાશી. વ્રજ૦ ૨
એને કાજે ન કરવી ઉદાસી, એણે કર્યું હશે કામ તપાશી;
છે દયાનો પ્રીતમ આનંદ રાશી, જે રમા સહિત છે જળનો વાશી. ,, ૩

## પદ ૨૯ મું.

અતિ કોમળ તનું ધર્યું કા'ન;
ગયા ત્યહાં જ્યહાં કાળિ સૂવે, ઉરગનારીએ લહ્યા ભગવાન. ટેક. ૧

---

પદ ૨૭ અગ્રજ—મોટા ભાઇ.

કહ્યું કોતણો બાળક છું અલ્યા, વાર વાર કહુ નાશી ન જાય;
ક્ષણમાં બળીને ભસ્મ થઇશ તું, જોતાં કાળી નાગનો રાય. અતિ૦ ૨
ઉરગનારીની વાણી સુણીને, હશ્યા કા'ન કુંવર મહાકાય;
મુજને કંસે મોકલ્યો જોવા, નાગણી જગાડો નાગનો રાય. અતિ૦ ૩
અલ્યા શું કંસ જોવડાવે એને, એક ફુંકમાં બળી ભસ્મ થાય;
વળી કહે નાગણી પ્રભુને, દયાનો પ્રીતમ નવ અચકાય. અતિ૦ ૪

## પદ ૩૦ મું.

શું તમે ડરાવો ફણીધરથી મને;
કહ્યું માની તમારી હઠ છાંડો, મને લઇ જાઓ નાગપતિની કને. ટેક. ૧
જોઈ તુજને દયા મન આવે, તું કોનો સુત અહીં આવ્યો;
મરો કંસ નિર્વંશ થાવ ઝટ, જે તુજને અહીં પઠાવ્યો. શું તમે૦ ૨
કંસને મારીશું ધરણીને ધારીશું, જગાડીએ કાળિને આજ નારી;
દયાના પ્રીતમનાં વચન સુણીને, વાર વાર વારે નાગિણી મોરારિ. ,, ૩

## પદ ૩૧ મું.

જોતાં નાગ નારી ગિરિધારી તવ કોપીને,
પુચ્છ પર લાત મારી અહિ જગાવ્યો;
ઊઠયો અકળાઇ ડર ખાઇ ખગરાયનો,
જોઇ બાળક અતિ ગર્વ વાધ્યો. ૧
પાગ પૂછ ચાંપેથી રીસે કાળિ કાંપેથી,
જોઇ સહુ સર્પિણી સાન ભૂલે;

---

પદ ૩૧ ખગરાય–ગરૂડ. ફણિઘાત–ફણાઘાત–ફેણ મારવી. વિષવાંત–ઝેર ઓકેલો. નિર્જરી–દેવી—નાગણી. નાગણીઓ પણ પાસે જઇને તેના અંગને અડકી શકે નહિ, એવો તે ક્રોધી થયો.

આગાનલાલ મંગળદાસ ઠું'શાલા

પૂચ્છ લેઇ છટકી ચરણીમાં ગ્રહી પટકી,
ફૂણુકરભાર તે ફ્રટકી ફૂલે. ૨
કરે ફ્રણિઘાત વિષવાંત આતુર અતિ,
નિર્જરી જાય નહિ ગાત પરસે;
દયાપ્રભુ શ્યામ લોકાભિરામ પ્રવીણ,
પ્રમાણ અહિરાજ વિષજ્વાળ વરશે. ૩

## પદ ૩૨ મું.

આ કાલિને વ્રજલોક દેખાડું;
કમળ ભાર એના પર ભરીને. મુજ બળની સમજ પાડું. ટેક. ૧
માત પિતા અતિશે દુઃખ પામે, દર્શન દેઉં વાર ન લાવું;
મનમાં એમ વિચાર કરે હરિ, હવે કાળિને મોદ વધરાવું. આ૦ ૨
કમળ મોકલી દેઉં હવે હુંય, કંસને કાર્ય જણાવું;
દયાના પ્રીતમે મનમાં વિચાર્યું, હવે વ્રજવાસીનું દુઃખ વિસરાવું. આ૦ ૩

## પદ ૩૩ મું.

નાગણી સહુ કહે પરસ્પર, જુઓ જુઓ આ બાળકની જાત;
વિષજ્વાળે જળ બળે યમુનાનું, એને તન થાય ન કાંઇ ઘાત. ટેક. ૧
એ કંઇ મંત્ર તંત્ર તો જાણે, છે અતિ કોમળ સુંદર ગાત;
અહિરાજ મહારાજ વિષજ્વાળથી, ફ્રણાઘાત કરે લહુ સાક્ષાત. નાગણી૦ ૨
એને અંગે અડકે નહિ વિષજ્વાળા. બચ્યો અગાપિ પુણ્યવંત પિતુ માત;
દયાના પ્રીતમને દાવમાં લીધા, કરી કાળિએ અંગ લપેટ્યાની વાત. ,, ૩

## પદ ૩૪ મું.

ઉરગે લીધા હરિ લપેટી;
ગર્વ વચન કહી કહી મુખ ભાખે, મુજને નવ જાણે ક્રૂર અખેટી. ટેક. ૧
લીધો લપેટી ચરણ લગી હરિ, કરે ક્રોધ હાંકે બડાઇ;
ચાંપી પૂચ્છ હર્ખ્યો મન કાળી, યુવતીજને જોયા ન જદુરાઇ. ઉરગે૰ ૨
પ્રભુ અંતરયામી સહુ જાણે છે, અહિરાજ મન જે ફૂલાયો;
દયાના પ્રીતમે અંગ વિસ્તાર્યું, કાળિ દેહ સહિત દુલાયો. ઉરગે૰ ૩

## પદ ૩૫ મું.

જ્યારે શ્યામે દેહ અતિ વિસ્તાર્યો;
તડતડાટ અંગ તૂટવા લાગ્યું, શરણ શરણ અહિરાજ પુકાર્યો. ટેક. ૧
એ વાણી સુણતાં કરૂણામય, તરત ગયા સંકુચાઇ;
એહ વચન સુણી દ્રુપદસુતાને, સુખ દીધું દામોદરે ધાઈ. જ્યારે૰ ૨
એહ વચન ગજરાજનું સુણતાં, ગરૂડ ચઢી ધાયા જદુરાઇ;
એહ વચન સુણી લાક્ષાગૃહથી, કરી પાંડવને હરિ સાઇ. જ્યારે૰ ૩
એવી વાણી સહી જાય્ર ન શ્યામે, છે પ્રભુ પરમકૃપાળ;
દયાના પ્રીતમે અંગ સંકેલ્યું, વ્યાકુળ જોઇને વ્યાળ. જ્યારે૰ ૪

## પદ ૩૬ મું.

નાથતાં વ્યાળ વિલંબ ન કીધો;
પગથી ચાંપી શિથિલ કરીને, નાથ નાથી ગ્રહી પછી લીધો. ટેક. ૧
કૂદી ચઢ્યા તેના માથા પર, કરે કાળિ વિચાર;
શ્રવણે સાંભળી એવી વાણી જે, થયો વ્રજમાં હરિ અવતાર. નાથતાં૰ ૨
અધુના ગોકુળમાંહા અવતર્યા, સુણી નારદથી એવી વાત;

---

પદ ૩૪ અખેટી—આખેટી ( શિકારી ). પદ ૩૫ વ્યાળ—સર્પ.

સ્તુતિ કરવા લાગ્યો સહસ્રાનન, ધન્ય ધન્ય હે જગતાત. નાથતાં૦ ૩
વાર વાર શરણ શબ્દ પુકારે, રાખો રાખો હે ગોપાળ;
દયાનો પ્રીતમ પ્રગટ્યો નવ જાણ્યો, વિઠ્ઠલ ! વ્યાળ થયો બેહાલ. નાથતાં૦ ૪

## પદ ૩૭ મું.

રે કરી દર્શન હર્ષિત થયો;
ર્ણબ્રહ્મ સનાતન છો હરિ, હરિજન કાજ અવતાર ગ્રહ્યો. ટેક. ૧
શ્રીમુખ કહો શ્રીપ્રભુ પોતે, ક્યારે લીધો વ્રજ અવતાર;
શેષનાગ ભાર સહન નવ કરતો, તો ગજુ મારૂં શું હે મોરાર. કરી૦ ૨.
અણજાણે અપરાધ કર્યા બહુ, રાખિયે શરણ આ વાર;
દયાના પ્રીતમ ફણ મસ્તક ધારી, મુક્તિ આપો મોરાર. કરી૦ ૩.

## પદ ૩૮ મું.

હવે હરિવર કરો હું'ને સનાથ;
કોટિ કોટિ કીટ સમ હરિ હું નહિ, દ્યો દર્શન હે જગનાથ. ટેક. ૧
અશરણશરણ કે'વાઓ હરિહર, સુણો હરિજનની ઝટ વાત;
મમ અપરાધ ક્ષમા સહુ કીજે, થાશે હરજી ઘણી તારી ખ્યાત. હવે૦ ૨.
દીનવચન સુણી કાળિ મુખનાં, ચરણ ધર્યાં ફણી ફણી પ્રતિ આપ;
દયાના પ્રીતમે દીઠો વ્યાળ વ્યાકુળ, સુખ દીધું, ટાળી તનતાપ. હવે૦ ૩

## પદ ૩૯ મું.

યશોમતી તેડે કુંવર કાં'ન;
પાસે ઊભા જોઈ હળધરને, કે'તી ક્યાં ગયો ભગવાન. ટેક. ૧
મારો ભાઈ આવશે હમણા, તુજને દેખાડું છું માત;
ધીરજ ધારી ક્ષણભર બેસો, હમણાં થાય વિઠ્ઠલ વિખ્યાત. યશોમતી૦ ૨

---

૩૬ સહસ્રાનન—સહસ્ર મુખવાળો.

વળી એમ બોલે મહાદુઃખ મુજને, તુજને કહું શું વાર'વાર;
દયાના પ્રીતમ વિણ જનની વ્યાકુળ, થઇ ઘણી ઘણી અવિચાર. „ ૩

## પદ ૪૦ મું.

થયા વ્રજવાસી સહુ બેહાલ;
કા'ન કા'ન કહીને બોલાવે, છે અતિ વ્યાકુળ ગોપી ગ્વાલ. ટેક. ૧
હવે કોણ વસે વ્રજમાં જઇ, તુજરૂપી દગ વિણ નર નાર;
તુજ વિણ ગતિ ગહન થઈ છે, લાગ્યા દહન દેહ અંગાર. થયા૦ ૨
સવારના જળ મધ્યે શું પેઠા, થવા આવ્યા યુગ યામ;
કમળ લઇ દયાનો હરિ આવે, આટ્યા કે'તા સહુને બળરામ. „ ૩

## પદ ૪૧ મું.

આવે ઉરગ પર બેશી શ્યામ;
નંદ યશોદા ગોપ ગોપી કહે, વળી કહે બળરામ. ટેક. ૧
મોરમુકુટ વિશાળ લોચન, છે શ્રવણ કુંડળ લોલ;
કટિ પીતાંબર વેષ નટવર, નાચે ફણીપર હરિશ્રી અડોલ. આવે૦ ૨
દેવદેવી દુંદુભિ વગાડે, સુમનસગણ વર્ષાય;
દયાનો પ્રીતમ વાર વાર બોલાવી, વ્રજજન હર્ષે ફૂલાય. આવે૦ ૩

## પદ ૪૨ મું.

હળધર કહે શ્યામ આ આવ્યો;
મોરમુકુટ પીતાંબર કાછ કછિયો, અધિક નિકટ આવતામાં ભાવ્યો. ટેક. ૧
દેવ દુંદુભિ વાય ગાય છે, ફણી પ્રતિ નાચે શ્યામ;

---

પદ ૪૦ દગ—નેત્ર. યુગ—બે. યામ—પોહોર. પદ ૪૧ સુમનસગણ—પુષ્પનો જથો.

વ્રજજન સહુ મુઆં જીવાડયાં, હરખી ઊઠી સહુ વામ. હળધર૦ ૨
શોકસિંધુ વહી ગયો તરત તહીં, સુખસિંધુ વધ્યો અપાર;
દયાનો પ્રભુ છે કંસનિકંદન, લાવ્યા કમળ ઉરગ પર નાખી સાર. „ ૩

## પદ ૪૩ મું.

ફણ પ્રતિ પ્રતિ નાચે છે નંદન;
જળ મધ્યે યુગ યામ રહ્યા હરિ, તોય લોવાયું નહિ કર્યું ચંદન. ટેક. ૧
જે કાછ કછિયો તે છે તેવો, પીતાંબર પલવટ મુકુટ રસાળ;
જાણે ગિરિ ઉપર મોર આનંદિત, મુકુટ શોભા તેવી વિશાળ. ફણ૦ ૨
કરે અમરથકી અમરલલના સંગ, વળી જય જય ધ્વનિ ત્રિલોક;
દયાના પ્રીતમ કાળિ પર નાચે, પછે આવી રહ્યા વ્રજઓક. ફણ૦ ૩

## પદ ૪૪ મું.

ગોપાળલાલ નાચે ફણા પર એમ;
જાણે ગિરિવર પર વારિદ વરસે, મોર આનંદી રાચે જેમ. ટેક. ૧
ડોલે મુકુટ શિર પર હરિને, કુંડળ મંડિત ગંડ;
પીતવસન દામિની તનુ ઘન પર, તે પર સુરનો દંડ. ગોપાળલાલ૦ ૨
નાગણીઓ દીન મુખે ઉચ્ચારે, મૂકો મૂકો મોરાર;
દયાના પ્રીતમ કાળિને નવ દુ:ખ દ્યો, ધરો અમ અબળા દુ:ખ લગાર. „ ૩

## પદ ૪૫ મું

ત્યારે કૃપા કરી કૃષ્ણ ગુંસાઈ;
એટલી કૃપા કરી નહિ કેમે, જેટલી રાખી નયન નવાંઇ. ટેક. ૧
કૃપા કરી પ્રહ્લાદ ભક્તને, દ્રુપદસુતા જઇ રાખી;
ગ્રાહમુખથી ગજરાજ છોડાવ્યો, વેદ પુરાણે વાણી ભાખી. ત્યારે૦ ૨

---

પદ ૪૩ વ્રજઓક–વ્રજનું ઘર. પદ ૪૪ વારિદ–મેઘ. ગંડ–ગાલ. દામિની–વીજળી. સુરનો દંડ–ઇંદ્રધનુષ્ય.

જે કાંઈ કૃપા કરી કાળિ પર, તેવી હરિ ક્યહુ નવ કીધી;
કોટિ બ્રહ્માંડ અંગપ્રતિ શિરોમણિ, તે પગ અંગે કૃતિ કૂર લીધી. ત્યારે૦ ૩
ધરણી શિર ધરી શેષ ગર્વ હરી, તેમ કાળિ ગર્વ હર્યો મહારાજ;
પૂર્ણ કૃપા કરી દયા પ્રીતમને, ધર્યો ફણ ફણપતિ પગ આજ. ત્યારે૦ ૪

## પદ ૪૬ મું.

એ સહુ ઊભાં સુણે વ્રજવાસી;
કર જોડી અહિનારી વિનય કરી, કે'તી ધન્ય અવિનાશી. ટેક. ૧
જે પદકમળ રમા ઉર રાખે, સ્પર્શે સુરસરિ આવી;
જે પદકમળ શંભુની સંપતિ, તે ફણ ફણપતિ નિરખ્યું ભાવિ. એ સહુ૦ ૨
જે પદ સ્પર્શ શિલા ઉધરી ગઈ, પાંડવ ફરી ઘેર આવ્યા;
જે પદકમળ ભજન મહિમાથી, ભક્ત પ્રલ્હાદ બચાવ્યા. એ સહુ૦ ૩
જે પદ વ્રજયુવતી સુખદાયક, ત્રય પદ ત્રણ ભુવન ભર્યાં વામન;
દયાના પ્રીતમ તે પદ ફણી પર ધાર્યાં, નાચી નાચી કર્યાં અહિ પાવન. ,, ૪

## પદ ૪૭ મું.

આવી કૃપા કરી નહિ કોઈને;
થંભથી પ્રગટી પ્રલ્હાદ બચાવ્યો, તદપિ આવી કૃપાની જોઇ ન સોઇને. ટે. ૧
આવી કૃપા કરી નહિ ગજને, પગ પ્યાદે જો ધાયા;
આવી કૃપા ત્યારે પણ કરી નહિ, નૃપતિ બંધ છોડાવ્યા. આવી૦ ૨
આવી કૃપા કરી નહિ ત્યારે, જઇ દ્રૌપદી વસ્ત્રથી રાખી;
આવી કૃપા કરી નવ ભીષ્મ પર, સત્ય પ્રતિજ્ઞા ભાખી. આવી૦ ૩

---

પદ ૪૫ કોટિ બ્ર૦—કોટિ બ્રહ્માંડ પ્રતિ જે અંગ શિરોમણિ છે તે પગરૂપી અંગે કાલિગની કૂરકૃતિ લાધી—ગ્રહણ કરી. પદ ૪૬ સુરસરિ —ગંગા.

પૂરણ કૃપા નંદ યશોદા પર, તે કૃપા અહિપતિ પામ્યો;
દયાના પ્રભુ ધન્ય ધન્ય કંસને, કમળ માગતાં કાળિ દુઃખ વામ્યો. આ૦ ૪

## પદ ૪૮ મું.

સુણો કૃપાનિધિ જે કૃપા તમે, આ કાળિ પર કીધી;
એટલી મોટાઈ કહીએ કોઇને, આપે હરિવર દીધી ? ટેક. ૧
જેના પદકમળ સુકૃત જળ સ્પર્શી, તે આજ ધરે નિજ શીશ;
તે પદ પ્રગટ થયાં ફણુ ફણપ્રતિ, ધન્ય કૃપા જગદીશ. સુણો૦ ૨
એક અંડનો ભાર બહુ છે, ગર્વ ધરે મન શેષ;
આ ભાર અધિક સાહે હરિવર શિર, અમિત અંડ ભયભેષ. સુણો૦ ૩
સુર નર અસુર કીટ પશુ પક્ષી, સર્વ સેવક હરિ તારાં;
દયાના પ્રિતમ અપરાધ ક્ષમા કરો, આજ અજપતિ ! અવિધારા.સુ૦ ૪

## પદ ૪૯ મું.

ચરણકમળ વંદુ જગદીશ, જે ગોધનની સંગ ધાય;
જે પદ કમળરજે લપટાયા, કરગ્રહી ગોપી ઉર સાંય. ટેક. ૧
જે પદકમળ યુધિષ્ઠિર પૂજ્યાં, રાજસૂયમાં જઈ આવ્યાં;
જે પદકમળ પિતામહ ભીષ્મને, ભારત મધ્યે ભાવ્યાં. ચરણકમળ૦ ૨
જે પદકમળ રમા ઉર ભૂષણ, વેદ ભાગવત મુનિ ભાખે;
જે પદકમળ શંભુ ચતુરાનન, હૃદયકમળ અંતર રાખે. ચરણકમળ૦ ૩
જે પદકમળ લોક પાવન ત્રય, બળિરાય પીઠ પર ધાર્યાં;
તે પદકમળ દયાના પ્રીતમ, કાળિફણ પ્રતિ અવિધાર્યાં. ચરણકમળ૦ ૪

## પદ ૫૦ મું.

વંદુ ચરણસરોજ તમારાં;
સુંદરશ્યામ કમળદળ લોચન, લલિત ત્રિભંગી પ્રાણપ્યારા. ટેક. ૧

---

પદ ૪. ભવ ભેષ-ભયના ભેષજ (ઔષધ)રૂપ. અજપતિ-હે વ્હાલાના પતિ ! પદ ૫૦ સરોજ—કમળ. વ્યાધ—પારધી. અવિધારે—ધારણ કરે.

જે પદપદ્મ સદાશિવને ધ્યેય, સિંધુસુતા ઉરથી નહિ ટાળે;
જે પદપદ્મ તાત રીસ ત્રાસે, મન વચ ક્રમ પ્રલ્હાદ સંભારે. વંદુ૦ ૨
જે પદપદ્મ ફરે વૃંદાવન, અહિ શિર ધરી અગણિત રિપુ મારે;
જે પદપદ્મ સ્પર્શી વ્રજયુવતી, સર્વસ્વ સુત સદન વિસારે. વંદુ૦ ૩
જે પદપદ્મ-ત્રય લોક પાવન, સુરસરિ દર્શ દહે અઘ ભારે;
જે પદપદ્મ સ્પર્શી ઋષિપત્ની, નૃપ વ્યાધ્ર અમિત ખળ અવિધારે. વંદુ૦ ૪
જે પદપદ્મ ફરે પાંડવગૃહ, દૂત થઈ સહુ કાજ સમારે;
તે પદપંકજ દયાપ્રીતમ સુખકર, ક્રૂર કાળિદુઃખ વિસારે. વંદુ૦ ૫

## પદ ૫૧ મું.

ગિરિધર વ્રજધર હે મુરલીધર;
માધવ પીતાંબરધર મુકુટધર, ગોપધર હે દગધર. ટેક. ૧
શંખધર શારંગધર ચક્રધર, ગદાધર હે રસધર;
અધરસુધાધર કંબુકંઠધર, કૌસ્તુભમણિધર હે વનમાળધર. ગિરિ૦ ૨
મોતીમાળધર કટિકિંકિણીધર, ભૃગુરેખાધર હે પદ્મ હસ્તધર;
લક્ષ્મીધર વળી ગુંજમાળધર, કાળિફણ પ્રતિ ચરણકમળધર. ગિરિ૦ ૩
અઘધર અનઘધર અનંગધર, યોગધર શાસ્ત્રધર હે વેદધર;
દયાપ્રીતમ જગતધર ભગતધર, દુષ્ટ કંસના હરિ કેશધર. ગિરિ૦ ૪

## પદ ૫૨ મું.

સહુ વ્રજજન યમુનાતીર;
કાળિનાગની ફણા પર નાચે, સંકર્ષણનો વીર. ટેક. ૧

---

પદ ૫૧ દગધર–રાધાના નેત્રકટાક્ષને ધારણ કરનાર. કિંકિણીધર–ઘુઘરીઓવાળી સેરને ધારણ કરનાર. ભૃગુરેખાધર—ભૃગુઋષિએ મારેલી લાતનું ચિન્હ ધારણ કરનાર. અઘધર- અઘાસુરને પકડનાર. અનઘધર–પુણ્યશાળીને ધારણ કરનાર.

ગાન તાન થેઇ થેઇ કરે સુર, વાય તાલ મૃદંગ ગંભીર;
એમ મગ્ન ગંધર્વ ગાય છે, વ્યોમ વિમાન જુએ આહીર. સહુ૦ ૨
નાગણીઓ આગળ સહુ ઊભી, નયને ઢાળતી નીર;
અમને દાન આપો પતિ છોડો, સુંદરશ્યામ શરીર. સહુ૦ ૩
આવ્યા નીકળી પે'રી મણિભૂષણ, પીત વસન કટિ ચીર;
દયાના પ્રીતમને ભુજ ભરી ભેટે, થઇ જનની જનક અધીર. સહુ૦ ૪

## પદ ૫૩ મું.

ગરુડ ત્રાસથી જે અહીં આવ્યો;
તો પ્રભુ ચરણકમળ ફણ ફણપ્રતિ પામ્યો, નાચ હરિનો શિર સુહાવ્યો. ટે.૧
ખગપતિને શાપ્યો ઋષિએ, તેથી દ્રહમાં રહ્યો છુપાઇ;
પ્રભુવાહનનો ડર મન વસિયો, અહીં રહ્યો અહિ સંતાઇ. ગરુડ૦ ૨
તે સુણી કૃપા કરી નંદનંદન, ચરણચિન્હ દરશાવ્યાં;
દયાનો પ્રીતમ અભય કરી અહિ, વા'લાંની પાસે આવ્યા. ગરુડ૦ ૩

## પદ ૫૪ મું.

જય જય ધુનિ અમર નભ કરતા;
ધન્ય ધન્ય જગદીશ ગોસાંઇ, હરિ હરિજનનું દુઃખ હરતા. ટેક. ૧
અભય કર્યો ફણા ચિન્હ ચરણ ધરી, જાણી પોતાનો દાસ;
જળથી કાઢી કૃપા કરી વ્રજને, ટાળ્યો ગરુડથી સાપનો ત્રાસ. જય૦ ૨
સ્તુતિ કરી અહિપતિ કુટુંબ લેઇ, ચાલ્યો પોતાને ઓક;
દયાનો પ્રીતમ માત તાતને મળિયો, દૂર કર્યા તન શોક. જય૦ ૩

---

પદ ૫૩ અહિ—સર્પ. પદ ૫૪ નભ—આકાશ. ઓક—ઘર.

## પદ ૫૫ મું.

લીધો જનનીએ કંઠે લગાડી;
અંગપુલકિત રોમ ગદગદ, વનમાળીને પૂછે થયું શું માડી. ટેક. ૧
હું તુજને કહી ગયો જનુની, જમુનાતટ જઈ આવું;
કંસે કમળ મગાવ્યાં માટે, થયું તાતને ભયનું ખાવું. લીધો૦ ૨
નિશિ સ્વપ્નવત્ વાત લહી મેં, તેં હશી જનની કાઢી;
મારા મનમાં નિશ્ચે પ્રગટ્યો, પછે થયું શું અગાડી. લીધો૦ ૩
ગ્વાલ સંગ મળી ગેંદ ખેલતાં, આવ્યા યમુનાતીર;
કોઇએ લેઇ મુને નાખી દીધો, કાલિદ્રહકેરે નીર. લીધો૦ ૪
ઉરગે અવલોક્યો મુજને, પૂછ્યું કોણે મોકલ્યો બાળ;
મેં કહ્યું નૃપ કંસે મોકલ્યો, કમળ લેવા રસાળ. લીધો૦ ૫
એમ સુણી ડરી કમળ દીધાં, વળી મુને મૂકી ગયો બાહાર;
દયાપ્રીતમે એમ જનની બોધી, પછે તમે જોયો નિરધાર. લીધો૦ ૬

## પદ ૫૬ મું.

વ્રજવાસીને કહે છે કા'ન;
યમુનાતીર પુલિનમાં વસિયે, એમ કહે ભગવાન. ટેક. ૧
ગોપ ગોપી સુણી હરખ પામ્યાં, હરખ્યા ઘણું નંદરાય;
ઘેર ઘેરથી પકવાન મગાવ્યાં, લઈ લઇ આવી ગોપી ત્યાંય. વ્રજવાસી૦ ૨
દધિ માખણ ખટરસનાં ભોજન, કર્યાં કરી ચતુરાઈ;
માતા પિતા ગોપી ગ્વાલને, દયાનો પ્રભુ સુખદાઇ. વ્રજવાસી૦ ૩

## પદ ૫૭ મું.

તરત કમળ મોકલો નંદરાય;
સુણો તાત હવે વિલંબ ન કરવી, નહિ તો ચઢિ આવશે કંસ રાય.ટેક. ૧
કમળ મંગાવી લીધાં તટ ઉપર, કોટિ કમળ મોકલતા સેવક સાથ;

બહુ વિનય કરી પત્ર લખ્યો નૃપ, ભેટ લેજો ભુવનના નાથ. તરત૦ ૨
વળી કાંઈ અમને આજ્ઞા દેજો, છું તત્પર કરવા કામ;
દયાના પ્રીતમની કૃપાએ, કમળ આપી ગયો કાળિનાગ. તરત૦ ૩

## પદ ૫૮ સું.

સહસ્ર શકટ ભરી કમળકેરાં;
વળી સાથના ગોપના કરમાં આપ્યાં,
નંદરાયે કમળ ઘણેરાં. ટેક. ૧
વળી બહુ કામળી દધિ માખણ મોકલ્યાં,
આહીર સાથે નંદ રાય;
નૃપને હાથ પત્ર આ દેજો,
મારી વિનતિ કે'જો ત્યાંય. સહસ્ર૦ ૨
મારૂં નામ નૃપને લેજો,
કે'જો શ્યામ કમળ લેઈ આવ્યો;
કોટિ કમળ આપે નૃપ માગ્યાં,
આ ત્રણ કોટિનો સમૂહ કા'વ્યો. સહસ્ર૦ ૩
નૃપતિ અમો આહીરની જાતિ,
તમ લાયક ભેટ ન કાંય;
દયાના પ્રીતમનો પિતા કા'વે એમ,
જુઓ કૃષ્ણની લેતા સા'ય. સહસ્ર૦ ૪

## પદ ૫૯ સું.

અતિ કમળભાર દધિભાર માખણ ભર્યું,
લઈ વર ગ્વાલ નૃપદ્વાર આવ્યા;
તરત આવી કહ્યું શકટનું જાણ થયું,
પોળિયાને મન કમળ ભાવ્યાં. ટેક. ૧

સુણી એ વાત પ્રખ્યાત માં'ખ્યાતશી,
મેં'લથી નીકળી નૃપતિ જોતો;
દેખી દરબાર સહુ ગ્વાલ પરિવાર,
બહુ કમળનો ભાર શકટે સમોતો. અતિ૦ ૨

ચકિત મનથી થયો જ્ઞાન નૃપતિ ગ્રહ્યો,
શોચ મનમાં સહ્યો શુંય કરવું;
ગોપ શિર નામી નૃપ સામી કર જોડીને,
કહે કમળના કાજનું કઠણ સરવું. અતિ૦ ૩

થયું એમ કે' નંદ નૃપ વંદના માહરી,
હારી ગયો ઈંદ્ર અહિ જોત જોતે;
ડર્યો તેહ અકળાઇ તરત ભય સાહી,
ચાહી આપી ગયો કમળ સોતે. અતિ૦ ૪

એમ કહ્યું શ્યામ બળરામ દો નામ,
નૃપ કામ મળી આમ દ્રય બંધુ કીધું;
અવર સહુ ગોપ આરોપ વર કોપથી,
પ્રીતમ દયાતણે દુઃખ લીધું. અતિ૦ ૫

## પદ ૬૦ મું.

ગોપે હરિની વાત સુણાવી;
તે સુણી કંસ ગયો રીસાવી, અવિચારીએ સેન ગુમાવી. ટેક. ૧

એ કોઇ મહાઅવતારીક જાણું, જ્યાં ન પો'ચે ઉપચાર;
જે જે ગયા તે થયા પરિપૂરણ, કોઇએ કર્યો નહિ નિરધાર. ગોપે૦ ૨

---

પદ ૫૯ સમોતો—સામટો ( ? ) થયું ઇ૦—ગોવાળ કંસ પ્રતિ બોલ્યા; "નંદ એમ કહે છે કે" ઇત્યાદિ અન્વય. અવર ઇ૦—અવર સહુ ગોપ ઉપર રાજાએ ઘણા કોપથી જે જે આરોપ મૂક્યા તે તે આરોપનું દુઃખ દયાના પ્રીતમે લીધું.

કાળિથકી વળી એ પણ બચિયો, લાદી કમળ ગોપ અહીં લાવ્યા;
એક વ્યાલ મંગાવ્યો ત્યાંથી, લાવી અનેક તાપ તજાવ્યા. ગોપે૦ ૩
કોટિ શતકોટિનો સંચય, લખ્યું સમશ્યામાં સમજ્યા જાણ;
એમ કહી શીસ સામાવી અંતર, કંસ રાય ચતુર સુજાણ. ગોપે૦ ૪
કમળ જોઈ મન કચવાયું, ન કરવાનું કરિયું શું કામ;
દયાના પ્રીતમની મે'ર મનોહર, શકે હોય એ પૂરણકામ. ગોપે૦ ૫

## પદ ૬૧ મું.

બોલાવી લીધા ઘરમાં ગોપ;
હૃદય દુઃખ સુખ મુખે દેખાડી, કરી ભેટ ભલી આરોપ. ટેક. ૧
નંદને શિરપાવજ આપ્યો, આવ્યા ગોપને આપી પાઘ;
એમ કહ્યું બળરામ શ્યામને, જોવા ધરી અનુરાગ. બોલાવી૦ ૨
અતિપુરૂષાર્થ કર્યું કે'જો, કમળ લાવ્યા મહાકાય;
દયાના પ્રીતમને દેખવા ઇચ્છા, કે'જો કરેછે કંસ રાય. બોલાવી૦ ૩

## પદ ૬૨ મું.

કમળ શકટ ભર્યાં જોઈ થયો વ્યાકુળ;
શ્યામનાં વચન સુણી મન માંહી લાગ્યું,
નિશ્ચે હરિ અરિકેરૂં મૂળ. ટેક. ૧
થયો વ્યાકુળ નંદલાલવ્યાલખેલ જોઈ,
વળી તેથી બચી વ્રજ મધ્ય આવ્યો;
દાવાનળરૂપ દાનવને મોકલ્યો,
કરૂં ભસ્મ જઈ આજ નૃપતાપ જેણે નિપાવ્યો. કમળ૦ ૨
ચાલ્યો'રીસાઇ કરી ચતુરાઈ તે,
મન નિશ્ચે વ્રજજન સંહાર્યાં;

પદ ૬૦ વ્યાલ—સર્પ.

નૃપતિનું લેઇ પાન મન કરી અભિમાન,
કરી તર્ક અનુમાન વાટે સીધાર્યો. કમળ૦ ૩
વૃંદાવન આદિ વ્રજાદિ ગોકુળાદિ,
પળ વિપળમાં આજ જાણું;
ચાલ્યો મલકાઇ હરિ પર રીસાઇ,
દયાના પ્રીતમનું દુઃખ ટાળું. કમળ૦ ૪

## પદ ૬૩ સું.

કમળ આપી સહુ ગોપ આવ્યા;
ગયા યમુના તીર થઇ ઘણી ભીડ,
જોઇ આહીર નંદે બોલાવ્યા. ટેક. ૧
દીધો શિરપાવ નૃપ મહારાવ,
સમજે ન કોઇ ભાવ સારસ્ય શ્યામ જાણે;
અતિ સુખ માનીને ગ્રહ્યું શિર નામીને,
ભેટિયા સ્વામીને નંદજીબાળને તો વખાણે. કમળ૦ ૨
શ્યામ બળરામનું નામ જવ જઇ કહ્યું,
આમ નૃપ રીઝિયો નંદરાજા;
દેખું દયાનો પતિ વશી મન એ રતિ,
ગતિ અતિ સહુ લહે શ્યામ માઝા. કમળ૦ ૩

## પદ ૬૪ સું.

એ સુણી નંદ બહુ સુખ પામ્યા;
કમળ મોકલ્યાં નૃપતિએ લીધાં,

---

પદ ૬૨ પાન ૪૦—પાનનું બીડું ઝડપીને. પદ ૬૩ સારસ્ય—તત્વાર્થ.

એ બાળ બોલાવ્યા સુણી દુઃખ વામ્યા. ટેક. ૧

રોવા બહુ હરિવરની માની,
વ્રજનારી હર્ષ ન સમાય;
વળી વાત કે' કમળ મોકલ્યાં,
જેથી રીઝ્યો કંસ મહારાય. એ સુણી૦ ૨

આનંદ કરે યમુનાતટ વ્રજજન,
ખેલ્યાં રેલ્યાં દિવસ મોઝાર;
મહાસુખ શ્યામ બચ્યા કાળિથી,
કંસ રીઝ્યો એ ધન્ય વિચાર. એ સુણી૦ ૩

હસે શ્યામ બળરામ વળી વળી,
શું નૃપ ધરે જોવાની હામ;
દયાના પ્રીતમે માત પિતાકેરે હિત,
વ્રજ બચાવ્યું કરી કંસ કામ. એ સુણી૦ ૪

કમળલીલા ગાય શીખે સાંભળે,
તે પામે ગોલોકનું મા'ધામ;
દાસ દયો ગુણ ગાઈ રીઝવે,
સ્વામિની સ્વામી મનહર રામ. એ સુણી૦ ૫

---

# पत्रलीला.

## પદ ૧ લું.

રાધા રીસાઇ રીસાઈ રીસાઇ;
નંદકુંવર બહુ નેહ કરે પણ, ચાલે નહિ ચતુરાઈ. ટેક. ૧
શ્રીદામાને મોકલિયો પ્રભુ, પદ્મિનીને સમજાવો;
તેણે વાત ઘણી ઘણી કીધી, તદપિ ન અર્થ સિધાવ્યો. રાધા૦ ૨
માને નહિ મા'વજી એ મારૂં, ઉત્તરમાં એહ લાવ્યો;
કૃષ્ણ કહે શા કારણ ક્રોધી, તે લાવ્યે મન ભાવો. રાધા૦ ૩
અવરને કારજ આ સોંપ્યું, તેથી કાંઇ ન નિપજ્યું;
માટે તુજને મિત્ર બોલાવ્યો, તો તારૂં કાંઇ ન ઉપજ્યું. રાધા૦ ૪
સંદેશો રખે એવો તું સમજે, કહ્યું એટલું ત્યાંહી કે'વું;
જ્યાં ત્યાં કરી મન એનું રીઝાવો, મન મનાવી એનું લેવું. રાધા૦ ૫
મારી નિંદા કરવી પડે તો, તે કરતાં નવ બી'વું;
શ્રીદામા સત્ય કરી માનજે, રાધા કાજ હું જીવું. રાધા૦ ૬
જો નવ માને હઠીલી અબળા, તો મનની વાતડી લાવે;
પછે તેનો ઉપાય કરીશું, દાવ જેવો મિત્ર ફાવે. રાધા૦ ૭
રીસાવાનું કારણ ન જાણું, આ સમયે હું સાચું;
જયમ ત્યમ કરી જુવતી મનાવે, તો અતિશે રાચું. રાધા૦ ૮
પનઘટ પર હું ને એ મળિયાં, આનંદે કરી વાતો;
આજ રીસાઈ રાણી બેઠાં, જે સુણી દુઃખી હું થાતો. રાધા૦ ૯
શ્રીદામો કે' સમજાવી લાવું, કરી ચતુરાઇ આજે;
દયાના પ્રીતમનું મનડું મનાવું, સંગ લાવું સખી જન સાજે. રાધા૦ ૧૦

## પદ ૨ જું.

શ્યામળિયો કહે, જાઓ જાઓ શુકન જોઇ;
રાધારાણી મનાય જે વિધિ, સાધજો એવી સોઇ. ટેક. ૧

વારૂ કહીને વળીઓ શ્રીદામો, થાયે છીંક ઘણી ઘણી;
મંજાર માર્ગમાં આડી ઉતરે, ઝાંખો દરશે દિનમણિ. શામળિયો૦ ૨
તે કાંઇ નવ ગણતો શ્રીદામો, ચાલ્યો ચતુરા પાસ;
ભવનમાં હેરિયાં જઈ હેરે, કે'વડાવે આવ્યો કૃષ્ણનો દાસ. શામળિ૦ ૩
જાણે જુવતી જોતી શ્રીદામો, તદપિ ન સામું નિહાળે;
શ્રીદામો મન માંહે ગુંચાયે, વનિતા આવે શે વા'લે. શામળિયો૦ ૪
એવે વિશાખા ચાલી મળવા, તેની સાથે કા'વ્યું;
વ્રનો વાસો વિઠલે મૂક્યો, મમાં માધવ ચિત્ત ભાવ્યું. શામળિયો૦ ૫
કંએ અરિ હરિ વર જાણી, કૃને ત્યાંહી બોલાવ્યા;
સંદેશો તેહ કે'વા આવ્યો, સમાચાર જે કા'વ્યા. શામળિયો૦ ૬
વિશાખા વારૂ કહી ચાલી, ચતુરા જઈ ચેતાવી;
ભયભરિત સંદેશ સુણીને, રાધિકા સત્વર આવી. શામળિયો૦ ૭
હસી શ્રીદામો કે'વા લાગ્યો, મન ગમે મુખ ક્રોધ;
એ તે ટકશે ક્યાં સુધી રાધા, માનીએ મારો બોધ. શામળિયો૦ ૮
કંથ સાથે કૂડું પાડો, તેમાં શું કાઢો લા'ણ;
કયહું એક પ્રીતિ તો પરવારે, વદવી મારે સત્ય વાણ. શામળિયો૦ ૯
શ્યામ સઘન વન જઇને બેઠા, જોતા તારી વાટ;
દયાના પ્રીતમને પ્રકટ્યો પદ્મની, તારે કાજે ઉચ્ચાટ. શામળિયો૦૧૦

## પદ ૩ જું.

રાધિકા કહે આવ્યો તેનું, કારણ સત્વર ભાખ્ય;
મહાચતુર તું સેવક જાણું, ચતુરાઈ કૃષ્ણને દાખ્ય. ટેક. ૧

---

૫ વ્રનો–વ્રજનો. મમાં–મથુરામાં. ૬ કંએ–કંસે. કૃને–કૃષ્ણને. ૭ ભયભરિત–ભયથી ભરેલો.

તારા જેવી ચતુરાઇ ક્યાંથી, આવડે અમને દાસ;
કેવળાનંદનું નૂર ગમાવ્યું, દાસ થતાં ન થાય ઉદાસ.		રાધિકા૦ ૨
નવનંદ શિરોમણિ નંદ કા'વે, તેવા નંદને થયાં ન સંતાન;
શું પૂર્વજ તારા દાસ થયા'તા, શાણા લાવ્ય કંઇ સાન.		રાધિકા૦ ૩
ઉદરકાજે શ્રમને સાધો, ત્યારે પેટ ભરાય;
ચતુર ચોરનો આશ્રય કરશો, પણ એ ચોરી તમારૂં જાય.	રાધિકા૦ ૪
મોઢે મીઠી વાતો કરશો, ભોળવી જાશો ભૂર;
ચતુરાઇ ચતુરશથી કરતા, મૂકી સમજનું ઘર દૂર.		રાધિકા૦ ૫
મોટો તે મોટાના ઘરનો, પૂરૂં તમારૂં ન પાડે;
દાસપણું એવાનું કરો શું, કૂવે ઉતારી વર્ત વા'ડે.		રાધિકા૦ ૬
જૂઠું સાચું જલ્પો સર્વે, છૂટશો કેઇ પેર સાર;
અમારે નહિ લેવા દેવા, શાણા સમજી કરો વિચાર.		રાધિકા૦ ૭
પય પીવાડતાં પૂતના મારી, ઉપકારી એવા કા'ન;
સમજાણ નહિ માટે સમજાવું, ભૂલો શેણે મૂઢ ભાન.		રાધિકા૦ ૮
મથુરા માંહી માધવ જાશે, એથી અમને શું થાશે;
કંસના અનુચર મારવા માંડ્યા, તે શું વ્રજજન પેઠ વવા'શે. રાધિકા૦ ૯
કંસે કૃષ્ણને અરિ જાણ્યા તો, તમારો આવશે વારો;
દયાના પ્રીતમકેરા સંગી સાચા, હું કહીશ બે ચારને મારો.	રાધિકા૦૧૦

---

૨ દાસ—( કૃષ્ણનો ). કેવળાનંદનું ઇ૦—તું દાસ થવાથી ઉદાશ થતો નથી—દાસત્વભાવને તજતો નથી તેથી તેં કેવળ આનંદનું નૂર ગુમાવ્યું છે. ( દાસને તે મળતો નથી માટે). અથવા શ્રીદામાનો પિતા ' કેવળાનંદ ' નામે ગોપ હોય એમ લાગે છે.

૫ ચતુરાઇ ઇ૦–તમે સમજતું ઘર દૂર મૂકીને( મૂર્ખ થઇને )ચતુરા ( સ્ત્રી ) સાથે ચતુરાઈ કરતા. અર્થાત્ કૃષ્ણનું આવું દૂતત્વ તમારે શું કરવા કરવું પડે છે ?

## પદ ૪ થું.

શ્રીદામો કહે સાચું શ્યામા, તમને ઘટે તે કરજો;
સંદેશો કહેવા હું આવ્યો, ચિત્ત વિચ ચારૂ ધરજો. ટેક. ૧

માધવે મુજને મોકલિયો છે, કા'વ્યું છે એક કે'ણ;
તેટલા માટે તમને તેડ્યા, વેણ કા'વી દુ:ખદેણ. શ્રીદામો૦ ૨

ઘણા પ્રકાર જણાવવા કીધા, તોય તમે નવ ચેત્યાં;
ત્યારે અમો કા'વી મોકલ્યું, પ્રીતમ બેઠો એ ત્યાં. શ્રીદામો૦ ૩

સરસ સુમનસ્ સુગંધ આપે, નિકુંજફેરી માંય;
વાટ જોઇ વનિતા હું બેઠો, વે'લાં આવો આંય. શ્રીદામો૦ ૪

તેડવા કારણ ઘણા મોકલ્યા, તોય તમે નવ આવ્યાં;
મુજ સાથે 'ના' કા'વી મોકલી, તે વેણ વિઠ્ઠલને ન ભાવ્યાં. શ્રીદામો૦ ૫

નંદ શિરોમણિ આપ કહોછો, તે નંદનંદનના અમો દાસ;
દાસ થતાં ઉદાસ થઉં નહિ, છે વિઠ્ઠલનો વિશ્વાસ. શ્રીદામો૦ ૬

પત્ર એક લખી આ આપ્યો, વાંચો વનિતા ભાવે;
કહ્યું ગુપ્ત આપવા માધવે મુને, રાધી રખે કોને દર્શાવે. શ્રીદામો૦ ૭

રાધિકા કહે પત્ર ન જોઇએ, કે સંદેશો નવ સુણિયે;
આજ સુધી ભૂત પેરે ભમિયાં, હવે એ ભૂવે નવ ધૂણિયે. શ્રીદામો૦ ૮

પ્રભુને કહીએ પત્ર પાઠવો, કોઇ લખી સખી ચતુર;
તે પત્ર આપનો વાંચે વિઠ્ઠલ, નવીન નેહે જે આતુર. શ્રીદામો૦ ૯

શ્રીદામો કહે એવડું શાણું, મનમાં લગાડો ખોટું;
માધવે એવું શું કીધું, અવિશ્વાસનું કૃત્ય મોટું. શ્રીદામો૦ ૧૦

સ્નેહી સાટે શામળો આપે, તન મન ધન નિજ પ્રાણ;
દાસ દયાનો પ્રીતમ કા'વ્યો, જેહ થયું વિશ્વે જાણ. શ્રીદામો૦ ૧૧

## પદ ૫ મું.

રાધિકા કહે એવું ન બોલીશ, જાણ્યો તારો કા'ન;
વિશ્વાસીઆંને વગોવતો હીંડે, જોને દેહડી શ્યામળવાન. ટેક. ૧
કાળો એ ઉપરથી જેવો, તેવો ભીતર ભગવાન;
તુજને શીખવી મોકલિયો છે, સમજાવી સમ્યક સાન. રાધિકા૦ ૨
પાર પામવા તું આવ્યો મારો, વિધ વિધ કરતો પ્રશ્ન;
જા અલ્યા જઇને તું કે'જે, શું છે નાગર એકલો કૃષ્ણ ? રાધિકા૦ ૩
શ્રીદામો કે' તેણે ન પૂછ્યું, પ્રસંગવશાત્ પૂછું હુંય;
કપટીકેરો નહિ ભરોસો, વદતો શુંયનું શુંય. રાધિકા૦ ૪
એમ અનુમાન કરી તમે સમજ્યાં, કા'વ્યું હશે ગોપાળ;
ધૂર્ત જોઇએ ધરણીપતિને, મેં તો છોડ્યો છે ક્યારનો ખ્યાલ. રાધિકા૦ ૫
દડા માટે વેણ એવાં ભાખ્યાં, જેથી પડ્યો દ્રહમાં એહ;
હું કાંઇ એને લેખું નહિ નારી, તમે સમજો નિઃસંદેહ. રાધિકા૦ ૬
સાથે ગઉ ચરાવવા જાવું, તેથી કીજે કંઈ કામ;
બાકી કૃષ્ણ કરતાં શત ઘણો સારો, રાજિવદળ બળરામ. રાધિકા૦ ૭
ભેદ કપટ છળ જેહ ન જાણે, વળી મહાપરાક્રમી પૂર;
બળરામવડે શ્રીકૃષ્ણ કહાવે, અસુરારિ મહાશૂર. રાધિકા૦ ૮
વિશ્વાસીને ઠગતો એતો, ચેત્યાં ચતુરા સત્ય;
પાણી પે'લી પાળજ બાંધી, ધન્ય ધન્ય તમારી મત્ય. રાધિકા૦ ૯
કોઈ કૃષ્ણનું સારૂં ન બોલ, તમે વેઠ્યું એકાજે દુઃખ;
દયાનો પ્રીતમ તોય ન કરતો, શ્યામા તમને સુખ. રાધિકા૦ ૧૦

## પદ ૬ ઠું.

અલ્યા ધૂર્ત શું ધૂતવા આવ્યો, સમજાવે શાણી વાત;

---

૩ નાગર—ચતુર. ૪ પ્રસંગવશાત્—આવી વાત નીકળી તેથી. ૭ રાજિવદળ—કમળપત્ર સમાન ( નેત્રવાળો ).

ચતુરાઈ કરય ચતુર્ભુજ આગે, થાય દાસમાં તું વિખ્યાત. ટેક. ૧
નવો નંદ કોઈ સેવક રાખે, જાણે વરતી લાવે મન;
પણ મુજશું ચતુરાઈ ન ચાલે, કરે તું કે તારો મોહન. અલ્યા૦ ૨
નિંદા કરીને વાતજ લેવી, એથી અર્થસિદ્ધિ નવ થાય;
ચતુરા આગળ ચતુર પણું જાતાં, ખત્તા ઘણા તું ખાય. અલ્યા૦ ૩
જા જઈને તું કે'જે વિઠલને, રાધી હવે નહિ આવે;
મનતણો મર્મ ન આપે કોઈને, તુજ સંગે પ્રીતિ ન ભાવે. અલ્યા૦ ૪
વે'લો વળ કે વેગે બોલાવું, વૃષભાન જે મુજ તાત;
કૃષ્ણ પ્રેમનો દાસ કહાવ્યો, કરૂં ફૂડું સહુ વિખ્યાત. અલ્યા૦ ૫
ભય પામી શ્રીદામો ભાગ્યો, ગઈ રાધિકા લલિતા પાસ;
અલિ શ્રીદામા સાથે પત્ર પાઠવ્યો, તે લખી શકી ન પ્રકાશ. અલ્યા૦ ૬
વાટ માંહિ તે વહ્યો જાય છે, કયહુંક કરની ઉપાય;
પત્ર આવે ને જાણ ન થાયે, રત્ન નીકળે જીવે ગાય. અલ્યા૦ ૭
વારૂં કહી વનિતા ગઇ વેગે, ભેટી જઇ શ્રીદામો જાય;
કયાં જઇ આવ્યા મુખથી બોલી, કયમ છે ખુશી જદુરાય. અલ્યા૦ ૮
શ્રીદામો કહે શાણી શ્યામા, કરી આપે એક કાજ;
રાધા કેમ રીસાઇ હરિ પર, ઇચ્છે જાણવા એ મહારાજ. અલ્યા૦ ૯
પત્ર લખાવી લાવ્ય તું વેગે, કરી દઉં ખુલાસો ખાંત;
શ્રીદામો કહે પત્ર રહ્યો આ, જોઇ થાયે ન રાધી શાંત. અલ્યા૦ ૧૦
લલિતા કહે લાવ્ય લાવું મનાવી, રાધિકાના શા ભાર;
દાસ દયાનો પ્રીતમ તેડે, શે મૂર્ખ રાધી લગાડે વાર. અલ્યા૦ ૧૧

## પદ ૭ મું.

પત્ર પાણિ માંહેથી લીધો, છૂપાવિયો ક્ષણ માંય;
બીજો કાગળ કરમાં સા'યો, બોલી બાળા શું પછી ત્યાંય. ટેક. ૧

રાધિકારાણી રમણ કરે ત્યાં, ચાલો આપણ જઇએ;
કપટી કા'નનો સંદેશો જે, આપણ જઇને કહીએ. પત્ર૦ ૨

શ્રીદામો કહે સાથ ન આવું, એકલી જા તું આજ;
રાધિકા મહાક્રોધી થઇ છે, વાર વાર આવ્યે આવે છે લાજ. પત્ર૦ ૩

લાજ લાગે ને કામજ કરવું, એ તે ક્યાંનો ન્યાય;
જો તું આવે નહિ મુજ સાથે, મારી બલા ત્યાં જાય. પત્ર૦ ૪

શ્રીદામો કહે સાથ ન આવું, જાઉં જદુપતિ પાસ;
પત્ર આપ્ય પાછો મુજને લલી, કોઈ વાર પૂરી લેજો હવે આશ. પત્ર૦ ૫

સંદેશા કહી આવું હું તારા, તે હવે જોઈ કરીશું કાજ;
લક્ષણવંતી લલિતા બોલી, થાય તે કરજો તું ને તારો મા'રાજ. પત્ર૦ ૬

એમ બોલતાં લઢો પડ્યાં બે, લલીએ પત્રનો કીધો નાશ;
નારી નાસી ગઇ રાધા પાસે, થયો શ્રીદામો ઉદાસ. પત્ર૦ ૭

રાધિકાને કહ્યું લલિતાએ, પત્ર ફાડી આવી તુજ પાસ;
મેડીએ જઇને હેરીએ ચાલો, શ્રીદામો મહાઉદાસ. પત્ર૦ ૮

પત્ર નાશ સમાચાર સાંભળી, રાધી મન કચવાય;
લલિતા કહે કંઇમ ફાડ્યો, પ્રિય અલિ ! પ્રીતમ પત્ર ફડાય ! પત્ર૦ ૯

મેડીએ ચઢીને જોયો શ્રીદામો, પશ્ચાત પડે જતાં પાય;
દયાના પ્રીતમને જઇ મળવું, એથી પાડવી સારી કાય. પત્ર ૧૦

## પદ ૮ મું.

લલિતા પાસથી પત્રજ લેઈ, વાંચતી રાધા રામ;
" સઘનકુંજમાં શ્યામા વિપરીત, આવો વે'લાં અભિરામ. ટેક. ૧

---

૮ હેરીએ—જોઇએ. ૧૦ પશ્ચાત્—પાછા. ૧ રામ—રામા. વિપરીત

માતંગ મત્ત થયો મહિલા ઇક, દ્રુમકુંજ સરની માંય;
કરિણી કામણગારી જોતો, શું અંકુશે બંધાઈ ક્યાંય ? લલિતા૦ ૨
ભ્રમર કમળ માંહી પેઠો આશે, પ્રભાકર ન પ્રભા દરશાવ;
આનંદઘન વરસે પરિપૂરણ, જો સાધે દ્વય દાવ. લલિતા૦ ૩
દિવસે રમણ રૂચિર ન દીસે, ચક્ર ચક્રવાકી ભાવ;
દ્વય કર કમળમાં કમળકોશ નહિ, માયા જોતો બેઠો માંવ." લલિતા૦ ૪
ચક્ષુચલાવી ચતુરા કે'તી, લલિતા જોજે ઠાઠ;
કબૂલાત લખાવી લેઇ, જઈ ટાળવો ઉચ્ચાટ. લલિતા૦ ૫
હવે શ્રીદામો સંચર્યો તેની, વિગતે વરણું વાત;
નિકુંજ જઇ નરહરિને મળિયો, કરી વિગત વિખ્યાત. લલિતા૦ ૬
શ્યામ મંદહસિત મુદ્રાથી, ઉચરિયા સવિલાસ;
દાવ ન ફાવ્યો પત્ર ગુમાવ્યો, થઇ આવ્યો ઉદાસ. લલિતા૦ ૭
દાસ કહાવ્યો કહી ગ્રહ્યો કર, વળી પૂરો એક આશ;
વિશાખાને તેડી લાવો, વિઠ્ઠલ કે' મુજ પાસ. લલિતા૦ ૮
વદ્દુ એટલું કે'જો ત્યાંહી, વધારવું નવ માંય;
"દાણ દેવા દામોદર તેડે, દાણઘાટ છે જ્યાંય." લલિતા૦ ૯
શ્રીદામો કહે સમજે નહિ શ્યામા, તવ શો ઉત્તર દીજે;
દાસ દયાનો પ્રીતમ ભાખે, અમો કહિયે તે કીજે. લલિતા૦૧૦

---

૨ માતંગ—હાથી. કરિણી—હાથણી. ૩ ભ્રમર ઇ૦—ભ્રમરરૂપી કામુક ગુફારૂપી કમળમાં પેઠો છે, ત્યાં પ્રભાકર ( સૂર્ય ) પ્રભા ( તેજ )દરશાવ (તો) નથી. અર્થાત્ તું ત્યાં આવતી નથી. પણ જો દ્વય ( બન્ને-આપણે બે ) દાવ સાધે તો પરિપૂર્ણ આનંદઘનની વૃષ્ટિ થાય.

૪ રમણ—વિહાર. રૂચિર—સારૂ—પ્રીતિ ઉપજાવે એવું. ચક્ર ચક્રવાકી—સારસ અને તેની સ્ત્રી. કમળકોશ—( સ્તનરૂપી ). માયા—અર્થાત્ રાધા.

૫ ચક્ષુચલાવી—નેત્રની ઇશારત કરીને. ૭ સવિલાસ—લીલા સહિત

## પદ ૯ સું.

ચાલ ચતુરા બોલાવે મોરારિ;
વયસ્યા એક વિશાખા મારી, એમ વદ્યા વનમાળી. ટેક. ૧
દાણ લીધેલું દામોદર આપે, દાણઘાટે બેઠા છે દાણી;
સાન સમજની સમજી શ્યામા, શ્યામની જુક્તિ પિછાણી. ચાલ૦ ૨
શ્રીદામાની સાથે ચાલી, ચતુરા ગુણ ભંડારી;
એક વેણમાં વાહી વનિતા, જાઉં વિઠ્ઠલ પર હું વારી. ચાલ૦ ૩
શ્રીદામો સાનને એમ શોચે, આવ્યાં જ્યાં બેઠા ગિરિધારી;
દૂરથી જોઇ વિશાખા વેલી, ચાલી શીશના કેશ સમારી. ચાલ૦ ૪
કામણગારા કેશવજી ક્યમ, તેડી છે વે'લી વે'લી;
દાણ દેવાને તેડી તો આપો, દાણ હવે વનમાળી. ચાલ૦ ૫
કૃષ્ણ કહે એક કારજ કીજે, દાણ આપું થઈ દાણી;
રાધારીસનું કારણ કહીએ, વદિયે વરમતિ વાણી. ચાલ૦ ૬
વયસ્યા વિશાખા બોલી, શ્યામ અમો નવ જાણું;
દાણી કહે તવ દાણ ન પામો, અલિ કહે જાણું શો અજાણ્યું. ચાલ૦ ૭
કૃષ્ણ કહે જાણીતાં થઈ આવો, કાજ કરે દાણ આપું;
જાવ જાવ જીવાણુજી જૂઠા, રાખો દાણ ને દાણનું દાપું. ચાલ૦ ૮
વનિતાને વિનવી કહે વિઠ્ઠલ, રીસનું કારણ લાવો;
તેડી લાવો તો તરૂણી લીજે, લાખ ટકાનો લા'વો. ચાલ૦ ૯
વિશાખા કે' બેસો વિઠ્ઠલ, વે'લી વે'લી આવે;
આજ આશા નવ ધારશો એવી, દયા દયો જણાવે. ચાલ૦૧૦

---

૧ વયસ્યા—સખી. ૨ સમજની—સંકેતરૂપ કરી મૂકેલી તે. ૭ અલિ ઇ૦—અલિ (સખી) કહે છે જે અજાણ્યું છે તે શે (શી રીતે) જાણું?
૧૦ આજ ઈ૦—દયો કહેછે કે તે રાધા દયા જણાવે એવી આશા આજ ધારશો નહિ.

## પદ ૧૦ મું.

રાધા પાસ વિશાખા આવી, મનમાં તે ઘણી ભાવી;
હળી મળી ગોઠડી કા'વી, લાલનો સમાચાર હું લાવી. ટેક. ૧
રાધાએ પત્રી વિશાખાને આપી, વાંચી માપ જોયું સહુ માપી;
અલિ આશા ન જોઇએ કાપી, થઈ કયમ પ્રિયતમ વેણ ઉથાપી. રાધા૦ ૨
રાધિકા કહે મન નવ માને, અવિશ્વાસી કરી મને કા'ને;
વગોવી વાજ આણી ભગવાને, વિશ્વાસ પત્ર લખાવું આ બા'ને. રાધા૦ ૩
વિશાખા કહે વારૂ વાત, કરૂં મારે થયું તે પ્રખ્યાત;
શ્રીદામો આવ્યો તેડવા સાથ, જઈ જોઇ જદુવર જાત. રાધા૦ ૪
તુજ વિણ ઘે'લા ત્રિભુવનપાળ, મુને મોકલી જોવા હાલ;
તુને તેડવા કહ્યું ગોપાળ, એની દુઃખ વિહ્વલતું ટાળ. રાધા૦ ૫
જેવું લખવું તેવું લખાવ, પણ મારી સંગે તું આવ;
વધે માન સખીનું સાચવે ભાવ, સાધી લે સાધવો તે દાવ. રાધા૦ ૬
રાધિકા કે' અધુના ન આવું, એક સંદેશો તું સંગ કા'વું;
"વિનતાની તરત નુતિ મન લાવું, ત્રય વર્ણ આદિનું દુઃખ તજાવું." રા૦ ૭
વિશાખા વદી સ્વામિની સંગ, પત્ર ઉત્તર આપ્ય થાય દંગ;
કબુલ કરે તો રમવો રંગ, જઇ બેસાવું હરિઉછંગ. રાધા૦ ૮
લખી પ્રત્યુત્તર સખી દીધો, કોલ કેવો કામિની કીધો;
વિશાખાને વંચાવી લીધો, પછે તેણે લીધો પથ સીધો. રાધા૦ ૯
વાટે મગ્ન થતી તે જાતી, વધાઈ વિઠલ પાસે ખાતી;
દયાના પ્રીતમને આપી પાતી, દતિ મુનિમાં જેની ખ્યાતિ. રાધા૦ ૧૦

---

૭ વિનતાની ઇ૦— વિનતાની ( સ્ત્રીની ) તરત નુતિ ( સ્તુતિ ) જો તું ( કૃષ્ણ ) મનમાં લાવું અર્થાત્ હું કહું તે તું તરત કરે તો "વિનતા, તરત, નુતિ" એ ત્રણ શબ્દોના આદિ ત્રણ અક્ષરનું ( વિતનુ—કામનું ) દુઃખ તજાવું ।

૮ સ્વામિની —રાધા. ૧૦ પાતી —પત્ર.

## પદ ૧૧ મું.

રાધારાણીથી જાઉં હું રાચી, ખરે જાઉં રાચી અલિ જાઉં રાચી. ટેક.૧

લાવી સંદેશો તેહુનો સાચો, મને આપો કે આપણ વાંચો,
ધન્ય સ્વામિની સ્નેહ તમારો, ગ્રહો નહિ અવગુણ અમારો;
મનાતાં વાર ન પ્રીતડી સાચી. રાધારાણી૦ ૨

આપ્યો પત્ર વિશાખાએ જેહ, વાંચે વિઠ્ઠલ નિઃસંદેહ,
" વિશ્વપતિનો ભૂલ્યા ટેક, શ્વાસઉચ્છ્વાસ લેઉં અનેક;
સમજી ત્રણ વર્ણ આપીએ વાંચી. રાધારાણી૦ ૩

આપા થઈ આપો ઘણી વાર, પણ કરો નિશ્ચય જગદાધાર,
લખી આપો એ જોણી ઘડી, આવતાં વાર ન લાગે વડી;
આ વખત ધરવી મતિ નહિ કાચી." રાધારાણી૦ ૪

વિશાખા આપ્યું કહો જઈ ત્યાંય, બેઠાં રાધિકા રાણી જ્યાંય,
વિશાખા કે' ન માને એમ, આવે વિઠ્ઠલવરમાં સહુને વે'મ;
ગરજ હોય પર્ણ લખો પત્રી વાંચી. રાધારાણી૦ ૫

પુરૂષોત્તમે લીધો પત્ર, લખિયો ઉત્તર ત્રિકમ તત્ર,
વિશાખાને આપી વધા દેવ, કે'જો પધારે તજી અહમેવ;
કે'જો ગાંડી ઘે'લાઇ બેઠાં શું સાંચી. રાધારાણી૦ ૬

પત્ર લઇ વયસ્યા જાતી, મળી રાધાને મદમાતી,
આપ્યો પત્ર પ્રભુનો તેને, લાગ્યું લગ્ન ઉત્તરમાં જેને;
વાંચી દયાપ્રીતમની પ્રીત નહિ ટાંચી. રાધારાણી૦ ૭

---

૩ શ્વાસઉચ્છ્વાસ લેઉ—અધીરી થાઉં છું. ત્રણ વર્ણ—પાછળ કહેલા 'વિતનુ' એવા ત્રણ અક્ષર. ૫ પર્ણ—પત્ર. ૭ ટાંચી—ઓછી—કમતી.

## પદ ૧૨ મું.

દયા પ્રીતમનો પત્ર નિહાળી, સખી પ્રત્યે શું ભાખે;
નાગર નટવરની ચતુરાઇ, ચતુરાને ચતુરતા દાખે.　　ટેક. ૧
"કૃષિકાર મેઘ વિશ્વાસ ધરી રે', આશ પૂરે ઘનશ્યામ;
તેવી આશ પ્રિય પૂરવી મારે, એમ લખે ઘનશ્યામ.　　દયા૦ ૨
"ચાતક જેમ ચહે મેઘને, દૃઢ રાખી વિશ્વાસ;
ચકોર ચંદ્રને જે વિધ ચા'તો, હરિઘન પૂરે જ્યમ આશ.　　દયા૦ ૩
તે વિધિએ આશા રાખો, તે પૂરૂં પૂર્ણ વિશ્વાસ;
સમશ્યા એ લખો શ્યામ શેણે, સ્પષ્ટપણે કરો પ્રકાશ.　　દયા૦ ૪
મારે માન્ય તમે મન ધાર્યું, થાઉં ન રંચ ઉદાસ;
વિશ્વાસ આપું વિશ્વપતિ છું નહિ, રાધારાણી હું તારો દાસ.દયા૦ ૫
જામીનગીરી વિશાખા મારી, પુરૂષ જોઇએ તો છે શ્રીદામ;
વનિતા વારની વખત નથી કંઇ, વાર લગાડ્યે કથળે કામ.　　દયા૦ ૬
આશાપાશમાં હું બંધાયો, કરો મુક્ત આવી મહાધામ;
કુંજસદનમાં હૃદયકમળ મુજ, કરમાયે રાધા રામ.　　દયા૦ ૭
સૂર્ય છતાં પ્રફુલ્લ ન થાયે, મુખચંદ્ર પ્રકાશ્યો ક્યાંક;
કમળનું કુમુદ થઇ જાશે, ચંદ્રવદની કરો જવ ઝાંક.　　દયા૦ ૮
સૂર્યરૂપે શ્યામા સંચરો તોયે, હૃદયપંકજ ફૂલાય;
શાંતિ સરમાં મગ્ન થઇ તે નાચે, એમ લખે જદુરાય."　　દયા૦ ૯
જો અલિ ! કહીને સ્વામિની દાખે, ભાખે કેવું ભવપાર;
દયાપ્રીતમની ચતુરાઇ ચોગણી, કોઇ પામે ન તેનો પાર.　　દયા૦ ૧૦

---

૧ નાગર–ચતુર. ૨ કૃષિકાર–ખેડૂત. ઘનશ્યામ–કાળો મેઘ અથવા કૃષ્ણ. ૪ શ્યામ–હે શ્યામા ! ૭ રામ–હે રામા !–સ્ત્રી. ૧૦ ભવપાર–સંસારને ઉલ્લંઘી ગયેલા–હરિ.

## પદ ૧૩ મું.

અલિ વિશાખા સમજી કે નહિ, બોલને બાળા બોલ;
પત્રતણો તેં કેવો કરિયો, તન મન માંહી તોલ. ટેક. ૧
લખી સખી તું ચતુરાઇ એમાં, જો જાણે તો મુજને દાખ;
ન જાણે તો અમો સુણાવું, ભગવાનની કેવી છે ભાખ. અલિ૦ ૨
વિશાખા કે' એમાં શું મોટું, ગરજે કબૂલ કરે સહુ વાત;
સારસ્યમાં સારસ્ય એ શ્યામા, કર્યું અમે પત્રનું રૂપ વિખ્યાત. અલિ૦ ૩
રાધા કે' એ વાત બરોબર, કયહું એક છે વિશેષ;
તે તુજને જણાવું જુવતી, રાખું ન કાંઇ શેષ. અલિ૦ ૪
કૃષિકાર વિશ્વાસ ધરી રે', ઘન પૂરે આશ કે કરે નિરાશ;
મેઘ ચાતકની આશાજ પૂરે, પણ દુઃખી કરે છે આઠજ માસ. અલિ૦ ૫
દુકાળમાં પાછું વાળી ન જોતો, તેવો વિશ્વાસ આપે શ્યામ;
ચકોર ચંદ્રની પ્રીતિ બતાવે, શું સમજાવે ઘનશ્યામ ! ! અલિ૦ ૬
શું કૃષ્ણપક્ષ અમો નવ જાણું, જે ચકોર દુઃખી અર્ધમાસ;
ચાર માસ ચોમાસાકેરા, મળે ન મળે થાય ઉદાસ. અલિ૦ ૭
લખે સમશ્યામાં તમો સમજાવો, કરૂં હું તો સ્પષ્ટોચ્ચાર;
પણ સ્પષ્ટપણે અસ્પષ્ટજ કે'વું, કરચ તેનો સખી તું વિચાર. અલિ૦ ૮
લખે મારે માન્ય તમે મન ધાર્યું, થાઉં ન રંચ ઉદાસ;
જો વિશ્વપતિ નહિ નારી એ કા'નો, તો જાણી શો મનની આશ. અલિ૦ ૯
રાધારાણીનો દાસજ થાયે, જાણે બોલ્યે બોર વેચાય;
દયાપ્રીતમનું લખ્યું લખાવું, સુણ તું અદ્દઢીકાય. અલિ૦ ૧૦

---

૨ ભાખ—ભાષા. ૩ સારસ્ય—સરસપણું—તત્વાર્થ. ૯ લખે ઇ૦—એ ( કૃષ્ણ ) એમ લખેછે કે જે તમે મનમાં ધાર્યું તે મારે માન્ય છે ઇ૦ ૧૦ લખાવું—સમજાવું. અદ્દઢીકાય—અદ્દઢ શરીરવાળી વિશાખા

## પદ ૧૪ મું.

જુવતી જો જો જામીનગીરી આપે;
કષ્ટ કાપે કરૂણાનિધિ મારૂં, જાણે લખેલું જ એ ન ઉથાપે. ટેક. ૧
જુવતી તુજને કાંઇક આપી, આશા એણે અવિચાર;
તેથી નામ લખ્યું છે તારૂં, ભોળવે ભામિની તુને મુરાર. જુવતી૦ ૨
વિશ્વાસ મારો પૂરો તારા પર, નહિ લલિતા જેવી તું નાર;
પણ નિશ્ચે અનુમાનજ મારૂં, એને એવું કરતાં નહિ વાર. જુવતી૦ ૩
એમ ન હોય તો બીજું એક છે, જણાવું તુજને જાણ;
વયસ્યા વિશાખા મારી, તેથી મુજ મન થાય પ્રમાણ. જુવતી૦ ૪
પણ એ ચતુરતણી ચતુરાઇ, કરૂં તુજને હું સર્વે જાણ;
જામીનગીરીમાં જાતનું વા'લું, થાય ન સખી પ્રમાણ. જુવતી૦ ૫
એના મનમાં ન્યાય હું ભણિયો, પણ મુજશું ચાલે નહિ કાંય;
પુરૂષોત્તમ પુરૂષકેરી આપે, જામીનગીરી કેવી આંય. જુવતી૦ ૬
તેહ જણાવું જુવતી હું તુજને, જેમાં ભેદ ભર્યા મહારાય;
શ્રીદામતણી વસે પુનરૂક્તિ. જેથી સર્વસ્વ ખોટું મનાય. જુવતી૦ ૭
શ્રીદામો નામ લઇએ જો શ્યામ, તો લક્ષ્મીપતિ એવો અર્થ થાય;
શોકય સાથે થયા જામીન પોતે, શું મુને સમજાવે જદુરાય! જુવતી૦ ૮
વળી શ્રીદામ આમ લખું સખી મનમાં, જે સખા શ્યામનો થાય;
બારીક સમયે થાય એ એનો, જામીનગીરી વે'તે પૂર વાય જુવતી૦ ૯
વળી બીજું સમજાવું સુંદરી, એણે લખિયા જે જે બોલ;
દયાનો પ્રીતમ દાસ જો કુમે, અલિ જઇ કહે ઘટશે તોલ. જુવતી૦ ૧૦

---

૭ પુનરૂક્તિ—કૃષ્ણે પત્રમાં શ્રીદામાને જામીન આપ્યો છે પણ, એ તો પોતાના નામનીજ પુનરૂક્તિ છે. કેમકે શ્રી (લક્ષ્મી) જેને દામ (માળા,ની પેઠે હૃદયમાં વિરાજે છે એવા—કૃષ્ણ. ૯ વાય—વહાય—વહે.

## પદ ૧૫ મું.

લખે વનમાળી વખત જાય;
વાર કરવી નહિ વામા એ લખતો, જાણે અણસમજે ગોથાં ખાય. ટેક. ૧
ધ્વનિ એ માંહી અબળા એવો, ગઈ તિથિ બ્રાહ્મણ વાંચે ન કોય;
પણ સખી જઈ સમજાવ તું વે'લી, વિમ કાર્યકારણે પાછલું જોય. લખે૦ ૨
અસંગત તેથી લખેલું હું માનું, વળી લખે શું ત્રિભુવન ભૂપ;
વાર લગાડું વનિતા જો કદી, કથળે મુજ કાર્યનું રૂપ. લખે૦ ૩
ભય દેખાડે ભલી ભાતથી, જઈ કહેજો સમજે સર્વ;
લખે આશાપાશમાં હું બંધાયો, લેખવું એનો ગુપ્ત જે ગર્વ. લખે૦ ૪
આ શા પાશ કરો વનિતા તમે, એમ કરે મશકરી મારી;
મુક્ત કરો લખી મંદ હાસ્ય કરે, જુવતી જાણો જૂદા મુરારિ. લખે૦ ૫
કહે હૃદયકંજ કરમાયે મારૂં, પણ અલિ જો તે કરમાય ફૂલાય;
દ્વિધા પ્રકાર લખી સખી મમ, કહેશે મન હુલાય. લખે૦ ૬
કહેજે જઈ જદુવરને એવું, મુખ ચંદ્ર પ્રકાશે ક્યાંક;
તેથી હૃદયકંજ કરમાયું, શું થાશે પાસે કરે ઝાંખ. લખે૦ ૭
ઉત્તમ કમળનું કુમુદ કરવું, કહે સખી હીનોપમા થાય;
ચંદ્રવદની ચતુરાઈમાં કો'છો, નહિતર ખદ્યોતવદનીમાં મન લલચાય. લ૦ ૮
સૂર્યરૂપે શા કાજે સંચરૂં, દોધ કરૂં અમારી કાય;
રસિયા હૃદયપંકજ ફૂલાવો, જાણું ચતુરાઈની સહુ ચા'ય. લખે૦ ૯
શાંતિરસ તે શાંતજ થાવું, ગરજે વે'લા ત્રિભુવન રાય;
દયાપ્રીતમની દાસી ભણી પ્રભુ, તમવડે ભેદાભેદ ક્રિયાય. લખે૦૧૦

---

૨ કાર્યકારણે—જરૂર પડે તો. ૩ અસંગત—અજુગતું—લાગુ ન પડે એવું. ૬ દ્વિધા—બે પ્રકારે. ૮ હીનોપમા—ઉપમેય કરતાં ઉપમાન અધમ હોય તેવી ઉપમા. ખદ્યોતવદની—આગિયા જેવા મુખવાળી. ૧૦ દયાપ્રીતમની ઈ૦—હે પ્રભુ ! દયારામના પ્રિયતમ ( કૃષ્ણની ) દાસી ( રાધા ) તમવડે ભેદાભેદ ( છળકપટથી ભેદ કરવા વગેરેની ) ક્રિયા ભણી છે.

## પદ ૧૬ મું.

જા અલિ કહે જઇ કામ ન થાય;
ભેદ પ્રપંચ પરો કશે તો, કારજ કોઇ પેર કરાય. ટેક. ૧
વિશ્વાસ વસુદેવને આપ્યો, કહો તેવો વિશ્વાસ અપાય;
નંદ યશોદાને જયમ આપ્યો, તેવો આપો અમને વ્રજરાય. જા૦ ૨
અલિ વળી એવું સર્વ તજું છું, મારૂં લખ્યું લખી આપે આજ;
તારી સંગે હું આવું શ્યામા, રીઝવું સત્વર ગોકુળરાજ. જા૦ ૩
વિશાખા કહે લખીને આપો, લખાવી લાવું હુંય;
તારી સખીનો કાર ઘટે નહિ, બેની કરની એવું તુંય. જા૦ ૪
જો મુજને બોલાવી એણે, તો તે કરવું કામ;
તુજને સ્વારથી જાણી શ્યામા, તેથી વિસરી હું આરામ. જા૦ ૫
મારા મનમાં તારૂં મન મનાવવું, બાંજો સ્વાર્થ તુંને કહું સાચ;
દાણી થઇ દામોદર દૂભે, ભાખે મન ગમતી મળી વાચ. જા૦ ૬
તે દુઃખથી છૂટવા કાજે, ખાઉં હેરા ફેરા જાણ;
નહિ તો શી પડી મારે બેની, કરૂં એનાં કે તારાં વખાણ. જા૦ ૭
રાધિકા કહે સર્વે જાણું, પણ કરવી ન તુને ઉદાસ;
જો મારૂં લખ્યું લખી આપે એ, તો પૂર્ણ થાય ઉભયની આશ. જા૦ ૮
એન કહો "હરિજન ઉર વસી રે, સંકટ સમે મન માંય;
તે વિધિએ અંતરમાં વસાવું, તેના જેવું પણ ધરી આંય." જા૦ ૯
વિશ્વાસપત્ર એ શબ્દને માનું, આ શબ્દપત્ર લખ્યું દે નિર્ધાર;
પત્ર લઇ ગઇ સખી પછે તહીં, જ્યાં બેઠા દેવ મોરાર. જા૦ ૧૦

---

૧૦ વિશ્વાસપત્ર–વિશ્વાસ ઉપજાવનારૂં પત્ર.

## પદ ૧૭ મું.

જાણ્યો સ્વામિનીએ તે ભાખ્યો ભેદ;
શાણા થઈ સમજાવો શું વિઠ્ઠલ, આથી નિંદશે તમને વેદ. ટેક. ૧
ભેદપૂરિત લખી પત્ર પઠાવ્યું, તમ મનથી ન જાણે કોય;
મારી વરણી થઈ તમ ભેગી, વરે વિઠ્ઠલને તે રોય. જાણ્યો૦ ૨
મનથી ભેદ કરવો શું એવો, પ્રથમથી કહો સત્ય;
વચન આપી વિઠ્ઠલવર હસિયા, કરશે કાચી મત્ય. જાણ્યો૦ ૩
એ કહે તેમ લખી હું આપું, પછે ન દોષ કહાય;
જેમ તેમ કરી મનાવી લાવો, શાણી રાણી મહાકાય. જાણ્યો૦ ૪
વિશાખા કે' વધારવું નહિ, કે ઘટાડવું નહિ કાંઈ;
અક્ષરે અક્ષર લખી આપો તો, દેવડાવું સત્વર સાંઈ. જાણ્યો૦ ૫
જો ચતુરાઈ કરો ચતુર્ભુજ, તો પછે આવું ન હુંય;
તમે તમારું કારજ જાણો, લંપટ ભેગાં વસિયે શુંય. જાણ્યો૦ ૬
વિઠ્ઠલવર કે' લંપટ નહિ સખી, તમે માનો તો માનું હુંય;
જે કહો તે મારે કરવું, કરું શુંય ને થાયછે શુંય. જાણ્યો૦ ૭
હમણાં દિન વાંકા છે મારા, તેથી વાંકાં સર્વે થાય;
તમે કહો તેમ લખવું મારે. કોનો વાંક પછે કહાય. જાણ્યો૦ ૮
હરિજનને વિશ્વાસજ આપું, લખો તેવો આપું આજ;
આ લખી આપ્યું તેનો ઉત્તર આપો, તો રીઝે એ મહારાજ. જાણ્યો૦ ૯
વારુ કહી પત્ર વિઠ્ઠલે લીધો. વાંચી જોયો બે વાર;
દયાનો પ્રીતમ પઠાવે, જોઈયે શું લખે જગદાધાર. જાણ્યો૦ ૧૦

## પદ ૧૮ મું.

વિઠ્ઠલ વા'લ આણી પત્ર વાંચે;
સ્વામિનીના શબ્દ મનોહર, હૃદય ભીતર ભરી સાંચે. ટેક. ૧

---

૨ ભેદપૂરિત-ભેદ ભરેલું. વરણી—પસંદગી (વક્રોક્તિ). અર્થાત તમારા ભેગા મને પણ ઠપકો મળ્યો.

હરિવદની હરિજન જેવો, માગે છે વિશ્વાસ;
એમ ધારી નટવર લખતા, જેથી હારે કોટિ સૂર્યપ્રકાશ. વિઠલ૦ ૨
તે રૂપ નારાયણ કહે જેવું, વાંચો વનિતા થાપું હુંય;
વધુ લખતામાં વાંકું પડશે, પંચશર છઠ્ઠી વેધે તુંય. વિઠલ૦ ૩
લે વિશાખા આ ઉત્તર વાળ્યો, ગઇ વાંધાની વાત;
તું કહે તે અક્ષર લખી આપું, શે રીઝે હઠીલી જુવતી જાત. વિઠલ૦ ૪
એક શબ્દ વધુ લખું તો, પાડે વાંકું એહ;
ગણી ગાંઠી મારી મચરડી, લખ્યું તત્વ તો નિઃસંદેહ. વિઠલ૦ ૫
વિશાખા કહે કાંઈ ન તેવું, છે સરળ શ્યામળવાન;
એક શબ્દ નકામો નહિ કંઇ, સમજું હું પણ કંઇ ભગવાન. વિઠલ૦ ૬
વારૂ વેગે વળો વનિતા, જઇ તેડી આવો પ્રિયપ્રાણ;
વાર ન લાગે તેમજ વળજો, પાછાં કે' પુરૂષપુરાણ. વિઠલ૦ ૭
સખી આવી સ્વામિની પાસ ઊભી, મનાવ્યું હરિએ તારૂં મન;
અથવા પ્રીતિ પ્રીતમની બાઇ, જાણે તુજને તન મન ધન. વિઠલ૦ ૮
રાધિકા કહે વખાણ ન કરવાં, એને જાણું હું સારી પેર;
મેં લખ્યું તેહ લખી આપે તો, જાણું થઇ મોહનજીની મે'ર. વિઠલ૦ ૯
વિશાખા કહે અક્ષર એક નહિ, લખ્યો વધતો ઓછો નાથ;
બે પંક્તિમાં પતાવ્યું પ્રભુએ, સાહો જઈ દયાપ્રીતમનો હાથ. વિઠલ૦૧૦

## પદ ૧૯ મું.

સ્વામિની વાંચે વાંચે લખિયું શુંય;
વિચાર કરતાં સમજ પડી ગઇ,
અલિ કંઇ સમજી કે નહિ એમાં તુંય. ટેક ૧

---

૩ પંચશર ઈ૦—કામદેવનાં પંચ શર ( બાણ ) મને વેધે અને છઠ્ઠી તુંય વેધે છે। આ કડીનો ૧ લો, ૪ થો, ૧૦ મો, ૧૨ મો, ૧૭ મો, અને ૨૧ મો, એ ૭ અક્ષરથી " તેના જેવાં થાવ " વાકય નીકળે છે, એ અંતર્લાપિકામાં કૃષ્ણનો ઉત્તર છે.

પૂર્વાર્ધમાં વર્ણ પાંચજ લખિયા,
ઉત્તરાર્ધમાં એક વર્ણ;
" તેના જેવાં થાવ " હરિ કે',
બતાવી સંખ્યા અશરણશર્ણ. સ્વામિની૦ ૨

તેના જેવાં થાશું ત્યારે,
પૂરીશું હરિની આશ;
વિશાખા કે' સર્વસ્વ ખોટું,
એમ વર્ણ આવે પંચાશ. સ્વામિની૦ ૩

કૂડા પાડી નહિ તું જેવી,
એમ વદી થાતી ઉદાસ;
હવે અમારે કારજ કરવા,
જવું નહિ એની કે તારી પાસ. સ્વામિની૦ ૪

એમ કહીને રીસે ભરાણી,
ચાલી ચતુરા નિજ અવાસ;
રાધિકાએ સાહી રાખી,
ચાલ એની મટાડું તુને ઉદાસ. સ્વામિની૦ ૫

નીચી વાત પડે તો ત્યમ કરૂં,
પણ કયમ કરાય સખી ઉદાસ;
વિશાખા કે' કાંઇ નહિ અલિ,
શેની ઉદાસ કે શો ત્રાસ. સ્વામિની૦ ૬

એને તારે ગોઠે તો જાજે,
હું તો જાઉંછું મારે વાસ;
ઘર ઘરનાં રાજા સરવે,
શાણે સ્વીકારૂં થાવા દાસ. સ્વામિની૦ ૭

રાધિકા કે' રાઠ ન કીજે,
બેશ ધરી આવું શણગાર;
મુજને કાંઈ વાર ન લાગે,
થાય શુકન પડશે પોબાર. સ્વામિની૦ ૮

એમ કહીને ચાલી ચતુરા,
કરે શૃંગાર જગતની માત;
દયાપ્રીતમને રીઝવી લેવો,
કરવો સ્નેહ વિશ્વ વિષે વિખ્યાત. સ્વામિની૦ ૯

ગોવર્દ્ધન પૂજાને જાવું,
એમ જણાવિયું જઇ માય;
દયાપ્રીતમને કાજે કપટ તે,
ચપટરૂપ થઈ જાય. સ્વામિની૦ ૧૦

## પદ ૨૦ સું.

સ્વામિની સજે કેવા શૃંગાર;
બ્રહ્માદિક પડે જ્યાં ભૂલા, ત્યાં દયાનો શો દિદાર. ટેક. ૧
વેઢ વિંછીઆ અંગુલી સજ્યા, કડલાં કાંબીનો ઝણકાર;
કટિમેખળા બાંધી કશીને, ક્ષુદ્રઘંટિકા રવ આતકાર. સ્વામિની૦ ૨
કર અંગુલિયે મુદ્રિકા વિરાજે, કરાં કંકણ હેમ જડાવ;
ચૂડી પોંચી ચતુરાએ રૂડી, ભારી સુવર્ણ ભજબ્યો ભાવ. સ્વામિની૦ ૩
અંગદ અનુપમ અંગમાં ઓપે, કરાં બેરખી બેર રસાળ;
રાચગટી મુક્તાફળ માળા, ધર્યો મનોહર કાળગહાર. સ્વામિની૦ ૪
નવસરી સાવળી રંગની ઓપે, ગળુબંધ ગલોટી સાર;
મંગળસૂત્ર ટૂંકી કંઠે ધરી, કાળીગાંઠી આડી ઉરજ મોઝાર. સ્વામિની૦ ૫

---

૨ ક્ષુદ્રઘંટિકા—ઘૂઘરીઓ. રવ—શબ્દ.

વેસર પે'રી ટીલડી ચોઢી, ચાટ ચંદ્રક ગોટ રસાળ;
શિખર જેવા સોહે શિરમાં, ઝૂલે ગોફણી રવ વિશાળ. સ્વામિની૦ ૬

ચંપકવરણું ચીરજ પે'ર્યું, નીલી કંચુકી ધરતી બાળ;
વાળ વાળ મોતી પરોવ્યાં, અંબોડો શું વાસુકિ વ્યાળ. સ્વામિની૦ ૭

ચતુરા ચટપટ કરતી ચાલી, વિશાખાને મળી ધરી વા'લ;
ચાલો કુંજસદનમાં જઈએ, જોઇએ શું કરે ત્યાંહી ગોપાળ. સ્વામિની૦ ૮

લક્ષ્મી પાર્વતી જાયે જોડે, જેમ જોગી ભોગીની નાર;
તેમ સખી સખીની સંગે, જાયે કુંજસદનમાં સાર. સ્વામિની૦ ૯

વેગળેથી વિઠલે જોયાં, આવે સખી સંગે પ્રાણાધાર;
દાસ દયાનો સ્વામી રીઝ્યો, શ્રમ સફળ થયો નિરધાર. સ્વામિની૦૧૦

## પદ ૨૧ મું.

સ્વામી કા'વ્યું તેના જેવાં થાવ;
તેના જેવાં થઇને આવ્યાં, જોઉં કેવા રીઝોછો મા'વ. ટેક. ૧

ગરજના ઘેલા ગોવિંદજી તમે, સાધી લેતા સઘાય તે દાવ;
આજ વિઠલવર વરૂં નહિ પ્રીતે, જાવ જીવન જૂઠા જાવ. સ્વામી૦ ૨

વિશાખા કહે વરાંસે ભૂલી, લખી સમશ્યા કપટી સાવ;
સમશ્યા તારી ખરી કરી છે, હવે જોઉં રહો કેવા નાવ. સ્વામી૦ ૩

પાછલું સર્વ વિસારૂં વાલમ, જોઉં આ વેળાનો ભાવ;
ત્રિકમ શી પ્રતીત તમારી, ઘણા જૂઠા સમ હરિ ખાવ. સ્વામી૦ [illegible]

કૃષ્ણ કહે નવ જૂઠું હવે વદુ, ભૂલ્યો તે નાખો વિસાવ;
દક્ષિણપાણિ આ મારો મનોહર, હે રાધિકારાણી સા'વ. સ્વામી૦ ૫

અધરામૃત અવિધાર આપિયે, તૃષાતુરને અમૃત પાવ;
કામજ્વર પીડે છે પાપી, ઉરજ સ્પર્શે સુખ ઉપજાવ. સ્વામી૦ ૬

રાધેરાણી પાસે ચાલ્યાં, રીઝ્યા મુરારિ મા'વ;

રાસની રમઝટ ત્યાંહે લાગી, જીતે જેનો જેવો દાવ. સ્વામી૦ ૭
પત્રલીલા પ્રકટ કરી મેં, જેવો બુદ્ધિ માંહી દૃઢાવ;
કિંચિત્ માત્ર ન આવ્યો જાણું, હરિલીલાકેરો ભાવ. સ્વામી૦ ૮
દ્વૈત પ્રથમ પછી અદ્વૈત સંખ્યા, ગાયાં એટલાં પદ અવિધાર;
દ્વય શતદશ કડી કારમી કરતાં, દયો ઉતર્યો ભવપાર. સ્વામી૦ ૯
દયાશંકર દર્ભાવતી સેવે, મૂળ ચાણોદ નિવાસ;
શાક અષ્ટાદશ બાસઠ માંહે, દયાપ્રીતમે પૂરી આશ. સ્વામી૦ ૧૦
પત્રલીલા સ્વામિની શ્યામની, ગાય સુણે તેનાં કષ્ટ જાય;
વલ્લભેશ વિઠલેશ મહાપ્રભુ, કરે કરૂણા મહાસુખદાય. સ્વામી૦ ૧૧

---

૯ દ્વૈત ઈ૦–દ્વૈત ( બે ), અદ્વૈત ( એક )=૨૧ પદ ગાયાં. ૧૦ શાક ઈ૦ –સંવત ૧૮૬૨માં આ ગ્રંથ પૂરો કર્યો એ ભાવ છે.

# रुपलीला.

## પદ ૧ લું.

### રાગ સોરઠ.

રે સખી સુણ રાધાની વાત;
મુજને કહેની શ્યામ વર કેવા, કરચ રૂપ રંગ વિખ્યાત. ટેક. ૧
કયહું ગૌર કયહું શ્યામ નિહાળું, કયહું આહીર દ્વિજ જાત;
સાચેસાચું વદ વનિતા તું, નિશ્ચે ગોવિંદનું ગાત. રે સખી૦ ૨
દિવસે રૂપ દ્વિધા દખાએ, ચતુર ઘણી ચતુરાઇ રાત;
પરમારથી પુરૂષોત્તમ પૂરો, કયમ કરે અલિ આપણ ઘાત. રે સખી૦ ૩
આજે પૂછેલું સર્વ કહે સખી, જાણવી છે જાત ભાત;
દયાપ્રીતમની અમને બતાવો, છે આહીર કે ક્ષત્રી નાત. રે સખી૦ ૪

## પદ ૨ જું.

### રાગ બીલાવર.

રાધારાણી કશી કરો ચતુરાઇ;
પાણી પીને ઘર પૂછતું સખી, નિરખી તુંમાં નવાઇ. ટેક. ૧
જાત ભાતનું કારણ શું છે, વળી રૂપરંગની બડાઈ;
પ્રીતિ રંગ અમલ જવ જામ્યો, હવે શું જઇ જુએ બાઇ. રાધા૦ ૨
દામોદરદરિયામાં ડૂબી ગઈ ઘે'લી, હવે શે તરે સખી થઈ ડાહી;
વા'લનું વા'ણ કરો વનિતા તમે, વળી સંગની રૂડી સજાઇ. રાધા૦ ૩
તો તરિયા ત્રિકમવર તારે, બીજું ન જોઇએ કાંઈ;
દાસ દયાનો પ્રીતમ ભજવો, નિશિદિન દેવું સાંઇ. રાધા૦ ૪

---

પદ ૧ દ્વિજ જાત—ક્ષત્રિયપુત્ર. પદ ૨ સાંઇ—આલિંગન.

## પદ ૩ જું.

### રાગ મારૂ.

ચતુરાઈ મૂકો ચતુરા આજ;
વે'મ પડ્યો વિઠ્ઠલવરમાં સખી, એ શું હશે ત્રિભુવન રાજ. ટેક. ૧
જાત ભાત એની જઇ ખોળો, હું સોપું તે કીજે કાજ;
લક્ષણવંતી લલિતા જાણું, કર્મ કરતાં ન આવે લાજ. ચતુરાઈ૦ ૨
મેં કહ્યું તેટલું કરી આવે તો, તુંને કહું તરિયા શિરતાજ;
જો જો એમાંથી કાંઈ જડશે, માધવ નીકળશે મહારાજ. ચતુરાઈ૦ ૩
લલિતા કહે લલના લઇ આવું, માગી બીના જે આજ;
દયાપ્રીતમને પૂછતાં કે'શે, કદી કહે નહિ મુજને નાજ. ચતુરાઈ૦ ૪

## પદ ૪ થું.

### રાગ મારૂ.

લલિતા વિચારી વદી ત્યાં શું વળતાં;
શું એને આવડે એકલાને, છબીલીઓને છળતાં. ટેક. ૧
આજ ચતુરાઈ એની ભૂલાવું, લઇ જાઉં વાતડી પાછાં વળતાં;
રાધિકાએ નથી પૂછ્યું માધવ, મારા મનમાં આવ્યું મળતાં. લલિતા૦ ૨
જાત ભાત હરિવરની પૂછું, કરૂં તનદાન રાણી ભળતાં;
તેમાટે હું પૂછવા આવી, સત્ય કહું સહુ સાંભળતાં. લલિતા૦ ૩
હવે કહો જાત નાત તમારી, વદો રૂપ રંગ જે મળતાં;
દયાનો પ્રીતમ પ્રીત દેખાડે, શીખ્યો કામનીનાં ઉર કળતાં. લલિતા૦ ૪

## પદ ૫ મું.

### રાગ રામકળી.

કૃષ્ણ કે' ઇચ્છા મુજને વરવા, તું દાસી હું દેવ;
તદપિ તારી અમો સ્વીકારૂં, ઉચ્ચ છતાં નીચ સેવ. ટેક. ૧

વરવું હોય તો વે'લાં પધારો, તનનો તજી અહમેવ;
ઘડિયાં લગ્ન વહી જાયે વનિતા, જો સાધવી સાચી સેવ. કૃષ્ણ૦ ૨
સઘનકુંજમાં મનહર શય્યા, ચાલો ત્યાંહી બતાવું જાત;
રાણીએ પૂછ્યું હોય તો કે'જો, કાનમાં જઈ ખરી વાત. કૃષ્ણ૦ ૩
જાત નાત ને રૂપ રંગ કે'તાં, મુજને ન લાગે વાર;
સાંભળતામાં નિશ્ચે શ્યામા, કરવો ન કાંઈ વિચાર. કૃષ્ણ૦ ૪
બોલ્યું પાળે તે તો તરૂણી, નહિ તો તે નાદાન;
દાસ દયાની સેવા સાચી, રાચી જાતાં મોહને ના માન. કૃષ્ણ૦ ૫

## પદ ૬ ઠું.

### રાગ મારૂ.

વનિતા કરે હવે શો વિચાર;
મનમાં સમજ કેવું સારૂં કરૂં હું, વ્હોરી લે લગાડ ન વાર. ટેક. ૧
કોડી સાટે આ રત્ન વેચાયે, થા ઝવેરી લલિતા નાર;
અવસર ગયો ફરી નહિ આવે, માન્ય મારૂં નિરધાર. વનિતા૦ ૨
જાત જાણતાં જાતજ પામો, રૂપ જાણતાં રૂપ ભંડાર;
સીધું સારૂં એવું કોથી ન થાયે, આપી અમૃત લઉ અંગાર. વનિતા૦ ૩
સગાં વહાલાં સાંભળશે મારાં, કોઈ પામશે મિત્ર તો પાર;
વારવા આવશે વનિતા મુજને, તું ભૂલે લખઈશ ગમાર. વનિતા૦ ૪
માન માન માનવતી કહું છું, નહિતો સાચો કહી દે સાર;
પ્રબોધે દાસ દયાનો પ્રીતમ, માન તજાવી દે મોરાર. વનિતા૦ ૫

---

પદ ૬ લખઈશ—મનાઈશ.

### પદ ૭ મું.

### રાગ રામકળી.

ગઈ લલિતા લાલની પાસ;
ચતુરાઈ કરી ચતુરા પૂછે, વિધ વિધ કરી મુખ હાસ. ટેક. ૧
જગતપતિ સાચ તમને જાણું, કહો તમારી કેઇ જાત;
ન્યાત ભાત ભગવંત બતાવો, કરી સરવસ વિખ્યાત. ગઈ૦ ૨
પૂછવાને પુરૂષોત્તમ આવી, અહુણાં નહિ કંઇ કામ;
આપ વદો અવિનાશી મુખથી, મારે જાવું ઝટપટ ધામ. ગઈ૦ ૩
રંગ રૂપ વળી આપનું કેવું, તે સહુ વદિયે વિઠલ રાય;
દયાપ્રીતમનો સ્વામી શું બોલે, તે દાસ દયો ગુણ ગાય. ગઈ૦ ૪

### પદ ૮ મું.

### રાગ મારૂ.

ઘેલી ગોપી થઈ ઘેલી ગોપી;
જાત નાતનું કામ શું તારે, જો વરમાળ આરોપી. ટેક. ૧
જા કે' ઉચમાં ઉચ અમે છું, વળતી શું વધુ કા'વું;
આહીરડી શું વરશે વિપ્રને, તમે મૂકો હવે પસ્તાવું. ઘેલી૦ ૨
લલિતા લક્ષણવંતી વદતી, રાધિકાએ નવ પૂછ્યું;
સે'જે શામળિયા આવીછું, હું પૂછું મન સૂઝ્યું. ઘેલી૦ ૩
વે'મી સ્વભાવ વિઠલજી શો, કે'તાં થાય ન છોગુ ઓછું;
દાસ દયાનો પ્રીતમ કે'તા, છેલડી વદ નહિ છોછું. ઘેલી૦ ૪

### પદ ૯ મું.

### રાગ રામકળી.

પૂછવા નથી મોકલી શું નાર;
આપોઆપે અલબેલી આવી, ઉપજાવી મન વિચાર. ટેક. ૧

પૂછું તેનો ઉત્તર દેજે, મળે આવી અવિચાર;
રાધિકાની સખી ને વળી દાસી, તેને એવડો શો અધિકાર. પૂછવા૦ ૨
જાત ભાતની ગરજ ન તારે, જો તારો મારો નહિ વ્યવહાર;
ભૂલી પડી નથી ભામનો તુજમાં, તો પૂછે શેણે આવી સાર. પૂછવા૦ ૩
જુવતી જૂઠું બોલ્યે કહું જાશે, તારા તનડામાં વસીઓ જે ભાર;
દયાનો પ્રીતમ દામોદર રસિયો, વસિયો મનમાં મોરાર. પૂછવા૦ ૪

## પદ ૧૦ મું.

## રાગ રામકળી.

અટકી લલિતા લક્ષણવંત;
વારે વારે આગ્રહ કરતાં, ચાલ વરવા કે' ભગવંત. ટેક. ૧
હાથ ગ્રે'વા હરજી જવ દોડ્યા, નાઠી નાર બળવંત;
વિઠ્ઠલવરની વાત વિચારો, છે કેવો કળવંત. અટકી૦ ૨
ગઇ લલિતા સ્વામિની પાસે, બાઈ એ બુદ્ધિવંત;
અનેક ઉપાય કર્યા અલબેલી, તદા ધીંગો થયો ધનવંત. અટકી૦ ૩
મુને પાર આપ્યો નહિ પ્રીતમ, છળ કપટ કર્યાં અનંત;
દાસ દયાનો પ્રીતમ પ્રભુ એ, મહા મહા મહિમાવંત. અટકી૦ ૪

## પદ ૧૧ મું.

## રાગ મારૂ.

બેની શું કહું તુજને પેર;
વાત કઢાવા દાસી થઇ હું, ત્યારે કરવા આવ્યો મે'ર. ટેક. ૧
એમની એમ મેં વાત કરી તવ, જાણાવિયું કાંઇ ઝેર;
હા ના કરતાં હઠીલે ન માન્યું, હું બીધી શકે કરે વેર. બેની૦ ૨
ધોળે દહાડે ધરણીપતિ ધાયો, કરવા મુજ પર કેર;
નાસતાં નાસતાં મારી પડી ગઇ, કામિની કંઠની સેર. બેની૦ ૩

તું લેજે સખી પાર એહનો, જાઉં હું મારે ઘેર;
દાસ દયાનો પ્રીતમ જાણ્યો, ધર્યો ગર્વ તે સર્વે ગેર. બેની૦ ૪

### પદ ૧૨ મું.

રાગ રામકળી.

રાધિકાએ મન માંહે વિચાર્યું, ન જણાય રૂપ કે રંગ;
એ જો આવીને કે' નહિ મુજને, તો છોડી દઉં એનો સંગ. ટેક. ૧
વળી વિચાર કર્યો મન માંહે, એકાદ પાડું પ્રસંગ;
વળી ભ્રમિત મન થયું એવું, કહ્યો ગર્ગે એહ અભંગ. રાધિકા૦ ૨
કારજ તેવાં જો ત્રિકમનાં, તો થાઉં શેણે હું દંગ;
પૂછાવતાંમાં કર્યો પુરૂષોત્તમ, વા'લી સખી શું જંગ. રાધિકા૦ ૩
બાળપણામાં એણે બતાવ્યું, વિશ્વરૂપ માત ઉછંગ;
એમ દયાપ્રીતમનો પાર પરો કરી, રાધે રમે નવરંગ. રાધિકા૦ ૪

## પરચુરણ પદ.

### પદ ૧ લું.

સમય સાધી વૃષભાસુર આવ્યો, વ્રજ માંહે મહાત્રાસ જણાવ્યો;
ગયો સમાઇ ધેનુની માંહી, ફરતો લાગ તપાસી ત્યાંહી. ૧
હરિએ લખી લીધો લક્ષણવંત, સજ થયા મારવા બળવંત;
કેઇ પેરે માર્યો તેહ જાણ, લહે લીલાનું કોણ પ્રમાણ. ૨
ભાં શબ્દ કરી પોકારે ભલો, વરાંસે વિઠલ સામે વળ્યો;
વૃષભ શૃંગ ધરણીમાં ધારી, જાણ્યું મારી લેઉં મુરારિ. ૩

---

પદ ૧૧ ગેર—ગેરવ્યાજબી. અથવા ગેરા જેવો. પદ ૧૨ પરો કરી—પાર જાણવો આઘો મૂકીને. પદ ૧ ધેનુની માંહી-ગાયોના ટોળામાં. લખી લીધો—જોઈ લીધો.

ચાલ્યો ચતુરાઈ મધ્યે ચાંપી, આશા તૃષ્ણા ગોપની કાંપી;
કૂદી પડ્યો હરિ ઉપર આવી, નિર્મ્યું નવ મટતું કયહું ભાવિ. ૪
ગેડી લેઈ ગોપ વારે ઘણું, થાય વિક્રાળ રૂપ તેહતણું;
જોઇ જદુપતિ જુક્તિ સાર, પાછા જાતાં લગાડી ન વાર. ૫
બે પદ ગ્રહી ફેરવિયો શિર, હાં શબ્દ કરી ગાજંતા વીર;
પૃથ્વી માંહી પછાડ્યો ભૂર, ગયા પ્રાણ પડિયો અસુર. ૬
ગોપ રાજી થયા તતકાળ, વિઠ્ઠલે વિડાર્યો વિકરાળ;
ત્રાહ્ય ત્રાહ્ય કરાવિયું જેહ, સા'ય સા'ય શામે કરી તેહ. ૭
રીઝ્યા ગોપ ગયા સહુ ઘેર, મોહનવરની માણી પેર;
દયાનો પ્રીતમ મહાદાતાર, માધવ મુરલિધર મોરાર. ૮

## પદ ૨ જું.

ધન્ય કા'ન ધન્ય ધન્ય વ્રજરાય;
આજ ઘેર આવ્યા અવનિપતિ, તે તો તારી કૃપાય. ટેક. ૧
મહાઅસુર મહામદમાતો, કેઇ પેરે ભુજમાં રાખ્યો;
મહાપરાક્રમ બળ પરિપૂરણ, ફરી ફેરી ધરણી નાખ્યો. ધન્ય૦ ૨
અદ્યાપિ અમે તમને નવ જાણ્યા, પ્રભુ જગતપ્રતિપાળ;
દયાપ્રીતમનો મહિમા મોટો, સમજ્યા સત્ય ગોપાળ. ધન્ય૦ ૩

## પદ ૩ જું.

ગયા મોહન વન ધેનુ લઈ;
કટિ કિંકિણીધ્વનિ કંકણ રાજે, ચરણ ચાંપે ચતુરાઇ. ટેક. ૧
ગોપ મંડળી સંગ શ્યામઘન, પીત વસન દામિની શોભે;
ગોરજ વદન વિરાજે જાણે, પંકજ પર પરાગ થોભે. ગયા૦ ૨

---

પદ ૩ વસન—વસ્ત્ર. દામિની-વીજળી જેવા. ગોરજ—ગાયના ચાલવાથી ઉડતી રજ.

ગોપ સખા આવે ગુણ ગાતા, મધ્ય શ્યામ હળધર વિરાજે;
દયાનો પ્રભુ અસુર નિકંદન, આવતા જોઇ મનડું રાજે.     ગયા૦ ૩

## પદ ૪ થું.

આવે ગોરેણુરંજિત મોહનલાલ;
શ્યામ સુભગ તન તડિત વસન, સુરરાજચાપ વનમાળ.     ટેક. ૧
ગોરજ રજ મુખ પર વર શોભે, કુંડલ નયન વિશાળ;
બળ મોહન વનથી બની આવે, ઝગે ભાણ સમાં મહાભાળ.     આવે૦ ૨
ગોપ મંડળી મધ્ય વિરાજે, વગાડે વેણુ રસાળ;
વ્રજજન જોઇ મોહવશ થઇ, વિસરતાં નિજ બાળ.     આવે૦ ૩
દયાનો પ્રીતમ પ્રાણવલ્લભ જોઇ, જનની બૂઝવતાં ઝાળ.     આવે૦ ૪

## પદ ૫ મું.

છે મૈયા તારો ગોપાળ મહાશૂરો;
જ્યાં ત્યાં બાથ ભીડે જઇ ભારી, પડે અસુરદળને પૂરો.     ટેક. ૧
વૃષભરૂપ દાનવ ધરી આવ્યો, તેને કરી નાખ્યો ચકચૂરો;
પગ પકડી ભૂમિમધ્ય પછાડી, પ્રાણ ન રાખ્યો અધૂરો.     છે મૈયા૦ ૨
એની ચિંતામાં માજી ન રે'વું, જનની જરા નવ ઝૂરો;
દાસ દયાનો પ્રીતમ પૂરો, શૂરા માંહે છે શૂરો.     છે મૈયા૦ ૩

## પદ ૬ ઠું.

યશોમતી મન માંહે અટવાણી;
સુણી કરણી વૃષભાસુરની ક્રૂર, ગોપે કહી મુખ વાણી.     ટેક. ૧
ગોવર્દ્ધન માંહી આવી સમાયો, કા'નને મારવા ધાયો;
મહામતિ મોહનવરે તદા, ચરણે જઈને સાહ્યો.     યશોમતી૦ ૨

---

પદ ૪ ગોરેણુરંજિત—ગાયની રજથી રંગાયલા. તડિત—વીજળી. સુરરાજચાપ—ઇંદ્રધનુષ્ય. પદ ૫ મૈયા—માતા—યશોદા.

સુણી યશોદા માં દુઃખ પામી, જોઈ હરિનો ખ્યાલ;
પર્વતતુલ્ય દેહ ધરી આવ્યો, શું પળમાં કર્યો બેહાલ. યશોમતી૦ ૩
શું અમારૂં રક્ષણ કરવા આવ્યો છું, બાળપણે ગોપાળ;
દયાનો પ્રીતમ પ્રાણ અમારો, માનું હું અમથી બાળ. યશોમતી૦ ૪

## પદ ૭ મું.

હશી જનનીવાત કરે હરિ, આજ ગયો વૃંદાવન માંય;
અતિ રમણિક ભૂમિ દ્રુમવેલી, કુંજ સઘન જોયું જઈ ત્યાંય. ટેક. ૧
યમુનાને તટ ધેનુ ચારતાં, મન પ્રફુલ્લિત થાય;
ભૂખ મટે વનફળ ખાતાં ઘણી, યમુનાજળથી તૃષા જાય. હશી૦ ૨
સુણી યશોમતી સુતની વાતો, મનમાં થાય મગન;
દાસ દયાનો પ્રીતમ પ્યારો, હરિજનને લાગે લગન. હશી૦ ૩

## પદ ૮ મું.

ચાલી વ્રજમાં ઘેર ઘેર એ વાત;
નંદસુત સંગે લેઇ માકડાં, માખણચોર થયો વિખ્યાત. ટેક. ૧
કોઇ કહે મારા ભુવનમાં, પેઠો હમણાં આવી;
કોઇ કહે મુને દ્વારમાં દેખી, નાઠો લાલ લજાવી. ચાલી૦ ૨
કોઈ કહેતી કા'ન મેં દીઠો, અધુના મારે ધામ;
મર્કટને માખણ ખવરાવ્યું, રૂચ્યો ન સુંદરશ્યામ. ચાલી૦ ૩
કોઈ કહેતી મેં કાળો દીઠો, કોઇ કહેતી રૂપનો ધામ;
કોઈ કહેતી મેં બાંધી રાખ્યો, મહાહઠીલો સુંદરશ્યામ. ચાલી૦ ૪
દયાનો પ્રીતમ જોવા કારણ, ગોપી કરતી મળી વિચાર;
દયા દખાવી દામોદર એવો, માં નિષ્ઠુર નંદકુમાર. ચાલી૦ ૫

---

પદ ૮ અધુના—હમણાં નિષ્ઠુર-કઠોર.

## પદ ૯ મું.

ગોપીના ઘર માંહી પેઠા, જોઇ સાંજનું અંધારૂં;
મંદિરમાં સમાયા શ્યામળ, દેહ મેહથી રૂપ ન અનેરૂં. ટેક.
દીપક લઇ ગૃહમાં જોતી, દીઠો ચાર ભુજાળો દેવ;
ચકિત થકિત થઈ ચતુરા ચાલી, જઈ કરવા લાગી સેવ. ગોપીના૦
શ્યામ હૃદય અતિ વિશાળ રાજે, ચિન્હિત ચારૂ જ્યોત;
સહસ્ર સૂર્ય નિશિપતિ પ્રગટ્યા, એવા થયા ઉદ્યોત. ગોપીના૦
યુવતીજન મન રંજન થઇ અતિ, જોઇ ગરવા ગોપાળ;
દયાનો પ્રીતમ પ્રાણથી પ્યારો, એ'તી જઈ નંદલાલ. ગોપીના૦

## પદ ૧૦ મું.

જાગીએ ગોપાળલાલ, રે પ્રભુ પ્રગટ હંસમાળ;
જો મટી ગયો છે અંધકાર, ઊઠી જનની મુખ દર્શાવો. ટેક.
મુકુલિત થઇ કમળજાળ, કુમુદવૃંદ વન વિશાળ;
રે ગટી ગઈ જંજાળ, ત્રિવિધ તાપ તન શમાવો. જાગીએ૦
ઊભા સહુ સખા દ્વાર, બોલે કહુ નંદકુમાર;
નિહાળતા વાર વાર, ક્યારે ઊઠે કા'ન ભાઇ. જાગીએ૦
પય પીવાની બડી બા'ર, તાજી દોહી લાવી ધાર;
વત્સગણ કરે પુકાર, તુજ વિણ યદુરાઈ. જાગીએ૦
તુજ વિણ હું અટકી ગઈ, મંદમતિ ગતિ થઇ;

---

પદ ૯ દેહ ઈ૦—તેમના દેહનું રૂપ મેહ ( મેઘ )થી જાદું નથી.—મે' શ્યામ છે. પદ ૧૦ મુકુલિત—દોડાવાળાં. કમળજાળ-કમળસમૂહ. કુમુ વૃંદ—પોયણાનો સમૂહ. બા'ર—મઝા.

ઊઠ ઊઠ ઉચ્ચે કંઇ, બોલ બળભાઈ. જાગીએ૦ ૫
મુખથી પટ આઘું કરી, ચંદ્રવદન દાખ્યું હરિ;
જાય જનની બલિહારી, વારિ લોચન સુખદાઈ. જાગીએ૦ ૬
ધેનુ દો'વા ચાલ્યા ધાઇ, બળદેવના લઘુભાઇ;
દોણી દેની મહામાઇ, ગુણગણ કોણ ગાઇ. જાગીએ૦ ૭
મૂકી વત્સ પય પાય, વત્સ દો'તા યદુરાય;
હસે જોઇ નંદરાય, ચારૂ ચતુરાઈ. જાગીએ૦ ૮
ગાયની ગ્રહીજી ધાર, શીખવે નંદ વાર વાર;
પ્રભુ પામી જાય પાર, નંદરાય મન રાજી. જાગીએ૦ ૯
હળધર કે' ઊઠ કા'ન, ધેનુ ચાલી જાય રાન;
કરતા સખા સુસાન, જેમ સમજે નહિ માજી. જાગીએ૦ ૧૦
જમતા બળરામ શ્યામ, જે સંતકેરા સુખ ધામ;
ધેનુ કાજ ના વિશ્રામ, યશોદા જમાડે. જાગીએ૦ ૧૧
શ્યામ રામ મુખ પખાળી, ગ્વાલબાળને હકારી;
યમુનાતટ મન વિચારી, અસુર જઇ તાડે. જાગીએ૦ ૧૨
શૃંગ વેણુનાદ કરે, મુરલી અધર ધરે;
મહિલાકેરૂં મન હરે, હરિવર જાય રણમાં. જાગીએ૦ ૧૩
વૃંદાવન તરત જાય, ધેનુ કુમળી ઘાસ ખાય;
દાસ દયો ગુણ ગાય, થાય શું ય વનમાં. જાગીએ૦ ૧૪

## પદ ૧૧ મું.

ચરાવે વૃંદાવન હરિ ગાય. ટેક. ૧
સંગે લીધા સખા અતિશે, બોલે શ્રીદામાશુ સુખદાય;

---

વારિ ઈ૦—લોચનમાં હર્ષનાં અશ્રુ આવ્યાં. રણમાં—વનમાં.

ક્રીડા કરે જ્યહાં ત્યહાં મળી, અતિ આનંદ ઉર પ્રગટાય. ચરાવે૦ ૨
વધી ગઇ ગાયો બહુ આગળ, મનમાં મોહન પસ્તાય;
કોઇ ગયા ગ્વાલબાળ ઘેરવા, નવ દોડ્યા માધવરાય. ચરાવે૦ ૩
હળધર વિણ હરિ એકલા બેઠા, જોઇએ ત્યાં શું થાય;
બંસીબટ શીતળ યમુનાતટ, દાસ દયો હરિ ગુણ ગાય. ચરાવે૦ ૪

## પદ ૧૨ મું.

ચાલ્યા વન વાછરૂં વાળવા ગ્વાલ;
વૃંદાવન સહુ મૂકીને ગયા, જ્યાં ઉગ્યા બહુ તાલ. ટેક. ૧
પરમ સુંદર ભૂમિ જોઇ, હરખ મન ઉભરાય;
જોઇ ખેલવા લાગ્યા ખાંતે, ખુશી તન મનમાં થાય. ચાલ્યા૦ ૨
ગોપ જાણી હળધર આવ્યા, બાળક વત્સની પાસ;
રોહિણીનંદન જોઇ હરખ્યા, તજિયો તનનો ત્રાસ. ચાલ્યા૦ ૩
તાલ રસ બળદેવ ચખાડો, નંદનંદનના ભાઈ;
બળદેવ કે' વાછરૂં હાંકી ચાલો, બેઠા જ્યાં જદુરાઇ. ચાલ્યા૦ ૪
એવે તાલવનમાં દનુજ આવ્યો, ધરી વત્સનો વેષ;
ખોળતો ફરે શ્યામ રામને, પ્રબળ પ્રગટી દ્વેષ. ચાલ્યા૦ ૫
ગોપ વાછરૂં ઘેરીને લાવ્યા, વત્સાસુર ન ઘેરાય;
મહા મહા માથાફોડ કરે પણ, અસુર હાથ ન થાય. ચાલ્યા૦ ૬
જોઇ બળદેવ વાળવા ચાલ્યા, અસુર મન વિચારી;
આગળ જતાં મારવા આવ્યો, જોતો વક્ર દૃષ્ટે ધારી. ચાલ્યા૦ ૭
પુચ્છ ઝાલી શિર ફેરવિયો, બળદેવજી અહંકારી;
તાલવૃક્ષમાં આફ્ટ્યો વેગે, થયો શબ્દ મહાભારી. ચાલ્યા૦ ૮
તાલફળ પડિયાં ભૂમિ ઉપર, રીઝ્યા અસુર સંહારી;

---

પદ ૧૨ તાલ—તાડ. દનુજ—દૈત્ય.

તાલફળ બાળે બહુ લીધાં, પટ પાલવ પસારી. ચાલ્યા૦ ૯
હળધર સંગે ચાલ્યા હળવે, રંગભેર રમતા રાસ;
દાસ દયો ગુણગણ શું ગાયે, રૂપ શેષશાયી પ્રકાશ. ચાલ્યા૦૧૦

## પદ ૧૩ સું.

બાળે આવી વાત કરી ગૃહ, પસતાયાં નંદરાણી;
ભાવિ નવ મટે કદાપિ, કર્त्तાની ગતિ જાય ન જાણી. ટેક. ૧
જન્મ થયો વ્રજમાં વ્રજપતિનો, પ્રગટી શું દુઃખ નિશાની;
શ્યામ ઉગરે કેઇ કેઇ પેરે, કરે રક્ષણ દેવી ભવાની. બાળે૦ ૨
કેશી શકટ વૃષભાસુર પૂતના, તૃણાવર્त्तતણી કરી હાનિ;
મુરારિને માતા રાખે, પુત્ર મહાગુણ ખાણી. બાળે૦ ૩
બોલાવી હૃદયાશુ ચાંપ્યા, હરખી શ્યામ રામ નંદરાણી;
ભુખ્યા ગયા પ્રાતરમાં તેથી, રાણી મન પસતાણી. બાળે૦ ૪
રોહિણીએ સ્નાન કરાવ્યું વે'લું, મૂક્યું ભોજન પાસે આણી;
પીરશી વાની ભાત ભાતની, જમતાં મોહનવર મન માણી. બાળે૦ ૫
માગી લીધી શીતળ જળ ઝારી, તૃપાવત્ પીધું હરિએ પાણી;
બીડી ખાતા બે ભાઇ ઊભા, સુખ જોઇ જનની સહરાણી. બાળે૦ ૬
રત્ન જડિત પર્યંકે પો'ડ્યા, વાર્णी ન જાય સુખધાની;
દાસ દયો ગોવિંદગુણ ગાયે, જે હરિવર આપે વાણી. બાળે૦ ૭

## પદ ૧૪ સું.

નંદસુત લાડિલા હો, સહુ વ્રજ જીવન પ્રાણ;
વાર વાર માતા કહે હો, જાગો જાગો શ્યામ સુજાણ. ટેક. ૧
યશોમતી શ્રીકૃષ્ણ જગાડે, ઊઠો પરોઢ થયો પરમેશ;

---

પદ ૧૩ સહરાણી—આનંદ—સુખપામી. સુખધાની—સુખશય્યા.

સંગના સાથી આવીને ઊભા, ઊઠી જો તેમનો તું વેશ. નંદસુત૦ ૨
સુંદર વદન દેખાડી મુજને, હરણ કરો નયનનો તાપ;
નયનકમળ મુખ પખાળો પ્રીતમ, કાંઇ કલવો કીજે આપ. નંદસુત૦ ૩
માખણ પોળી પ્રભુ જમો, રૂચિર દૂધ દધિ લીજે;
ષટ્રસ મિષ્ટાન મેવા મીઠાઇ, તાજું દૂધ ત્રિકમજી પીજે. નંદસુત૦ ૪
મારી પાસે માગી લેજો વિઠલ, જે જે જોઇએ ખાવા;
બળરામ ને શ્યામ સાથે જમજો, પછે નહિ દેઉં ભૂખ્યા જાવા. નંદસુત૦ ૫
સુણી શ્યામ શય્યાથી જાગ્યા, પ્રભુએ પાલવ ઉઘાડ્યો;
જાણે પયનિધિ મથન ફેન ફેટી, શું શીતળ ચંદ્ર દેખાડ્યો. નંદસુત૦ ૬
સખા શબ્દ સુણી જોવા આવ્યા, જાણે હરિવર નયન ચકોર;
યુગલ કમળ જાણે ઇંદુ ઉપર, વિરાજી રહ્યો મહાસો'ર. નંદસુત૦ ૭
એવે કા'ન વર ઊઠી આવ્યા, શીતળ જળથી વદન પખાળ્યું;
શ્યામ રામે ગુંજ કરી, સખાનું વૃંદ નિહાળ્યું. નંદસુત૦ ૮
વે'લી વે'લી માતા આવી, મુખ માગ્યું જમવા દીધું;
માખણ પોળી આપી ભાવતી, પય પીવાય તેટલું પીધું. નંદસુત૦ ૯
જળ લેઈ મુખ ધોઇ ઊઠ્યા, બળ મોહન બે ભાઈ;
ગાય ઘેરી સઘન વન ચાલ્યા, સખા સંગ વ્રજરાઇ. નંદસુત૦ ૧૦
મોરલી સાંભળી બળ મોહનની, બીજા બાળક આવ્યા ધાઈ;
ઘેરી ગાયને આગળ કરતા, જોતા ક્યહાં જદુરાઈ. નંદસુત૦ ૧૧

---

પદ ૧૪–૩ કલવો—હાજરી ( ભોજન ). ૬ પાલવ—છેડો. પયનિધિ ક૦—જાણે પયોનિધિ ( ક્ષીર સમુદ્રનું મથન કરતાં ઉપજેલું ફેન ફેટીને ( દૂર થઈને ) તેમાંથી ઉપજેલો શીતળ ચંદ્ર દેખાડ્યો છે શું ?

૭ યુગલ ક૦—જાણે મુખરૂપી ઇંદુ ઉપર નેત્રરૂપી યુગલ ( બે ) કમળનો મોટો સોર ( કીર્તિ ગર્જના ) વિરાજી રહ્યો છે ।

સરવે કહ્યું આજ જાતું આપણે, વૃંદાવનકેરી માંય;
યમુનાતટ તૃણ અતિ ચારૂ, સુરભિગણ જઇ ચારૂં ત્યાંય. નંદસુત૦ ૧૨
ગોપ ગાય સહુ લેઇને ચાલ્યા, વૃંદાવનમાં ત્રિભુવન રાય;
અતિ સઘન વન જોઇને રીઝયાં, ગોપ વત્સ ને ગાય. નંદસુત૦ ૧૩
કોઇ બૂમ પાડે કોઇ ગાયે, સુરભિગણ ચરાવે;
કોઇ કોઇ માહોમાંહી પોકારે ગાયે, કોઇ શ્યામને વિદ્યા શીખાવે. નં૦ ૧૪
અંતરયામી વિચારે મનમાં, સખા સુજને સમજાવે;
લીલા લહર અનુપમ એવી, ભકતનું સુખ મન ભાવે. નંદસુત૦ ૧૫
કોઇ મોરલી વગાડી વેણુ, શબ્દ શૃંગીના પૂરે;
કૃષ્ણે મનમાં ધ્યાન કર્યું, જેહ જાણ્યું નહિ અસુરે. નંદસુત૦ ૧૬
બાળક વત્સ લેઇને જાઉં, જોઉં કરે શું એહ;
અજ્ઞાન એને દેખાડું હમણાં, પછે કરીશું નિઃસંદેહ. નંદસુત૦ ૧૭
અસુરકુળ સંહારવા કારણ, ધર્યો ધરણી અવતાર;
કપટરૂપ રચી બેઠો તે, જાણ્યું દેવ મોરાર. નંદસુત૦ ૧૮
ગિરિ સમાન ધરી આગળ વન બેઠો, વર વદન વાન પસારી;
મુખ માંહી વન ઘન નદી સર્વે, કર્યો માયાનો છળ ભારી. નંદસુત૦ ૧૯
પેશી ગયાં મુખમાં સહુ બાળક, ધેનુ વત્સ સમેત;
દેખી માયા વન ભૂમિમાં, આણ્યું મોહવૃત્તિએ હેત. નંદસુત૦ ૨૦
માંહો માંહે કે'વા લાગ્યા, સુરભિ આજ ધરાય;
જાણે પર્વતની કંદરા માંહી, પડતો મેઘ સમાય. નંદસુત૦ ૨૧
સહુ મુખમાંહી ગયાં જ્યારે, તવ અસુરે બીડ્યું મુખ;
અંધકાર થઈ ગયો જાણે, વત્સબાળને પ્રગટ્યું દુઃખ. નંદસુત૦ ૨૨
અતિ ઊડ્યાં અકળાઇ સર્વે, ગોપ વત્સ સહુ ગાય;
ત્રાહિ ત્રાહિ મુખથી પોકારે, રાખીએ મહાપ્રભુ રાય. નંદસુત૦ ૨૩

---

૧૯ વાન-દેહ-કદ. ૨૧ કંદરા—ગુફા.

વાર વાર કહ્યું કાંનજીએ અમને, એ કંદરા નહિ કે'વાય;
અણજાણે અમો મુખમાં આવ્યાં, ઉગારો ત્રિભુવનરાય. નંદસુત૦ ૨૪
જીવ જાશે જદુવર અમારો, કોણ લેશે ઉગારી;
શ્રીહરિ મુખ મધ્યે આવ્યા, અસુરે વાત વિચારી. નંદસુત૦ ૨૫
અધર બંધ કરે જેવામાં, હરિએ વધાર્યું રૂપ;
મુખનું દ્વાર રૂંધ્યું અસુરનું, વાધ્યા ત્રિભુવન ભૂપ. નંદસુત૦ ૨૬
શબ્દ કરે અગાધ અઘાસુર, વાર વાર મુખ પોકારે;
રહ્યા અધર ચાંપી અવનિપતિ, અસુરકપટ મન માંહી વિચારે. નંદસુ૦ ૨૭
બ્રહ્મદ્વાર શિર ફોડી નિકળ્યા, ગોકુળના મહારાય;
બાહેર નિકળી આવો સર્વે, કરી મેં સહુને સાંય. નંદસુત૦ ૨૮
બાળક વત્સ ધેનુ સહુ, અતિ મનમાં ફૂલાય;
હરિ દેખતાં અંધકાર મટી ગયો, કહે જય જય વ્રજરાય. નંદસુત૦ ૨૯
આવ્યા બારણે નીકળી સર્વે, તન મન થયા પ્રસન્ન;
અમો અજ્ઞાન સર્વે જાણો, મુખ જાણી પેઠાં ચારૂ વન. નંદસુત૦ ૩૦
ધન્ય કાંન ધન્ય નંદરાયજી, ધન્ય યશોદા માત;
ધન્ય લીધો અવતાર અવિનાશી, ભક્તપાળક થઇ ખ્યાત. નંદસુત૦ ૩૧
ગિરિ સમાન તનુ અતિ અગમ, પન્નગશુ અનુહારી;
જોત જોતામાં માર્યો દનુજ તમે, હરિવર મહાઅહંકારી. નંદસુત૦ ૩૨
હરિ હર્ષાને એમ બોલિયા, થાય સર્વના બળથી સાંય;
તમે જો વનમાં હો નહિતો, દુઃખ દે મુજને મહાકાય. નંદસુત૦ ૩૩
અમે તમે મળીને બેસું, કરૂં ભોજન મન ભાવ્યું;
બંસીતટમાં બેસું જઇ, જુઓ મુજકાજે ભોજન આવ્યું. નંદસુત૦ ૩૪

---

૨૮ બ્રહ્મદ્વાર શિર—માથાનું બ્રહ્મરંધ્ર. ૩૨ ગિરિ સ૦—જેનું તનુ (શરીર) ગિરિ (પર્વત) સમાન છે અને જે પન્નગશુ (સર્પની સાથે) અનુહારી (મળતો આવે એવા) છે.

ગોપ પરમ સુખ પામી કરતા, મુખથી કોટિ પ્રશંસા;
આભૂષણ એક એકનાં જોયે, જોતાં મનહર અવતંસા. નંદસુત૦ ૩૫
ચઢી વિમાનમાં સુર સહુ દેખે, આનંદ મંગળ ગાય;
જય જય ધ્વનિ નભમાં રહી કરતા, હરખે પુષ્પ વરસાય. નંદસુત૦ ૩૬
બ્રહ્માએ સુણી વાત અજાયબ, આવ્યા જોવા નિશાની;
ગોકુળમાં હરિએ જન્મ લીધો, એ વાત અમે નવ જાણી. નંદસુત૦ ૩૭
નિશ્ચય એનો કરી હું આવું, એમ કરી આવ્યા ત્યાંય;
દાસ દયાનો પ્રીતમ પ્રેમી, રીઝયા ઘણું મન માંય. નંદસુત૦ ૩૮

## પદ ૧૫ સું.

### રાગ બિલાવર.

ભજો ગોપાળલાલ પુનર્જન્મ નાઓ,
જાણો જન તમે માનુષી લાઓ;
જેણે ગુરૂ સેવા કરી ભક્તિ જાણી,
મટી તેને ચોરાશીતણી ખાણી. ૧
ધારી દેહ તો સમરો ગુરૂદેવા,
સમરપો શ્યામને સારી જે સેવા;
સુણો સંત હરિજન તેની રીતિ,
કરે દીનને કૃપા રાખો તે પર પ્રીતિ. ૨
ઊઠી સવારમાં ગુરૂને શિર નામો,
વલ્લભકુળ વિણ અન્યને વામો;
મનવાંચ્છિત ફળ એહ તમને આપે,
દુઃખ દિલનાં તમારાં સહુ કાપે. ૩

---

૩૫ અવંતસા—( અવતંસ )–તોરો

જેણે ગુરૂ વલ્લભનું દર્શન કીધું,
તેણે જીવતરનું સફળ કરી લીધું;
જે કરે નીરાજન નિત્યે,
તે જાણે નહિ કદી કૃત્ય અનિત્યે. ૪
જે કરે ગુરૂ કૃષ્ણ પ્રણામ,
પામે વિષ્ણુલોકનું તે વર ધામ;
જે કોઈ હરિનું સ્મરણ કરે નામ,
તેનાં મનવાંચ્છિત ફળે કામ. ૫
જે ઊઠી હરિનું ધ્યાન ધારે,
વસે ધ્રુવ પ્રલ્હાદ પદવી અવિધારે;
જેણે વલ્લભકુળનું ચરણામૃત પીધું,
તેણે વિષ્ણુધામ સ્વગૃહ કરી લીધું. ૬
જે હરિ આગળ નૃત્ય કરી નાચે,
ગોલોકમાં જઇ તે રાચે;
જે જન વિઠ્ઠલેશ ઉચ્ચારે,
પુનરપિ ગર્ભવાસ ન ધારે. ૭
જે હરિને નિત્ય ધરાવે શૃંગાર,
તેના ગોલોકે થાય સ્વીકાર;
જે પ્રથમ દર્પણ ગુરૂને દેખાડે,
તેને ચંદ્ર સૂર્ય ચક્ષુમાં લેખાડે. ૮
જે ઠાકોરને તુલસી ચઢાવે,
તેનું સુખ કે'તાં સંત ન ફાવે;
જે કીર્તન ઠાકોરનાં ગાયે,
નિકટ રાખી કરે હરિ સા'ચે. ૯
હરિ મંદિરમાં દીપક જઈ કરે,

અંધકૂપથી તે નર નિશ્ચે તરે;
જે શ્રીજીને શય્યા સૂવાડે,
હરિજન થઇ અઘગ્રંથિ વાં'ડે. ૧૦

જે હરિને પાલણે ઝુલાવે,
તે વૈકુંઠને ખેંચી ઘેર લાવે;
જે વલ્લભકુળને ઝુલાવે ડોળ,
તે નિત્યલીલામાં કરે કલોલ. ૧૧

જે મહોત્સવ કરી આરતી કરે,
તેનું દુઃખ ઉર શ્રીહરિ ધરે;
જે ઠાકોરને છપનભોગ ધરાવે,
તે પરમાનંદી મહાસુખી કા'વે. ૧૨

જે ગુણગાતી યશોદામાતા,
તેવા ગુણ કરે જે પ્રખ્યાતા;
પામે મુક્તિમણિ તે અમૂલી,
દર્શે શોડષદળથી અધિક દેહ ફૂલી. ૧૩

ગોપ સહિત ગોપાળ જમાડે,
તે હરિ મિત્ર થઇ અઘને નસાડે;
જે શ્રીજીને નૈવેદ્ય ધરાવે,
તેનું ફળ તુર્ત જોવામાં આવે. ૧૪

જે ગોવર્દ્ધન ગિરિ ઉરમાં લાવે,
ગોલોકમાં મુખ્ય કહાવે;
જે કરે યમુના જળનું પાન,

---

૧૦ અઘગ્રંથિ—પાપરૂપી ગાંઠ. ૧૩ ષોડશદલ—કમળ.

તે રહે શ્રી શ્રીજીની નિધાન. ૧૫
જે મળ્યો જોઈ વૈષ્ણવ સમાજ,
જઈ બેસે વિસારી મળ્યું હોય રાજ;
તે તો પરમપદારથ પામે,
જે હરિજન જોઈ શિર નામે. ૧૬
જે ગીતા ભાગવત સુણે આનંદે કરી,
તેને હૃદયે વસે શ્રીહરિ;
જે સ્વશરીર શ્રીજીને સમરપે,
તે સાત પેઢીના પિતૃને તરપે. ૧૭
જેણે હરિના જળની ગાગેર શિર લીધી,
તેણે સ્થિર કરી વૈકુંઠ સ્થિતિ કિધી;
જે જઈ શ્રીજીનું મંદિર સમારે,
તેને જમ કદી માર ન મારે. ૧૮
જે શ્રીજીને સીધું જઇ આપે,
તે અડસઠ તીર્થ વિણ અઘને કાપે;
જે શ્રીહરિ માળા પરોવે,
તે જોઇ જગને કદી ના રોવે. ૧૯
જે કૃષ્ણ કાજે ચંદન ઘશી લાવે,
ત્રિવિધિ તાપ સંતાપ તેને નાવે;
જે શ્રીહરિનાં પાત્ર પખાળે,
તે આવે નહિ દુઃખની ઝાળે. ૨૦
જે વલ્લભકુળનું કીર્તન સુખ કરે,
તેના ચરણ ચારે મુક્તિ ધરે;

---

૧૫ નિધાન( સન્નિધાન )–અર્થાત પાસે.

જે સેવા પૂજામાં આળસ કરે,
શ્વાન થઇ ભટકી ભટકી મરે. ૨૧
જે મનસા સિદ્ધે સેવા આચરે,
તે ભવસાગર સે'જે તરે;
જે એક સેવાનો આશ્રય સાધે,
અવર દેવને કદી ન આરાધે. ૨૨
તે થાયે શ્રીજી સમક્ષ,
વસે ગોલોકમાં થઇ દક્ષ;
જે હરિસેવામાં આળસ કરે,
જડ જન્મ પ્રેતનો ધરે. ૨૩
વેદ પુરાણમાં એવું ભાખ્યું,
સેવારસ વિણ અમૃત નવ ચાખ્યું;
સેવાની એવી અદ્દભુત રીતિ,
રાખો શ્રીવિઠ્ઠલેશમાં ઘણી પ્રીતિ. ૨૪
શ્રીઆચાર્યજીએ સેવા સાધી,
પ્રભુતા સેવાથકી લાધી;
સેવાનું ફળ વરણ્યું ન જાયે,
સાધે સેવા તે સુખી થાયે. ૨૫
સેવાનું ફળ સેવા છે એક,
મૂકો બીજો ત્રીજો વિવેક;
દયા પ્રીતમને ભજો ભાવે,
સત્વર મુક્તિ આપી જાણો મા'વે. ૨૬

## પદ ૧૬ મું.

### રાગ ભૈરવ.

મંગળ મનહર માધવ નામ;
મંગળ માધવ છે માયાધવ, મંગળરૂપ સદા ઘનશ્યામ. ટેક. ૧
મંગળ પૂતના મંગળ કીધી, મંગળ અસુરતણો સંહાર;
મંગળ ખેલ્યા મંગળ રેલ્યા, મંગળમય સહુ વૃંદવિહાર. મંગળ૦ ૨
મંગળ બંધન મંગળ મુક્તિ, મંગળ દેવકી માત વિશાળ;
મંગળ વસુદેવ કારી મહામુનિ, મંગળ કંસ સંહારણ કાળ. મંગળ૦ ૩
મંગળ શેષશાયીનું છત્તર, મંગળકારી યમુના માગ;
મંગળ પાદ સ્પર્શ મનોહર, મંગળ યમુના થઇ બે ભાગ. મંગળ૦ ૪
મંગળ ધારી મા'વને મૂક્યા, મંગળ લીધી સુંદર બાળ;
મંગળ યુગ્મ કપાટ ભીડાયાં, મંગળ ભૂપ ધાયો તતકાળ. મંગળ૦ ૫
મંગળકારી માથું ફૂટ્યું, મંગળ ગઇ આકાશે બાળ;
મંગળ દેવ વાણી મા'મનહર, મંગળ ભૂપને લાગી ભાળ. મંગળ૦ ૬
મંગળ યશોગતી ગૃહ જામ્યું, મંગળ લા'વે લેણી નાર;
મંગળ ગીત ગાય મળી ગોરી, મંગળ નામ કરે ઉચ્ચાર. મંગળ૦ ૭
મંગળ દધિનો કર્દમ આંગણ, મંગળ ગોપી ગાતી ત્યાંય;
મંગળ નંદજી મળવા ચાલ્યા, મંગળ જોયું નિધ્રની માંય. મંગળ૦ ૮
મંગળ માધવ વિઘનહારી, મંગળકારી નામોચ્ચાર;
મંગળ આનંદ મંગળ સુણતાં, મંગળ તરવું ભવની ભાર. મંગળ૦ ૯
મંગળ ગુણ મુરારિ ગાતાં, મંગળ ગોપદવત સંસાર;

---

વસુદેવ કા૦—વસુદેવનું કાર્ય કરનાર મહામુનિ નારદ મંગળ રૂપ છે.

૭ લેણી—ભેટ.

મંગળ દયામિતમની મૂર્ત્તિ, મંગળ આ ઉચ્ચરે નર નાર. મંગળ૦ ૧૦

## પદ ૧૭ સું.

### રાગ ભૈરવી.

મંગળ નવઘન અંગ ઉદાર;
મંગળમય શીર્ષ કેશ સહુ, મંગળ વાસિત સુગંધ ધાર. ટેક. ૧
મંગળ મનહર છે અંબોડો, મંગળ પુષ્પ ગુંથ્યાં અવિધાર;
મંગળ તારા ચાલ્યે ખરતા, મંગળ વાસુકિ વર નિરધાર. મંગળ૦ ૨
મંગળ માંગ સમાર્યો મનહર, મંગળ સિંદૂરકેરી ધાર;
મંગળ ભાળ વિશાળ વિરાજિત, મંગળ ચંદ્ર ચંદ્રઆકાર. મંગળ૦ ૩
મંગળ ભ્રુવશર મંગળ ભેદે, મંગળમય મોટે વિચાર;
મંગળ ચક્ષુ કરણે લાગ્યાં, મંગળ દિસે એકાકાર. મંગળ૦ ૪
મંગળ મૃગમદ મૃગનયનમાં, મંગળ કાજળ દીસે સાર;
મંગળ રેખા મંગળ વેધા, મંગળકારી વર શૃંગાર. મંગળ૦ ૫
મંગળ ખંજન મંગળ મીનમતિ, મંગળ રંજન કરતી નાર;
મંગળ નાસા મંગળ કીરવત, મંગળ વેસર મયૂર અપાર. મંગળ૦ ૬
મંગળ મોતી હંસ ચરે જઇ, મંગળ ગાલ લાલી લેલાર;
મંગળ અધરપ્રવાળી ઓપે, મંગળ અધરામૃતનો પ્યાર. મંગળ૦ ૭
મંગળ દશનાવળિ મનોહર, મંગળ ચિબુક ભારેભાર;
મંગળ વદન મહામંગળકારી, મંગળ શ્રુતિ શ્રવણ અવિધાર. મં૦ ૮

---

૧૦ ગોપદવત્ ઇ૦—ગાયના પગલાનો ખાડો જેમ તરવો સેહેલો છે તેમ સંસારસમુદ્ર પણ તેની પેઠેજ સેહેલો થાય છે.

૨ તારાખરતા—તારાની પેઠે ફૂલખરતાં. વાસુકી વર—વાસુકી નાગના જેવી ઉત્તમ વેણી. ૪ ભ્રુવશર—ભ્રમરરૂપી શરાસન-કમાન. ૬ મીનમતિ—માંછલાં જેવી બુદ્ધિવાળાં—અર્થાત્ ચંચળ. વેસરમયૂર—નાકનો મોર. ( અલંકાર ).

૭ લેલાર—લેલૂર-પુષ્કળ. ૮ દશનાવળિ—દાંતની પંક્તિ-

મંગળ કંબુ ગ્રીવા ગુણાળી, મંગળસૂત્ર ધર્યું આ વાર;
મંગળ ઉરજ ઉદર ત્રિવલિ, મંગળ કૃશકટિકેશે કાર. મંગળ૦ ૯
મંગળ વરભુજ કરિ શુંડશા, મંગળ અંગુલિ મગફળી ચાર;
મંગળ મુદ્રિમનહર ધારી મંગળકારી કરે વિચાર. મંગળ૦ ૧૦
મંગળ ગુરૂ નિતંબની શોભા, મંગળજંઘા ખંભાકાર;
મંગળ પાદ પૂર્ણ અવલંબી. મંગળમય માધવ ઉચ્ચાર. મંગળ૦ ૧૧
મંગળ માનિની મનહર માધવ, મંગળ યુક્તિરૂપી રસાળ;
મંગળ દયાપ્રીતમ પર વારી, મંગળ જાચે ઘોષની બાળ. મંગળ૦ ૧૨

## પદ ૧૮ મું.

### રાગ બિહાગ.

કૃષ્ણ કૃષ્ણ કરતાં જાય, જામની અમારી;
સૂતાં દોડી આવું, જોઉં સેજમાં મુરારિ. ટેક. ૧
છોડી તને પ્રીતમા હું, થાઉં કોની પ્યારી;
પધારીએ મોરલીવાળા, સેજ તો સમારી. કૃષ્ણ૦ ૨
બાગ બગીચાની માંય, જોઉં કુંજક્યારી;
કરી નવ ચતુર્વેદને, આંખડલી મારી. કૃષ્ણ૦ ૩
જાવ સખી જાવ વે'લાં, લાવો ગિરિધારી;
દયાપ્રીતમની પીડા, જોઇશું વિચારી. કૃષ્ણ૦ ૪

## પદ ૧૯ મું.

### રાગ સારંગ.

ઉદ્ધવજી આવ્યા કે'વા, જોગ તમો થઇએ;
શું ગુણકાને વિસારી મૂકી, નંદજીને છઇએ. ટેક. ૧

---

૯ કંબુ—શંખ. ઉરજ—સ્તન. ઉદર ત્રિવલી—પેટ ઊપરની ત્રણ કરચલીઓ. ૧૦ મુદ્રિ—મુદ્રિકા. ૧૧ ગુરૂ—ભારે. ૧૨ ઘોષ–વ્રજ. ૩ ચતુર્વેદને—બ્રહ્માએ.

નિર્ગુણનું જ્ઞાન કા'વ્યું, બળરામને ભઇએ;
સગુણ તો સારૂં લાગ્યું, જઇને એવું કહીએ. ઉદ્ધવજી૦ ૨

સગુણ સતીને સોંપો, અમો નિર્ગુણ થઇએ;
જાવ જાવ જાણ્યા જૂઠા, એણે પથ નહિ જઇએ. ઉદ્ધવજી૦ ૩

અંબર આભૂષણ કાઢી, નગન થઇ રહીએ;
ભસ્મ અંગ શીશ જટા ધરી, ખતા નહિ ખઇએ. ઉદ્ધવજી૦ ૪

મથુરામાં બેશી કા'વે, કે'જો ગાયું નહિ ગઇએ;
દેહ બળી ભસ્મ થયો, તેને અમૃત શું દઇએ. ઉદ્ધવજી૦ ૫

વિષય વ્યાધિ પીડે પાપી, હવે પય શાં પઇએ;
દયાપ્રીતમે દયા તજી, વિરહનું દુઃખ સહીએ. ઉદ્ધવજી૦ ૬

## પદ ૨૦ મું.

### રાગ મલ્હાર.

અલિ જોને શ્યામ, નથી કોઇના સંગી;
એની કે'ની એની, જાતલડી તેહ કોણે રંગી. ટેક. ૧

શ્યામલડી કાંતિવાળો, ગરજમાં ઉમંગી;
જાત એવી હૃદે ભાત, એની ખરેખર વ્યંગી. અલિ૦ ૨

કાર્ય કારણ વિચારી, થાય કેવો એ ત્રિભંગી;
ઘણા જોયા જોશું અલિ, ક્યહું એવો નહિ જંગી. અલિ૦ ૩

---

પદ ૧૯ અંબર---વસ્ત્ર. પદ ૨૦ વ્યંગી—વ્યંજના. શરીરે કાળો છે માટે હૃદયમાં પણ કાળો (કપટી) હોવો જોઈએ. કાર્ય કારણ—અર્થાત્ કાર્યપ્રસંગ. ત્રિભંગી—નૃત્યમાં કે મુરલીવાદ્યમાં ત્રણ જગોએથી વાંકો.

રાત દિન રટું જાણે, ધન તન ઉપંગી;
જાઉં ક્યહું બેસું સખી, હું ગાન્તણી ભંગી. અલિ૦ ૪
કેસરિયા આડ ખુંચે, હૃદે ખુંચે બંગી;
દયાપ્રીતમનો પ્યારો, શું હોશે અસંગી. અલિ૦ ૫

## પદ ૨૧ મું.

### રાગ મલ્હાર.

ઉદ્ધવ આવ્યા નંદજીને ઘેર;
કૃપાનિધિ કા'ન આવ્યા, જાણ્યું થઇ લીલાલે'ર. ટેક. ૧
યોગી થઇ યોગ સાધો, એવો જાણ્યો નહિ ફેર;
જાણ્યું નહિ એકાએકી, મૂકે માધવ મે'ર. ઉદ્ધ૦ ૨
લાવ્યા કિયા જન્મતણું, સંદેશારૂપી ઝેર;
અમે કોઇનાં માર્યાં નથી, શેનું લેવા આવ્યા વેર. ઉદ્ધ૦ ૩
સુણતામાં જીવ જાશે, થશે કાળો કેર;
છે દયાપ્રીતમની વિરહી, એજ જાણે પેર. ઉદ્ધ૦ ૪

## પદ ૨૨ મું.

### રાગ મલ્હાર.

વા'લા ! વ્રજમાં લખો ગુણ ખ્યાતિ;
નંદનંદન ! લખવી હોય તો, લખજો વિરહની કાતી. ટેક. ૧
નયન સજળ કાગળ અતિ કોમળ, ભીંજે નહિ કોઇ ભાતી;
કાગળને કાળજશું રાખું, ભીડી પીડું નહિ છાતી. વા'લા૦ ૨
પઠાવિયે પુરૂષોત્તમ ભલી, એક દિવસ તો પાતી;
દયાપ્રીતમ પર દયા ધરીને, થાશો નહિ હરિ ઘાતી. વા'લા૦ ૩

---

પદ ૨૦ ઉપંગી—તજીને ( ? ) બંગી—બિંદગી. પદ ૨૨ પાતી—પત્ર.

## પદ ૨૩ મું.

જુઓ જુઓ મધુકરની રીતિ;
નીરસ જાણી તજે ક્ષણ માંહે, નવલ કુસુમ પર પ્રીતિ. ટેક. ૧
તેનાં સંગી શે થઇએ, શે આવે પરતીતિ;
અમને છાંડી છેલડી શોધી, રણ આવ્યા નહિ જીતી. જુઓ૦ ૨
જેની વાતો મધુરી સુણતાં, તેની લાગે ભીતિ;
બેની કે'ની આવે ક્યારે, જાય વિરહ વેદના વીતી. જુઓ૦ ૩
કવણ કહે અલિ આવી ઉજાતી, નાવરૂપી નવકા છીતી;
દયાનાપ્રીતમ દાસ સંભારો, વિસરતાં જાય નીતિ. જુઓ૦ ૪

## પદ ૨૪ મું.

### રાગ ધનાશ્રી.

શું કરીએ જહીં શ્યામ નિહાળ્યો, ત્યાંહી કશું નહિ દેખું;
વિરહ વન્હિ ધૂમ્ર કુબજા, તે ધૂમ્રગોટ પુરૂષોત્તમ પેખું. ટેક. ૧
વળી વળી શું સખી મારી, ફિંકરી કુબજા ઉવેખું;
દયાપ્રીતમના ગુણગણ ગાતાં, લાગે નહિ કાંઇ લેખું. શું કરીએ૦ ૨

## પદ ૨૫ મું.

### રાગ સારંગ.

છે સખી ખોટા મધુવન લોક;
ઉપાય આણના આપણ કીજે, કરી નાખે સહુ ફોક. ટેક. ૧

---

પદ ૨૩ છેલડી—કુબજા. ઉજાતી—ઉજમાતી. નાવરૂપી—નાથરૂપી.

રાત દિન રહું જાણે, ધન તન ઉપંગી;
જાઉં ક્યહું બેસું સખી, હું ગાત્રતણી ભંગી. અલિ૦ ૪
કેસરિયા આડ ખુંચે, હૃદે ખુંચે બંગી;
દયાપ્રીતમનો પ્યારો, શું હોશે અસંગી. અલિ૦ ૫

## પદ ૨૧ મું.

### રાગ મલ્હાર.

ઉદ્ધવ આવ્યા નંદજીને ઘેર;
કૃપાનિધિ કા'ન આવ્યા, જાણ્યું થઇ લીલાલે'ર. ટેક. ૧
યોગી થઇ યોગ સાધો, એવો જાણ્યો નહિ ફેર;
જાણ્યું નહિ એકાએકી, મૂકે માધવ મે'ર. ઉદ્ધ૦ ૨
લાવ્યા કિયા જન્મતણું, સંદેશારૂપી ઝેર;
અમે કોઇનાં માર્યાં નથી, શેનું લેવા આવ્યા વેર. [illegible]૦ ૩
સુણતામાં જીવ [illegible] [illegible] [illegible]. જાળ૦ [illegible]
છે દયાપ્રી[illegible] માધુરીમૂર્ત્તિ, ગયંદ [illegible]
[illegible]વ્યા શું વળી વળી વિનવે, તુજ વિણ સરવ [illegible].

## પદ ૨૭ મું.

### રાગ મારુ.

ગોપાળક એને કહું હું, લેઉં ન બીજું નામ;
કંસારિ કૂબડી કહે એની, સર્યું એથી એનું કામ.

પદ ૨૫ કોક—ચકવાકી. ઓક—ઘર. આલોક—દર્શન. પદ ૨૬ અર્ભ. રાઈ ઇ૦—જે રાઇની કીમત શરદની રાત્રે લાખ થતી હતી તે રાઇની પેઠે રખડે છે. ગયંદ—હથી. કૃષ્ણરૂપી હાથીના રાધારૂપી હાથણી ફસાઇ છે.

પદ ૨૭ કંસારિ ઇ૦—કૂબડી તો એને કંસારિ ( તો ભલે કેમકે એથા એનું કામ સર્યું છે.

## પદ ૨૩ મું.

જુઓ જુઓ મધુકરની રીતિ;
નીરસ જાણી તજે ક્ષણ માંહે, નવલ કુસુમ પર પ્રીતિ. ટેક. ૧
તેનાં સંગી શે થઇએ, શે આવે પરતીતિ;
અમને છાંડી છેલડી શોધી, રણ આવ્યા નહિ જીતી. જુઓ૦ ૨
જેની વાતો મધુરી સુણતાં, તેની લાગે ભીતિ;
એની કે'ની આવે કયારે, જાય વિરહ વેદના વીતી. જુઓ૦ ૩
કવણ કહે અલિ આવી ઉજાતી, નાવરૂપી નવકા છીતી;
દયાનાપ્રીતમ દાસ સંભારો, વિસરતાં જાય નીતિ. જુઓ૦ ૪

## પદ ૨૪ મું.

### રાગ ધનાશ્રી.

દયાપ્રીતમ દાસ નિલય, વિડારો વિરહાગ્નિ ઘનશ્યામ. ગો૦

## પદ ૨૮ મું.

### રાગ વસંત.

વિઠલવર અમે સોંપી તમને, ચઢવા જ્ઞાનની ઘોડી;
પમને કાંઈશું તેહ શીખવીએ, નાગરી નવલકિશોરી. ટેક. ૧

---

પદ ૨૭ શ્યામ ઈ૦—હે સખી ! એને હું સુંદરશ્યામ નહિ કહું; કેમકે
। જો સુંદરશ્યામ હોય તો એને કૂબડી જોઇને કામ પ્રકટે વારૂં ! મલારિ-
તેરનો શત્રુ. દામોદર–પેટે દોરડું બાંધેલું એવા. એવું જો મથુરામાં કહીએ તો
(ઉભે ) ડામ દેવડાવે, કેમકે એમની ફજેતી થાય ! હાલોદામ—અમથાં
અથાં—વગર લોભે. કામ-સ્મૃતિ-સ્મરણ. સીતારામ–( કેમકે સીતારામ
(એ[illegible]ક પત્નીવ્રતવાળા હતા ). જામ—પોહોર. પદ ૨૮ નાગરી—નગરની

કંચનકુરંગ કામિની દેખે, જાણે નહિ જે જાશે છોડી;
કંચનકુરંગ કારમો બાંધ્યો, ગયો કારમી દોરી તોડી. વિઠ્ઠલવર૦ ૨

વિરહ અગ્નિથકી થઇ છે, આ તનની રાખોડી;
જોગ જણાવી આપજો વા'લા, ચોળી બેસે જોડી. વિઠ્ઠલવર૦ ૩

કા'ન કાળાને કુબજા મળિયાં, વળી લોક કે' પાગે ખોડી;
દયાપ્રીતમ વ્રજજન વિરહી જે, રડે છે આઘું ઓડી. વિઠ્ઠલવર૦ ૪

## પદ ૨૯ સું.

### રાગ સારંગ.

અમારે છે એટલું કાજ;
ગિરિવરધર ગોપાળજી આવે, પામ્યાં ત્રિલોકી રાજ. ટેક. ૧

કમળનયનને કવણજ લાવે, જેહ અમારો મા'રાજ;
તારૂણીનો ત્રિકમ જાણ્યો, જુગોજુગ શિરતાજ. અમારે૦ ૨

કોકિલા ટળવળતી મૂકી, મુઓ ઝડપી જાય ન બાજ;
શું કરીએ હરિને નવ આવે, બાંય ગ્રહ્યાની લાજ. અમારે૦ ૩

પે'લથી જગજીવન જાણું, તો બાંધું પાણી પે'લી પાજ;
જોગ જોગ જગજીવન શ્યામા ? કાંઇ વિચારો વધુ રાજ. અમારે૦ ૪

અપાર દુઃખમાં અરવિંદ મુખી આવી, દેખાડો દુઃખાબ્ધિકેરી માઝ;
નખશિખ સુભગ શ્યામા વદતા, આપો જોગ આવે દયાને દાઝ. અમારે૦ ૫

---

પદ ૨૮ ચોળી બેસે—( કુબ્જા ). પદ ૨૯ બાજ—( કાળરૂપી ). અમો-રૂપ કોકિલાને ઝડપીને જતો નથી !—મોતે નથી આવતું ! જોગ જોગ—જોગ સાધવાને લાયક. માઝ—માઝા—સીમા. જોગ—સંયોગ.

## પદ ૩૦ મું.

### રાગ સારંગ.

માધવ કોઇ ન થયું મીત;
જોગ રંગ કરી શ્યામા ઠરાવી, ઠાલુઠમ કેવું એક ચિત્ત. ટેક. ૧
મોહ પામી નયનકમળ જોઇ, વળી સુણી મુરલીનું ગીત;
જોતા જોતામાં તરછોડી ત્રિકમ, બાંધી પિછોડી પ્રીત. માધવ૦ ૨
ઇંદ્રવારણા જેવું થયું હરિ, શું જાણું થશે વિપરીત;
કહો ક્યાં જઇ શીખ્યા શાણા, આવી અલૌકિક નીત. માધવ૦ ૩
જુવતીજનને જદુવર ઠગતાં, રાખો યમતણી કંઇ ભીત;
વિશ્વાસઘાતનું પાતક મોટું, શાસ્ત્ર વદે છે ખચીત. માધવ૦ ૪
ધર્મ ઉલ્લંઘન કરો ધરણીધર, એ તે ક્યાંની રીત;
દયાપ્રીતમ કાંઇ એવું કીજે, જેમ આવે પરતીત. માધવ૦ ૫

## પદ ૩૧ મું.

### રાગ ધનાશ્રી.

એવું કોણ હવે છે સજની, મોહનવર અહીં લાવે;
એકવાર દરશન કરી લીજે, જેને માખણ મધુરું ભાવે. ટેક. ૧
પાયે લાગીને લલના મારી, લગની અગની સુણાવે;
નિશિ નિકુંજ સુખકેલિ પરમ રૂચિ, રમાપતિને જઈ જણાવે. એવું૦ ૨

---

પદ ૩૦ મીત—મિત્ર. પદ ૩૧ લગની અગની—મનના લગનની (આસક્તિની ) અગ્નિ. નિશિ ઇ૦—રાત્રે કુંજમાં પરમ સુંદર સુખની કરતાં હતાં તે કોઈ રમાપતિને જણાવે એમ છે?

## પદ ૩૭ મું.

પાસ તેડી પુરૂષોત્તમ પોતે, વાત કહું વિસ્તારી રે;
કૃપાપાર પામું નહિ ક્યારે, જોઉં શું ધારી ધારી રે. ટેક. ૧
તપ કરી કરી તન તો તાપ્યું, તોય ત્રિકમ ના મળિયા રે;
જપ જપતાં જદુવર જડ્યા નહિ, કાનજી ક્યાંહી ન કળિયા રે. પાસ૦ ૨
કેમ મળે તે અમો બતાવું, મળ્યા અમને જે પેરે રે;
તપાદિ નહિ ક્લેશ વેઠ્યો જરી, જપ આદિક મૂક્યાં વેરે રે. પાસ૦ ૩
આસક્તિ છોડી સ્વકર્મ ફળને, ભોગવિયાં ભલી ભાતે રે;
મન વાણી શરીરથી જાણે, જદુવરને એક જાતે રે. પાસ૦ ૪
એવું જીવતર જે જીવ ધારે, તેને માધવ મુક્તિ આપે રે;
પ્રેમલક્ષણા સમજે પૂરી, કષ્ટ કૂડાં હરિ કાપે રે. પાસ૦ ૫
બાળમુકુંદને બારણે બેશી, દયો કીર્તન બોલે રે;
ત્રિકમજી તન મનથી ત્યારે, તોલ તે ત્રિવિધ તોલે રે. પાસ૦ ૬

## પદ ૩૮ મું.

અપરાધીના અપરાધ કેવા, તે હરિ કથમ કહિયે રે;
માયાવીને માયા ઉપજાવો, તોય રજોગુણી રહિયે રે. ટેક. ૧
ઇશ્વિરમાં ઇશ્વરપણું ક્યાં છે, અમો ઇશ્વર તો છઇએ રે;
પંચભૂત એક સ્થાને મળિયાં, તો દૂરે શીદ જઇએ રે. અપરાધીના૦ ૨
મૂઢ ન જાણો મનથી એવું, અગ્નિજ્વાળ અગ્નિપાસ કેવી રે;
પ્રભુની પાસ નભે કેઈ પેરે, પ્રભુતાઇ તારી પૂર જેવી રે. અપરાધીના૦ ૩

---

પદ ૩૭ ત્રિવિધ તોલ—ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ. પદ ૩૮ માયાવીને ઇ૦— માયાને જાણનારને પણ. હરિ માયા ઉપજાવે એવા છે, એમ જાણ્યા છતાં પણ આપણે રજોગુણી રહીએ છીએ. અગ્નિજ્વાળ ઇ૦-જેમ અગ્નિની. પાસે તેના અંશરૂપ અગ્નિની જ્વાળા ગણતીમાં નથી તેમ હરિના અંશરૂપ તું

જક્તનો કર્ત્તા હું છું ભર્તા, એમ માનો મતિમૂઢ રે;
સાચું શું ને જૂઠું શું છે, સમજે નહિ ગતિ ગુઢ રે. અપરાધીના૦ ૪
મદરૂપી ઘાટા અંધકારે, આંધળો જઈ અફળાય રે;
ઇશ્વિરથી જૂદી ઇશ્વિરતા, ન માની તે શું મનાય રે. અપરાધીના૦ ૫
તોય હરિ તમે કૃપા કરો છો, મૂઢ સમજે ને થાય રે;
પણ અલ્પા તુને હું પૂછું એક, મહત્વ તે શું મનાય રે. અપરાધીના૦ ૬
પ્રકૃતિ મહતત્વ અહંકાર ને નભ, વાયુ અગ્નિ જળ ને જગતી રે;
તેથી કરી કરવાનું ન કરતો, વેંતી મૂકે તું ભક્તિ રે. અપરાધીના૦ ૭
સાત વેંતનું કલેવર તારૂં, અગણિત માપનો માધવ રે;
તું ને તેમાં અંતર એવો, સત્ય કહું કર ના રવ રે. અપરાધીના૦ ૮
ભેદ ભણ્યો નહિ તેહ ભણાવ્યો, હવે ન ભૂલે ભટકે રે;
દાસ દયાનો પ્રીતમ સાચો, જે જાણે તે નવ ફટકે રે. અપરાધીના૦ ૯

## પદ ૩૯ મું.

હરિ મારો ક્ષમા કરો અપરાધ, બળિયા બંધનથી ટાળો બાધ. ટેક. ૧
ગર્ભવાસમાં બાળક સૂતો, મારે માતાને લાત;
પગ ઉછાળવો પ્રેમે જાણે તે, જાણે દુઃખ ન વેઠે માત. હરિ૦ ૨
તેથી શું જનની એમ જાણે, બાળકે દીધું બહુ દુઃખ;
જક્ત માંહે અમે જોઈ જોઈ થાકયા, માત ધરે ન એવું દુઃખ. હરિ૦ ૩

---

પણ હરિ આગળ કાંઈ ગણતીમાં નથી. પૂર જેવી—વેહેતા પાણીના પૂર જેવી—ક્ષણભંગુર. ન માની ઈ૦—તેં નહિ માની માટે શું બીજાઓથી કબૂલ રખાશે ! થાય—હરિભકત થાય. પ્રકૃતિ ઈ૦—પ્રકૃતિ વગેરે આઠ તત્વ એજ શું મહત્વ છે કે તેથી કરીને તું ન કરવાનું કરે છે ?

## પદ ૪૧ મું.

ગોટાવાળો ટોટા જાચે, શું સમજો છો કાચું;
ગાતાં ગાતાં ગોથાં ખાઓ, તેણે બળશે ડાચું. ૧
નફ્ટ નહિ માને નિર્લજ થઈ, તો તો તનડું ત્રૂટે;
છેલ બનીને છોગાં ઘાલો, છેલપણું તો છૂટે. ૨
મારૂં તારૂં મે'લો મૂર્ખો, જમડા ઝાડે બાંધે;
ધગધગતી અંગીઠી માંહે, સાંધેસાંધો સાંધે. ૩
જણાય નહિ જુગટાનું જીત્યું, મૂરખ મનમાં મા'લે;
ચાળા ચસકા ચૂલે પડશે, જમડા ઝોળી ઘાલે. ૪
અગડબંબ અલબેલા થઈને, નહિ બચો કો કાળે;
પ્રૌઢ પ્રેમ જો પૂરો ધારો, માધવ મુશકો ટાળે. ૫
જોરાળા સોરાળા સાચા, કાચા કાચા કરડે;
ટંકાવેલી તાતી ઘંટી, માંહી તમને ભરડે. ૬
ઠાલા ઠોઠ રહો ઠમ ઠમતા, ધમ ધમતા જઈ ઝાલે;
અંગે તો ઉઝરડા થાશે, હળવા તોય ન ચાલે. ૭
જેને તેને ઝાસો કરતા, ઝાલી ઝાલી ઝીકો;
જમડા તમને એમ મસળશે, મસળી લાખો લીખો. ૮
તરિયા તમને કાંઈ ન તારે, તરિયા શા ફૂટાશો;
દાસ દયાનો પ્રીતમ પ્યારો, ભજતાં નહિ ભચકાશો. ૯

## પદ ૪૨ મું.

શાણા તું સમજે છે સાચું, બોલ્યું તોલ્યું તારૂં;
ભુંડા તું તો ભવિષ્ય ન જાણે, બોલ્યું પેલું મારૂં. ૧

---

પદ ૪૧ ગોટાવાળો—સંશયાત્મક બોલો.

એમ કરતામાં મરશો વે'લા, માડી છેડો વાળે;
રંડા તારી રા'ડે ચડશે, રંડાપો ના ગાળે. ૨

ડાકોર ને રેવાજી જાશે, ગોદાવરીએ ચાલે;
તેં કરિયાં જો પુણ્યજ પૂરાં, રંડા પાછાં વાળે. ૩

એવી કે વળી તેવી કાજે, મૂકી જાવું શેનું;
હાથે કરશો સાથે આવે, કૃત્ય કહ્યું આ તેનું. ૪

શાણો તો તુજને સમજાવું, બાકી પથરો આપું;
કપાળ ફૂટો તેની સાથે, ચૂકવો ચોરી દાપું. ૫

વારે વારે વિનવિયે શું, આપી વિસર્યા અમને !
સમદષ્ટિ રાખી હરિ સેવો, જણાવી દીધું તમને. ૬

છોવાળે છોકરડા એવા, દીકરીઓ તો દાટે;
બંધવ બૂરા માનો સર્વે, આવોને ઉચ્ચાટે. ૭

પૂરતેઃ વાંક ન તારો પો'ચ્યે, માયા મારે સહુને;
સાસૂડી જેવી સંતાપે, પ્રીતમ પ્યારી વહુને. ૮

તેવી માયા તેવી કાયા, જાયા તેવી જાણો;
વા'યા કે વહવાયા માનો, કે જઈ તરિલાં તાણો. ૯

દાસ દયાને એમાં કાંઇ, નહિ લેવું નહિ દેવું;
સારૂં જોઇ રીઝે મનડું, તેથી કાંઇક કે'વું. ૧૦

## પદ ૪૩ મું.

હરિ હરિ ભજી લે પામર પ્રાણી, દુઃખ થવાનું શિર પર જાણી;
તું સમજ શીખામણ શાણી રે, હરિ હરિ૦ ૧

જીવ જોને તું પાછું વાળી, મૂર્ખ દેશે તુને પરજાળી;
તારાં સગાં દેશે તને ટાળી રે, હરિ હરિ૦ ૨

તારો પુત્ર તે ખાંધે લેશે, તારી પાછળ રામ રામ કે'શે;
અલ્યા તને દે'ન આવી તે દેશે રે, હરિ હરિ૦ ૩
તારી પુત્રી રડે સાદ મોટે, તને ગણશે જમડા જોટે;
તારૂં સગું નહિ કોઇ ખોટે રે, હરિ હરિ૦ ૪
તારી ઘરણી ચૂડો ભાગે, તું ગયો કે તારૂં ત્યાગે;
વળી એને બીજા ધણીનું જાગે રે, હરિ હરિ૦ ૫
તારાં સગાં આવી આવી જાશે, પડ્યો નરકે ખતા તું ખાશે;
અલ્યા ! મલિન અર્પણ દુઃખ તુને થાશે રે, હરિ હરિ૦ ૬
મારૂં મારૂં તે મહીમાં રે'શે, કોઇ કશું આવી નહિ કેશે;
તારાં છાજિયાં મળી સહુ લેશે રે, હરિ હરિ૦ ૭
તારી પૂઠે નાત્યો કરશે, અન્ન કો'વડાવી કીટ માંહી ધરશે;
તું જાણે તેમાં કાંઇ સરશે રે, હરિ હરિ૦ ૮
એ તો તરંગના બુદબુદા, છાકમછોળના જાણો છૂંદા;
તમે તો થયા તે થયા જૂદા રે, હરિ હરિ૦ ૯
નામ નિશાન જાશે નાશી, જ્યમ અન્ન વળ્યું હોય વાશી;
સમજી કરો પ્રયાગ ને કાશી રે, હરિ હરિ૦ ૧૦
નામ તેનો તો નાશજ થાશે, જવાનું જે તે નિશ્ચે જાશે;
મૂઢ માયા તને સત્ય વાંશે રે, હરિ હરિ૦ ૧૧
તારૂં તારૂં તાજવું ટૂટે, આશાપાશ ખૂટાડ્યો ન ખૂટે;
આ મારૂં મારૂં નવ છૂટે રે, હરિ હરિ૦ ૧૨
સંત સમજાવે તેને ભાંડે, સમજ ખેલવું તારે ખાંડે;
મિથ્યા રમત શી મૂઢ માંડે રે, હરિ હરિ૦ ૧૩

---

૩ દે'ન—દહન ( બાળવું ). ૬ મલિન—આંસુ, નાક વગેરેનો મેલ ( રોતી વખતે ). ૯ બુદબુદા—પરપોટા. ૧૦ કરો—તીર્થ યાત્રા કરો.
૧૨ ટૂટે—( ઘણો પાપ ભાર ભર્યો છે માટે ).

એવું જાણી સેવો વિઠ્ઠલેશ, ધારો વૈષ્ણવજનનો વેશ;
જાણે તારકનો તંત્ર તેશ રે,　　　　　હરિ હરિ૦ ૧૪
દાસ દયાનો પ્રીતમ પરખો, હરિજન થઈ તમે હરખો;
ટળે ચોરાશીનો જેહ ચરખો રે,　　　　　હરિ હરિ૦ ૧૫

## પદ ૪૪ મું.

કૃષ્ણ કૃપાળ ગોપાળ ભજી લે, મનમાં રાખી ભાવ;
જાણજે નિશ્ચે તારા મનમાં, જમડા ન ચૂકે દાવ.　　　　ટેક. ૧
સગું વા'લું કોઇ કામ ન આવે, તરશો માધવને નામ;
સંસારસાગરે નૌકા મૂકી, બેઠો વિચારચ કામ.　　　　કૃષ્ણ૦ ૨
પાપરૂપ ખડક લે'વાયો, પુણ્યરૂપી દીવાદાંડી ત્યાંય;
પાપીજન તો પૂરા થાયે, ઉગર્યા હરિજન માંય.　　　　કૃષ્ણ૦ ૩
પાપીના સ્પર્શે અર્ધદગ્ધ મરતા, હરિજન સ્પર્શે તરતા પાપી;
શું કરીએ સમજાવ્યું ન માને, નાંગર નાખે કાપી.　　　　કૃષ્ણ૦ ૪
રમાપતિ નિજ રથમાં ઘાલી, ફેરવવા ઘણું ચા'ય;
પાપી કે' કયમ હરિજન થઇએ, સુખ સંપત્તિ વિસરાય?　　　　કૃષ્ણ૦ ૫
રથના રેવંત રડવડી જાયે, કે રથનો થાયે નાશ;
સુખ આપ્યું તો શોણે ન માણ્યું, કરે સેવા દાસી દાસ.　　　　કૃષ્ણ૦ ૬
અમે પણ ભાઈ એમજ કહિયે, માણો સુખ વિલાસ;
કૂડ કપટને ઝપટથી ટાળી, સેવા કરો હરિદાસ.　　　　કૃષ્ણ૦ ૭
અજ્ઞાની કેં સરવે સરખા, નહિ કો ઉંચ કે નીચ;
હરિજનને શું આવે ન ભાઇ, કાળ ખૂટ્યાથી મીચ.　　　　કૃષ્ણ૦ ૮

---

૧૪ તેશ—તેજ કે તે ઈશ (?) ૪ અર્ધદગ્ધ—જ્ઞાની છતાં સંશયાત્મા—અરધું જાણ્યા છતાં આખું જાણ્યાના અભિમાન વાળા. ૫ રથ—દેહરૂપી. ૬ રેવંત—ઘોડા ( ઇંદ્રિયો ). ૮ મીચ—મૃત્યુ.

જો એમ છે તો સહુજન સરખા, વત્તું ઓછું નહિ કાંઈ;
સાહેબને મન સર્વે સરખા, દુલ્લા મુલ્લા ને સાંઈ. કૃષ્ણ૦ ૯
યવનો એવું બોલે તેમાં, સમજે નહિ તલભાર;
બીજને પૃથ્વી સર્વે સરખી, પણ ક્યહુંક ઉદ રસાળ. કૃષ્ણ૦ ૧૦
પૃથ્વીમાંથી પાણી નીકળે, ખાણતાં કૂપ નિરધાર;
ખારૂં મીઠું ક્યમ ફરી થાયે, એક પૃથ્વી એક વાર. કૃષ્ણ૦ ૧૧
શ્વાન રઝળતાં રણમાં દેખો, શેરીએ શેરીએ સોય;
છતરપલંગમાં સૂઈ રહ્યાં કોઈ, એની શી જાગની જોય. કૃષ્ણ૦ ૧૨
પંચ ભૂતનાં માણસ સરવે, તેમાં દુઃખી સુખી નિરધાર;
તેનું કારણ આપોછો કંઇ, કરી ઉંડો વિચાર. કૃષ્ણ૦ ૧૩
વાર વારે અસો શું રે સમજાવું, સમજે નહિ લગાર;
હરિજનને સાંચ્યું પૂર્વે સારૂં, તેથી વિઠલે કીધી વા'ર. કૃષ્ણ૦ ૧૪
વલ્લભકુળ મણિ પ્રકટ્યા પોતે, શ્યામ સ્વરૂપે આપ;
દાસ દયાના પ્રીતમ કાન્યા, ટાળ્યા ભવના તાપ. કૃષ્ણ૦ ૧૫

## પદ ૪૫ સું.

આપ અજપતિ હરિ અજપાળ;
મુજપર મે'ર કરી રે, માધવ ગોપાળ. ટેક. ૧
હરિ સત્ય સંકલ્પી શોભો નવરંગ;
સત્યે પ્રાપ્ત થાઓ વા'લા ધરી ઉમંગ. રે માધવ ગોપાળ. ૨
હે હરિ પંચભૂતે તમ વાસ;
સર્વત્ર વશિયા હે અવિનાશ. રે માધવ ગોપાળ. ૩
જો હરિ થાય પંચભૂતનો નાશ;
તોપણ આપ રહો અવિનાશ. રે માધવ ગોપાળ. ૪

---

૯ દુલ્લા-વરરાજા. ૧ અજપતિ—અજ્ઞાનાપતિ અજપાળ—ભરવાડ.

વા'લા સમદૃષ્ટિ તમારૂં સ્વરૂપ;
મૂઢમતિ લહે કેઇ પેરે રૂપ. રે માધવ ગોપાળ. ૫
મધુરી વાણી મોહનજી જેહ;
પવિત્ર વાણી પણ આપનો દેહ. રે માધવ ગોપાળ. ૬
તેના પ્રવર્ત્તક પણ પ્રભુ આપ;
હરિ ભક્તજનનો ટાળો સંતાપ. રે માધવ ગોપાળ. ૭
સત્યયુગમાં સાક્ષાત ભૂદેવ;
નભસુર આદિ કરતા સેવ. રે માધવ ગોપાળ. ૮
પાતાળમાં હરિ કીર્તન થાય;
ગુણ ગોવિંદના હોંસે ગાય. રે માધવ ગોપાળ. ૯
આકાશમાં અવિનાશી આપ;
હરિ તેજરૂપ થઇ કરતા તાપ. રે માધવ ગોપાળ. ૧૦
ભૂમિમાં ભરૂંસાધર જાણ;
શાં શાં કરૂં મૂઢમતિ વખાણ. રે માધવ ગોપાળ. ૧૧
વાયુરૂપે વસો વિઠલ રાય;
વળી પંચ રૂપે ધુરંધર કાય. રે માધવ ગોપાળ. ૧૨
વાર વારે કહીએ શું દેવ;
જન્મ મરણ તરે જે સાધે સેવ. રે માધવ ગોપાળ. ૧૩
વલ્લભકુળમાં વસિયા ભૂપ;
નારકીશ નવ નિરખે રૂપ. રે માધવ ગોપાળ. ૧૪
દાસ દયા પર કીધી મે'ર;
અઘ ઓઘ પરહરી કાળો કેર. રે માધવ ગોપાળ. ૧૫

---

૮ નભસુર—દેવતાઓ. ૧૨ પંચ રૂપ—પંચભૂત રૂપ. ૧૪ નારકીશ—નરકવાસી.

## પદ ૪૬ મું.

ભવજળ તરો જો પુરૂષોત્તમ જાણો;
દેહ કૃતાર્થ કરો જો ગોવિંદગુણ મન આણો. ટેક. ૧
હરિ બ્રહ્માંડભાર શિરપર ધાર્યો;
અમ કાજે સમૂહ પાપી માર્યો. જો ગોવિંદગુણ મન આણો. ૨
વા'લા વૃક્ષરૂપે તમે વસતા;
હરિજન કાજે તમે પદથી ખસતા. જો ગોવિંદગુણ મન આણો. ૩
આપ વૃક્ષરૂપે જદા થાઓ;
આશ્રય પ્રકૃતિરૂપ લહો લા'ઓ. જો ગોવિંદગુણ મન આણો. ૪
સુખ દુઃખ ફળરૂપે બે સા'વો;
સત્વ રજ તમના તમે મૂળ કા'વો. જો ગોવિંદગુણ મન આણો. ૫
ધર્મ અર્થ કામ મોક્ષ રસ ઉપજાવો;
પંચેંદ્રિય જાણ પૂરા થાવો. જો ગોવિંદગુણ મન આણો. ૬
ષટ્ સ્વભાવનો હવે લઇએ લા'ઓ;
રાગદ્વેષ ક્ષુધા ખાંતે ખાઓ. જો ગોવિંદગુણ મન આણો. ૭
પિપાસા લોભ મોહ લજાઓ;
સપ્ત ધાતુ છાલે છાઓ. જો ગોવિંદગુણ મન આણો. ૮
હાવાં આઠ શાખાતણી સોહી;
પંચભૂત મન બુદ્ધિ અહંકારે જોઈ. જો ગોવિંદગુણ મન આણો. ૯
નવ દ્વાર છિદ્ર ભલાં ન્યાળું;
દશ પ્રાણ પાંદડાં ભાળું. જો ગોવિંદગુણ મન આણો. ૧૦
જીવ શિવ પક્ષીડાં પરમાણું;

---

૩ પદથી—ગોલોક ધામથી. ૪ આશ્રય ઇ૦—હરિરૂપી વૃક્ષનો આશ્રય—ભૂમિ પ્રકૃતિ છે. ૭ ષટ્ સ્વભાવ—રાગદ્વેષ, ક્ષુધા, તૃષા, લોભ, મોહ.

હરિ વૃક્ષ ઉત્પત્તિ આપથી મન આણું. જો ગોવિંદગુણ મન આણો. ૧૧
લય લાઘવતા હરિ છે તમમાં;
સત્યારથ સમજાએ છે સમમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૨
કોઇ દ્વૈતી જાગ નહિ હરિ દમમાં;
તને જાણે જોર નહિ ભાસે જમમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૩
હરિ હરિ ભજો સહુ આ ભવમાં;
મુક્તિપુરી વસે એક માધવમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૪
દાસ દયાનો પ્રીતમ વલ્લભ ઘરમાં;
સેવે તેહ તરે ભવજળ સરમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૫

## પદ ૪૭ મું.

મૂર્ખ સમજે નહિ તે તો મિથ્યા માને;
જે શ્યામ સમજે સહી તેહ ભજે ગોવિંદ ગાને. ટેક. ૧
તમારી માયા હરિ મા' મોટી;
એને કે'વાય નહિ હરિ કાંઇ ખોટી. તેહ ભજે ગોવિંદ ગાને. ૨
તમારી માયાથી મૂઢ જન જે થાયે;
તે તો માધવ મૂકી માયા ગાયે. તેહ ભજે ગોવિંદ ગાને. ૩
તે તો જાણે તમે હરિવર દાતા;
જેહ માયામાં જઇ ખત્તા ખાતા. તેહ ભજે ગોવિંદ ગાને. ૪
હરિ જગત્ તમારે છે રૂપે;
સહુ પ્રગટ્યુ પુરૂષોત્તમભૂપે. તેહ ભજે ગોવિંદ ગાને. ૫
જગત જગજીવનકેરી એકી;
મૂઢ મતિ જાણે એમાં બેકી. તેહ ભજે ગોવિંદ ગાને ૬

---

૧૨ લય—જગતને નાશ કરવાની શક્તિ. લાઘવતા—ચપળતા અથવા સૂક્ષ્મતા. ૧૫ સરમાં—સરોવરમાં.

૬ એકી છડ—અનેક રૂપમાં રહ્યો છતાં હરિ તો એકજ છે. એમાં—રૂપમાં. બેકી—બેપણું.

મુજ જાણીછે સાચે સાચું;
હરિવર જગતરૂપે તું તો રાચું. તેહ ભજે ગોવિંદ ગાને. ૭
સર્વના આત્મા પરમાત્મા પોતે;
સ્થાવર જંગમ દીપ દીપ જ્યોતે. તેહ ભજે ગોવિંદ ગાને. ૮
સત્વગુણસ્વરૂપ હરિ ધારો;
ધાર્મિક જનને જઈ તારો. તેહ ભજે ગોવિંદ ગાને. ૯
અધર્મી અકર્મી સંહારો;
હરિજનનાં વિઘ્ન જઈ વારો. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૦
જોગી સમાધિ જઈ સાધે;
તેમાં પણ હરિ તમને આરાધે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૧
આશ્રમ અવિનાશીનો સાચો આણે;
તો તો જોગની જુક્તિ રૂડી જાણે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૨
વૈષ્ણવ ભાવિક તરે વેંલા;
ચરણારવિંદ વાંણમાં ટાળી વેલા. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૩
સંસાર સાગર તેમને ભાસે;
વત્સપદ અંતર ઉરમાં વાસે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૪
દાસ દયો તરે અતિ ઉલ્લાસે;
વલ્લભમણિ પ્રીતમ જ્યારે ભાસે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૫

## પદ ૪૮ સું.

જોજો હરિ કેવી જુગતિ, વદું સત્ય હું રાખું નહિ રૂક્તી;
ભક્તિ ભવિષ્યમાં ભુક્તિ, હરિ માધવ આપો મુક્તિ ટેક. ૧

---

૮ સ્થાવર ઈ૦—જેમ દીવાની જ્યોતિ અને દીવો છે તેમ હરિ એ જ્યોતિરૂપ છે અને સ્થાવર જંગમ એ દીપકરૂપ છે.

૧૩ વેલા-વલખાં-પાંપલાં. ૧૪ વત્સપદ-વાછરડાના પગલા જેટલો.

હરિ હરિજન પણ આપના જેવા;
જાણે સાધીએ નિશદિન તેની સેવા. હરિ માધવ આપો મુક્તિ. ૨

જુઓ હરજી ઉપકારી કેવા;
હું તો જાણું અહીં જેવા તેવા. હરિ માધવ આપો મુક્તિ. ૩

મહાદયાળુ એ મહાજન મોટા;
જોયા નહિ જુગમાં બીજા જોટા. હરિ માધવ આપો મુક્તિ. ૪

તેમણે સેવક સારૂં શું શું કીધું;
દુસ્તર ભવસાગરમાં વા'ણ લીધું. હરિ માધવ આપો મુક્તિ. ૫

કોઇએ સાથે સમજી તે નવ લીધું;
તેથી મૂઢમતિનું કારજ સીધ્યું. હરિ માધવ આપો મુક્તિ. ૬

પૂર્ણ પુણ્યે હરિપદની નવકા;
તરૂં નારાયણ જાણી નવકા. હરિ માધવ આપો મુક્તિ. ૭

હરિજનના ઉપકારી થાશું;
માધવ મુરારિના ગુણ ગાશું. હરિ માધવ આપો મુક્તિ ૮

આપ અનુગ્રહીનો અનુગ્રહ સા'શું;
સમજી શાણા થઇ ભજવા જાશું. હરિ માધવ આપો મુક્તિ. ૯

અમે મુક્ત છીએ એમ નહિ કહિયે;
એવા મૂઢમતિ અમે નહિ થઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૦

જ્યાં ત્યાં ગોવિંદજીના ગુણ ગઇએ;
હરિજનની સેવા સાચી સહિયે. હરિ માધવ આપો મુક્તિ. ૧૧

ભજન ભરોંસો દૃઢ તો કહીએ;
જદુવરની જાત્રાએ જઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૨

---

૫ દુસ્તર—ન તરાય એવો. તે—વાહાણ. ૭ નવકા (નૌકા)—નાવ. નવકા—નવીન. ૯ અનુગ્રહી—કૃપા કરનારા. ૧૦ એવા—એઓની જેવા.

હરિ વિઠલ વલ્લભ ગુણ ગઇએ;
તરિયે નહિ જાણીએ છોડી છઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૩
ભાગ મૂક્યો સુણ્યો નહિ કોઈ ભઇએ;
તાર્યા નહિ વૃદ્ધ તરૂણ કોઈ ભઇએ. હરિ માધવ આપો મુકિત. ૧૪
માઇકાંગલા તો કીધા મહીએ;
દયાપ્રીતમ ગુણ ગાજી ગઇએ. હરિ માધવ આપો મુકિત. ૧૫

## પદ ૪૯ મું.

માધવ મારો કહી તારો, ભરોંસો ભારે ભાળો;
હરિજનને પાર ઉતારો, સમરો શ્યામળીઓ સારો. ટેક. ૧
જે જન જાણે છે તમને દેવા;
તે તો સાધે તમારી સેવા. સમરો શ્યામળીઓ સારો. ૨
નવ ભ્રષ્ટ થાયે તે ક્યારે;
એક હરિવર ઉરમાં ધારે. સમરો શ્યામળીઓ સારો. ૩
પ્રભુપદ પુણ્ય મન વિચારે;
બીજા ધર્મમાંથી મન મારે. સમરો શ્યામળીઓ સારો. ૪
મુખે વલ્લભ વિઠલ ગાયે;
સખી થઈ નૃત્યે જાયે. સમરો શ્યામળીઓ સારો. ૫
તે ગોલોકનો વાસી થાયે;
કરે શ્યામળીઓ વર સાંચે. સમરો શ્યામળીઓ સારો. ૬
ગોપીરૂપ ધરે જન જેહ;
તરે સ્વદેહે નિઃસંદેહ. સમરો શ્યામળીઓ સારો. ૭

---

૧૩ તરિયે—જો અમે તરિયે નહિ તો અમે છોડી દીએ એમ જાણિયે કેમકે છોકરાને તો ( મુક્તિ ) ભાગ મળે; છોકરી હોય તેને ભાગનો હક નથી.

# મુરલીલીલા.

## ગરબી ૧ લી.

સાંભળ રે સલુણી શ્યામા, વાત કહું વિસ્તારી જી;
કા'નકુંવર મેં જોયો કાલે, મતિ ચકિત થઇ મારી જી. વર્ણન કીજે જી. ૧
મસ્તક મોરમુકુટ ધર્યો મનહર, જોઈ જોઈ હું ન ધરાતી જી;
કળાકરે શું કળા કરી ઉપર, મતિ મારી અકળાતી જી. „ ૨
કર્ણિક કુસુમ કાને ખોશ્યાં, બેની તે સારાં દીસે જી;
સુવર્ણવરણું વસન ઓઢ્યું, જોઈ જોઇને મન હીસે જી. „ ૩
કંબુકંઠે માળ ધરી'તી, નામે જે વૈજયંતી જી;
હરિનું રૂપ હું શી પેરે વર્ણું, કામે કાય દહંતી જી. „ ૪
શું નાટ્યગ્રહમાં આવ્યો નટવો, વેષ તે વિધ વિધ ધારી જી;
એ ઉપમા આપી ન શકાએ, મતિ અમુઝાએ મારી જી. „ ૫
એણે બેની એક કૌતુક કીધું, કોડી સાટે રત્ન વેચ્યું જી;
સુધાથકી અધરામૃત મોઘું, વેણુને તે વે'ચ્યું જી. „ ૬
બેની અધરામૃતે છિદ્ર પૂરાયાં, વેણુ મધુરું બોલ્યો જી;
તે સ્વરનો સુસવાટ સહું નહિ, તોલ ન જાયે તોલ્યો જી. „ ૭
હું એકલી વરણું વિઠ્ઠલને, એમ નથી કંઇ બેની જી;
ગોપ મુરલી ગાયન વખાણે, કીર્ત્તિ કથું શી તેની જી. „ ૮
એવો આનંદ કરતા આવ્યા, આંગણે મારે હેલી જી;
હું તો ઊભી ઊભી જોઉં, ચિન્હ પડ્યાં મન મેલી જી. „ ૯

---

૨ કળાકર—મોર. ૩ કર્ણિક—કરેણ. વસન—વસ્ત્ર. ૪ કંબુકંઠે-શંખ જેવા કંઠમાં. કામે ઇ૦—તેમને જોઇને મારી કાયા કામથી દાઝે છે.

૬ વેણુ—વાંસ (વાંસળી). ૯ ચિન્હ ઇ૦—હું ઊભી ઊભી મન મેલીને (મોકળા મનથી) પગનાં ચિન્હ ભૂમિ ઉપર પડ્યાં હતાં તે જોઉં છું?

પૂરણ પ્રીતિ મુજને થાયે, તુજને કેઇ પેરે દાખું જી;
પ્રેમપૂરમાં જાઉં તણાઈ, તે જોર કેઇ પેર ભાખું જી. „ ૧૦
તારા મનમાં હું થઇ ઘેલી, પણ ઘેલા થયા વ્રજલોક જી;
મિત્ર સાથે પશુ ચારી આવ્યા, હરિને જોઇ થતો અશોક જી. „ ૧૧
વેણુનાદમાં સ્નેહ શો ઉપજે, ઉપમા કોઇ ન છાજે જી;
કટાક્ષ કામણગારાં એવાં, મોહ્યું વ્રજ મહારાજે જી. „ ૧૨
થોડે ઘણું એની માની લેજે, કે'વાનું તે કહું છું જી;
સ્નેહભરિત મુખ દીઠું ન જેણે, રોઝ તે રણનું લહું છું જી. „ ૧૩
જેણે નેત્રે હરિવર ના નિરખ્યા, તે ગોરચાંદલાવત આંખ જી;
મારું તો મન એવું મોહ્યું, જેમ બેઠી મધ પર માંખ જી. „ ૧૪
નારાયણે જો નયન આપ્યાં, તો તેનું સાર્થક એજ જી;
હરિવર રૂપ નિહાળી જોઉં, એ'વું ગુણિયલ તેજ જી. „ ૧૫
શી હું એની શોભા વર્ણું, બીજી બેની આજ જી;
આમ્રકુંપળી માથે ખોશી, તેણે દીસે કામના રાજ જી. „ ૧૬
વારે વારે જાણે કહું ને ભૂલું, વારે વારે કહું એહ જી;
મોરપિચ્છ કુસુમગુચ્છ ઉત્પલ, હૃદે વસ્યાં નિઃસંદેહ જી. „ ૧૭
પીત વસ્ત્ર પ્રભુનાં તેવાં, નીલ વસ્ત્રધારી બળદેવ જી;
ગોપની ધાબળી તે પણ તેવી, જાણે સાધુ જઇને સેવ જી. „ ૧૮
મેં તો મનથી નિશ્ચય કીધો, કાલે ધરવો ગોપનો વેષ જી;
ગેડીદડે રમવાને જાવું, રાખવું નહિ કંઇ શેષ જી. „ ૧૯

---

૧૩ સ્નેહ ભરિત—સ્નેહથી ભરેલું. રોઝ ઇ૦—સરખાવો નળાખ્યાન. "નળ દીઠો નહિ તે નર રોઝ; સૂણ્યો નહિ તે મખડોઝ;"

૧૪ ગોર ચાંદલાવત ઇ૦—જુઓ નળાખ્યાન. "દીઠો નહિ તેનાં લોચન કેવાં, ગોર પીઠ ચાંદલિયા જેવાં." ૧૭ ઉત્પલ—કમળ.

ગમે કે ન ગમે ગોવિંદને, મારે કરવું એમ જી;
દાસ દયાનો સ્વામી શું જાણે, વેષ પાલટે આવે ન વે'મ જી. ,, ૨૦

## ગરબી ૨ જી.

રાધિકા કહે આજે જાવું, વનમાં મારે બેની જી;
વંશતણું વન સળગાવી દેવું, કોઈ ખોટું કે'તો કે'નીજી. મારે કરવું એવું જી
કોઇ કે'શે કરો કેમ એવું, તેને દેશું જબાપ જી;
શું હરિ અધરામૃત વંશને કાજે, ઊછેરી ગયો એનો બાપ જી. મારે૦ ૨
દધિ નવનીત ને પય પાયાં છે, અધરામૃતને કાજે જી;
તે અધરામૃત લુંટી જાયે, આણી વૃથા અમને વાજે જી. મારે૦ ૩
જગત માંહી મનાયું એવું, અધરામૃત આગવું મારૂં જી;
કોઈક કે' ગોપીઓનું આગવું, ત્યાં વેણુ ! લાગે શું તારૂં જી.મારે૦ ૪
ભોગ્ય ભોગી છીએ એણી પેરે, તું જોગી વિયોગી ક્યાં આવે જી;
કુળનો નાશ કરવા બેઠી, શું વાંસલડી વેરભાવે જી. મારે૦ ૫
શું જાણે કોઇ જનનીએ, પય પાઇને ઉછેરી જી;
તેની માતા નદીઓ જેવી શું, વાંકલડે વધેરી જી. મારે૦ ૬
પ્રફુલ્લિત પદ્મ મિષથી જાણે, રોમાંચિત શાં દીસે જી;
અન્ય વંશ હરખાયે જાણે, વંશમાં હરિજન હીસે જી. મારે૦ ૭
તે વળી આનંદ અશ્રુ મૂકે, શું કહીએ કીર્ત્તિ તેની જી;
મકરંદ ધારનું મિષ કરે સખી, માનું આંસુની ધારા એની જી. મારે૦ ૮
આવો તર્કવિતર્ક કરે જડ, એના પુણ્યતણો શો પાર જી;
મુજથી વર્ણ્યું જાય ન વે'લું, વાંસળી વેરણ અપાર જી. મારે૦ ૯

---

૧ વંશ—વાંસ. ૬ પય—પાણી—દૂધ. વાંકલડે ઇ૦—કોઇ વાંકાએ (કૃષ્ણે) તેને વધેરી—વાંસળીને કાપી આણી. ૭ પ્રફુલ્લિત ઇ૦—વાંસળાની માતા નદી પ્રફુલ્લિત કમળના મિષથી હરખાય છે

એની તું કે'શે કે ખાર શો એવડો, એના ઉપર કરતી જી;
મોર મુઆ એને સ્વરે નાચે, જાણે મેઘની ધારા પડતી જી. મારે૦ ૧૦
મેઘને કાળો કપટી માનું, જે મોરલીનાદે ભૂલવે જી;
પણ વાંસલડી પાંસલડી કોરી, પશુ પક્ષીને હૂલવે જી. મારે૦ ૧૧
પર્વતશિખર ઉપરનાં પક્ષી, એનો સ્વર સુણી નાચે જી;
ગાંડાં ઘેલાં થાયે તે મુજશાં, રમત કરંતાં રાચે જી. મારે૦ ૧૨
મૃગલીઓને હું કેવી માનું, મૂર્ખમાં મૂર્ખ જો ભાણું જી;
તો મુજ જેવો મોહ તેને લાગે, દ્દષ્ટાંતે કેમ દાખું જી. મારે૦ ૧૩
વેણુનાદ સ્નેહાળી માનું, તો શોકયતણું સાલ જાગે જી;
મન મારૂં માને નહિ કેઇ પેરે, કોઈ કષ્ટ કૂડું નવ ભાગે જી. મારે૦ ૧૪
એ દ્દષ્ટાંતમાં એક અલૌકિક, તે તુજને મારે કેંવું જી;
વેણુનાદ સુણી હરણી લોભાએ, એમાં જાણવાનું એક એવું જી. મા૦ ૧૫
એનો પતિ પાસે ઊભો રે', તે પણ જોવા લાગે જી;
ગોવાળિયા શો તે નહિ ઘે'લો, જદુવર જોઇ જવાળા લાગે જી. મારે૦ ૧૬
જેમ વેણુ કાળિયાર ભૂલાવે, તેમ ગોપને નવ કરતો જી;
ખાર ધરે આપણ પર એ તો, નર નારી નામે શું નડતો જી. મારે૦૧૭
જો એમ હોય તો નારી કહીએ, પછે કરે કે ન કરે જી;
ઉભય ભ્રષ્ટ એને તો કે'વો, બલા આપણી ડરે જી. મારે૦ ૧૮

---

૧૧ મેઘને ઈ૦—મેઘ પણ મોરલી નાદ સાંભળીને ઘમઘોર થઈને ચઢી આવે છે। ૧૬ ગોવાળિયા શો ઇ૦—આપણા પતિ ગોપ જેવો એ કાળિયાર ઘેલો નથી; પણ એ તો સ્ત્રીઓને સાથે લેઇને જોવા જાય છે.

૧૭ કાળિયાર—હરણીનો નર. ગોપને ઇ૦—તેમ ગોપને ભૂલાવતો નથી. એ-વેણુ. નર ઇ૦—વેણુ એ નર છે માટે નારી માત્રને નડે છે કે શું ?

૧૮ કરે કે ન કરે—ખાર કરે કે ન કરે. ઉભયભ્રષ્ટ—( વેણુ ). એ

ચાલ સખી આવે હું સાથે, જઈને વાંસ લગાડું જી;
વેરણિયાનું વેર તો આજે, જુગ બાધે જગાડું જી. મારે૦ ૧૯
મારા આંબા નાખ્યશે ગોડી, જોઇયે એનાથી શું થાયે જી;
દાસ દયાનો પ્રીતમ પાધરો, થાશે તો દુઃખ જાયે જી. મારે૦ ૨૦

## ગરબી ૩ જી.

લલિતા કે' એમ ન કીજે એની, વેણુ છે આપણો વા'લો જી;
કા'નકુંવર જવ રંગે રમતા, તવ એ કે'છે મા'લો જી. કાંઇ વિચારો જી.૧
જો એના ઉપર મોહ કેનો કેનો, તે તુજને દેખાડું જી;
એનો નાદ ઘેલાં કયમ કરતો, તેની સમજ કંઇ પાડું જી. કાંઇ૦ ૨
પછે મનનું ધાર્યું કરીએ, હમણા ન કરિયે કાંઈ જી;
મારા મનમાં તો છે એવું, જઈ વેણુને દેઉં સાંઇ જી. કાંઇ૦ ૩
સાંભળ તું સલુણી શ્યામા, આશ્ચર્ય એક એવું જી;
ચિત્ત ધરી હૃદયામાં રાખે, તો જાણાય એ છે કેવું જી. કાંઇ૦ ૪
શ્રીકૃષ્ણ વસ્ત્રાભૂષણ ભરિયા, જે ગોપી આનંદકંદ જી;
તેવા હરિ વેણુ વગાડે, કેવા દીસે ગોવિંદ જી. કાંઇ૦ ૫
તે શોભા હું કેઈ પેર ભાખું, તોય કહું કાંઇ સ્વલ્પ જી;
દેવ દેવાંગના સાથે જાયે, નભમાં જોતા અલ્પ જી. કાંઇ૦ ૬
તેમની સ્ત્રીઓ હરિવર દેખી, મોહ પામે અપાર જી;
કામથકી વ્યાકુળી થાયે, ભાન ભૂલે નિરધાર જી. કાંઇ૦ ૭
અંબોડામાંથી ફૂલ ખરતાં, વસ્ત્ર ખશી ખશી જાય જી;
કંથ સુદ્ધાં ભૂલા પડે તેના, પછે ગોપ જેવા શે થાય જી. કાંઇ૦ ૮

---

નર કે નારી એમાંથી એક્કેમાં નિશ્ચયપણે ઠરતો નથી માટે ( કેમકે એ શબ્દ બંને જાતિનો છે ). ૨૦ ગોડી—ખોદી.

હવે પશુતણી પેર ભાખું, વેણુ નાદ થાય કેવાં જી;
મોહન મોહ લગાડે કેવો, કહું છું જેવાં તેવાં જી. કાંઈ૦ ૯
અધરામૃત લેઈ વેણુ માંહીથી, નીકળે સ્વર મધુરો જી;
સુરભિ વત્સ સમે તે જોતી, કર્ણપુટ કરી પૂરો જી. કાંઈ૦ ૧૦
જાણે ઉંચા કાને પીવા લાગે, વેણુરવ પિયૂષ પડિયું જી;
હર્ષાશ્રુ આવે અવિચારે, જાણે અમુક કાંઇ જડિયું જી. કાંઈ૦ ૧૧
ખાવું પીવું ભૂલી જાયે, કાન ઉંચા કરી સુણે જી;
વ્યાઘ્ર પાસ આવે કદી એવે, તોય અલિ ! ના ધૂણે જી. કાંઈ૦ ૧૨
વાછરડાં પણ તે ત્યાં તેવાં, વેણુતણો સુણી નાદ જી;
પયનો ઘૂંટડો રાખે અધૂરો, ચાખે ન ચતુરા સ્વાદ જી. કાંઈ૦ ૧૩
તેને એણી પેર મોહ થાયે મનમાં, જે જઇ ભગવાનને ભેટું જી;
ઘણે દૂર હોય ગાયો તોપણ, જાણે છે નહિ છેટું જી. કાંઈ૦ ૧૪
હવે પક્ષીતણી પેર ભાખું, તેમની દશા છે કેવી જી;
એ પણ બેની આપણા જેવાં, જાણી મોરલી મીઠી સેવી જી. કાંઈ૦ ૧૫
હું તો ધારૂં છું કે બેની, એ નહિ પક્ષી જાતે જી;
મહામુનિ હશે એ નિશ્ચે, કારણ કહું વિખ્યાતે જી. કાંઈ૦ ૧૬
ભગવતદર્શન મુનિને વા'લું, વેદોક્ત કર્મ ફળ ત્યાગે જી;
વેદ શાખાની કુંપળી કર્મે, ગ્રહણ કરી અનુરાગે જી. કાંઈ૦ ૧૭
શ્રવણ કીર્તન સાંભળે તેનું, વર્ણન નિશદિન કરતા જી;
તેમ વ્રજનાં પક્ષી સર્વે, હરિદર્શન ઉર ધરતાં જી. કાંઈ૦ ૧૮
ફળાદિકનું અંતર નવ રાખે, શાખાદ્રુમની બેસે જી;
કુંપળીએ વળગી રહી પક્ષી, ધ્યાન ધરણીધર પેસે જી. કાંઈ૦ ૧૯

---

૧૦ કર્ણપુટ ઇ૦—કાનરૂપી પડિયો પૂરો ભરીને. ૧૭ શાખા—ડાળ.
૧૯ અંતર—અંતરમાં ( ઇચ્છા ).

આંખો મીચે મૌન ધરે છે, વેણુનો નાદ સુણી જી;
દાસ દયાના પ્રીતમ સંગે, વેણુ થઇ પડ્યો ગુણી જી. કાંઇ૦ ૨૦

## ગરબી ૪ થી.

સુણ્ય તને એથી સારૂં બતાવું, વળતી ક્રોધ ન કરતી જી;
સારૂં માઠું કરતાં વિચારે, તે ઠરતી નવ નરતી જી. ધ્યાને ધારો જી. ૧
સચેતન પ્રાણી મોહ પામે, વેણુનો નાદ સુણતાં જી;
અચેતન આદિક જો એની, એ સ્વરે કેવાં ધ્રૂણતાં જી. " ૨
આ નદી યમુનાનો વેગજ, વારી વમળ મિષ માટે જી;
ઉત્પન્ન થાતાં કમળો અટકે, આવે ન તોય ઉચ્ચાટે જી. " ૩
તરંગવડે તરૂણી થઇ જાણે, હસ્તથી કમળ આપે જી;
ચરણારવિંદ ચારૂ ચિત્ત જોડી, આલિંગન કરી દુઃખ કાપે જી. " ૪
તરૂણી તરંગથી ઢાંકી દેતી, ધારણ કરતી ધણીનું જી;
અચેતન નદી તે પણ તેવી, એ મા'ત્મ્ય વેણુ મણિનું જી. " ૫
હાવાં પેર કહું હું મેઘની, માનની સુણજે સાચી જી;
બળભદ્રાદિક ગોપની સાથે, કા'નજી જાતા રાચી જી. " ૬
પશુઓ ઉપર ક્રોધજ કરતા, નાદ વેણુનો દેતા જી;
માધવને મિત્રરૂપે ધારી, મેઘ જાણે આમ કે'તા જી. " ૭
તડકે બળતા સુકુમાર જાણું, તેથી દયા હું લાવું જી;
કુસુમવૃષ્ટિ પેરે વરસુ હું વે'લો, મંદ મંદ વૃષ્ટિએ આવું જી. " ૮
આ ગોવર્દ્ધન પર્વતરૂપે, આજ સુધી તે જાણ્યો જી;
સાક્ષાતકાર થયો તે કેવો, સર્વે મુખ વખાણ્યો જી. " ૯
તે વેણુનાદે થાય કેવો, તુજને મારે કેવો જી;
બાળો કે ઉજાડો વળતી, કે વેણુને સેવો જી. " ૧૦

૩ આ નદી ઇ૦—આ યમુના નદી પોતાના વેગને વમળના મિષથી વારી (અટકાવીને) તેમાં ઉત્પન્ન થતાં કમળો આગળ અટકી રહે છે.

હરિ બળભદ્ર ફરતા જાણીને, એકા એક ફૂલે જી;
અધરામૃતના વેણુએ વાધે, કોનો ડુલાવ્યો ના ડુલે જી. „ ૧૧
શરીર શારી તૃણાદિક દેખાડે, રોમાંચ તારાં શું થાયે જી;
તારા જોબન જેવાં પાણી, વેણુનાદે વહી વહી જાય જી. „ ૧૨
વિજોગ ઘાસને તાપણે તાપે, તેમ ન એ કદી કરતો જી;
વેણુનાદ અધરામૃત લઇ લઇ, ગુફા માંહે ભરતો જી. „ ૧૩
તે ગુફામાં ગોવિંદ પૂરે, કંદ મૂળ ખાવા આપે જી;
ગાય ગોવિંદ નીલાંબરકેરાં, વેણુ વડો દુઃખ કાપે જી. „ ૧૪
તે વેણુને કેમજ કહીએ, કાંઇ સારૂં માઠું જી;
તારે અંગે એક સેંવાય ન, જો પડ્યું કંઈ ચાઠું જી. „ ૧૫
તો જો તું અલિ વેણુ અંગે, છિદ્ર કેટલાં શાર્યાં જી;
એ દુઃખ શું એને નહિ અંગે, મન માર્યાં તો સુખ ધાર્યાં જી. „ ૧૬
એક દૃષ્ટિએ મારે ન જોવું, જેવી તું તેવી મુરલી જી;
ન્યાય બુદ્ધિએ મારે કે'વું, ધરો દિલગીરી કે રળી જી. „ ૧૭
એક એવી મુજને દેખાડો, જે સ્થાવરને કરે જંગમ જી;
એવી અલૌકિક કોઈ ન દીઠી, કહું સત્ય બાપના સમ જી. „ ૧૮
ખરા બોલી માએ મારી, પણ ખરૂં તે ખરૂં જી;
તું તો એની પાળું પોસું, તારે દુઃખે મરૂં જી. „ ૧૯
પણ વાંસળીનું કે'વું પડશે, પાંસળી જેણે શારી જી;
દાસ દયાનો પ્રીતમ વરિયો, થઇ શોકયલડી તારી જી. „ ૨૦

## પદ ૫ મું.

તું સખી છું મારી કે એની, પે'લાં બોલની સાચું જી;
અધકચરૂં બોલે કદી બાળી, તો તો હું નવ રાચું જી. સાચું બોલો જી. ૧

૧૪ નીલાંબર—બળદેવ. ૧૭ રળી—હર્ષ.

શોકચલડીનું સાલ ટળે નહિ, ઉલટો અતનુ જાગે જી.　　સાચું૦ ૧૩
બેની એ નિર્દય છે કેવી, તે તુજને કહી દાખું જી;
એક વાર મેં લીધી કરમાં, સમ ખાઇ સત્ય ભાખું જી.　　સાચું૦ ૧૪
વગાડવા લાગી હું વા'લે, પણ રજે નવ બોલી જી;
શું અધરામૃત મારૂં માઠું, તુલના કાંઈ ન તોલી જી.　　સાચું૦ ૧૫
એવીને હું જીવતી રાખું, તો જીવ્યું ધિઃક મારૂં જી;
તું કે' તેમ બેની તો કરવું, સલા' શાંતિ વિચારૂં જી.　　સાચું૦ ૧૬
મેં મારા મનમાં જે ધાર્યું, તે નવ ફેરવું હું તો જી;
હઠીલી નહિ તારા જેવી, બોલ્ય ખરે ખરૂં તું તો જી.　　સાચું૦ ૧૭
એમ ગોષ્ઠિ કરેછે જેવે, એવે માધવ આવ્યા જી;
મોરલીનાદ કર્યો મોહનજી, તેથી અધિકા ભાવ્યા જી.　　સાચું૦ ૧૮
વેણુ સહિતે વિઠ્ઠલ જોઈ, વનિતાએ વસમું મૂક્યું જી;
સાલ સમૂળગું ટળી ગયું ત્યાં, વૈર હતું તે ચૂક્યું જી.　　સાચું૦ ૧૯
દયાના પ્રીતમ પાસે આવ્યા, કહ્યું વેણુ વગાડો જી;
દાસ દયાના પ્રીતમ પ્યારા, વિતનુ મારી ભગાડો જી.　　સાચું૦ ૨૦

૧૩ અતનુ—કામ. ૧૯ વસમું મૂક્યું—સંકટ તજ્યું. ૨૦ વિતનુ—કામ.

# વ્રજમહિમા.

## ગરબો

વ્રજની શોભા અપાર, જાઉં બલિહારી જો;
છે ઈંદ્રપુરી અવાસ, શોભા સારી જો. ૧
ઘેર ઘેર આનંદ અપાર, ઉત્સવ થાયે જો;
ગોપી ઓપી મન માંય, ગુણલા ગાયે જો. ૨
દામોદર દીનદયાળ, પ્રકટ્યા જ્યારે જો;
ત્યાં રહ્યું ન બાકી ક્યાંય, જાઉં બલિહારે જો. ૩
ઈંદ્રપુરીની માંય, નાચે ગણિકા જો;
કરે ગોપી થેઇકાર, વાજે મણિકા જો. ૪
ઈંદ્રપુરીની માંય, ઋષિઓ બેસે જો;
હરિનાં કરવા દર્શન, મુનિ મઠ પેસે જો. ૫
ઈંદ્રપુરીની માંય, ગુણિયલ ગાયે જો;
ગાન કરેછે ગોપ, સુખી બહુ થાયે જો. ૬
ઈંદ્રપુરીની માંય, વીણા વાગે જો;
મુરલીના થાયે નાદ, ભ્રમણા ભાગે જો. ૭
ઈંદ્રપુરીની માંય, નૌતમ નારી જો;
ગોપિકા સજી શૃંગાર, બેઠી અટારી જો. ૮
ઈંદ્રપુરીની માંય, બ્રાહ્મણ ભણતા જો;
કરી વેદઋચા ઉચ્ચાર, ગુણ હરિ ગણતા જો. ૯
ઈંદ્રપુરીની માંય, છે સિંહાસન જો;
વ્રજમાં તેનો છે વિલાસ, શ્યામ સુખાસન જો. ૧૦

---

૪ મણિકા—મણકા— ઘૂઘરા.

ઇંદ્રપુરીની માંય, સુરતરૂ સારૂં જો;
વ્રજ માંહી કદંબ રસાળ, તેથકી ચારૂ જો. ૧૧
સુરપુરીની માંય, સુરભિ સાચી જો;
ગોકુળની ગો સાથ, થાય તે કાચી જો. ૧૨
સુરપુરીની માંય, સરિતા ક્યાંથી જો;
પીએ જમુનાનું ક્યાં વાર, જાય ન ત્યાંથી જો. ૧૩
સુરપુરીની માંય, સુર તેત્રીશ કોટિ જો;
અહીં ગોપી ને ગોપ, સંખ્યા મોટી જો. ૧૪
સુરપુરીની માંય, નહિ કાંઈ ખામી જો;
વ્રજમાં છે રંગ વિલાસ, સુખ ઉપજાવવા જો. ૧૫
સુરપુરીની માંય, રાગરાગ્ય ગોનું જો;
આહીં છે લીલા લે'ર, તેનું એનું જો. ૧૬
ઇંદ્રપુરીની માંય, નાયક ઇંદ્ર જો;
ગોકુળ નિશિ નંદ પવિત્ર, ચારૂ ચંદ્ર જો. ૧૭
સુરપુરીની માંય, દ્વાદશ સૂરજ જો;
વૃષભાનાદિક છે બાર, કિરણ સુરજ જો. ૧૮
સુરપુરીની માંય, અમૃત વારૂ જો;
વા'લાજીનું વર મુખ, એ પર વારૂ જો. ૧૯

---

૧૭ ગોકુળ ઈ૦—તેમ આહીં ગોકુળમાં પણ નંદરૂપી પવિત્ર ચંદ્ર નિશિ (નિશ્ચય) નાયક છે. અથવા ગોકુળની નિશિ (રાત્રિમાં) નંદરૂપી પવિત્ર ચંદ્ર છે તે નાયક છે.

૧૮ વૃષભાન ઈ૦—વ્રજમાં પણ વૃષભાનુ આદિ બાર ગોપ સુર(દેવ)-ના કિરણ (અંશ)રૂપ છે. જ—(પાદ પૂરણાર્થક). ૧૯ એ પર વારૂ—એ મુખ ઉપર અમૃતને ઓવારી નાખું.

સુરપુરીની માંય, અમૃત કારણ જો;
સાચવવા બેઠા નાગ, નાખી ધારણ જો. ૨૦
નહિ ગોકુળમાં કંઈ તેમ, અમૃત ભરિયું જો;
મુક્તદ્વાર મહારાજ, અમૃત ધરિયું જો. ૨૧
સુરપુરીની માંય, છે શચિ નારી જો;
છે યશોમતી રૂપ રસાળ, તેથકી ભારી જો. ૨૨
સુરપુરીની માંય, સુત જયંતો જો;
વ્રજમાં વિઠ્ઠલવર સાર, છે જયવંતો જો. ૨૩
સુરપુરીની માંય, કિન્નર વસતા જો;
નહિ આ સ્થળ તેની ખોટ, પરા નહિ ખસતા જો. ૨૪
સુરપુરીની માંય, સુખનું શમણું જો;
અહીં અહોનિશ તે સાર, બમણું તમણું જો. ૨૫
છે સુરનગરની માંય, પડવું ચઢવું જો;
નહિ તેમાંનું કંઇ આંહી, ઘટવું ઘડવું જો. ૨૬
સુરનગરની માંય, અસુરો આવે જો;
અરિ આવે છે આંહી, દુઃખડાં લાવે જો. ૨૭
ઈંદ્ર જાય અવિચાર, બ્રહ્મા પાસે જો;
તે નાસે ત્યાંથી નિરધાર, શંકર વાસે જો. ૨૮
તે સહુ મળી જાયે જાણ, ક્ષીરનિધિ તીરે જો;
થાયે ત્યાંથી ઉચ્ચાર, ધીરે ધીરે જો. ૨૯
જે સુણી સુર સહુ શાંત, થઈને આવે જો;
દુઃખ દૂર કરવાનું મન, હરિને ભાવે જો. ૩૦

---

૨૧ મુક્તદ્વાર—ખુલ્લાં બારણાં. અમૃત—મોક્ષ. ૨૪ તેની-કિન્નરની (માંકડાંની). ૨૭ અરિ—કંસના મોકલેલા દૈત્ય. ૨૯ ક્ષીરનિધિ—દૂધનો સમુદ્ર.

ધરી પછે અવતાર, અરિને મારે જો;
અહીં તેથી લીલા લે'ર, કયહું ન ઉગારે જો. ૩૧
છે સુરપુરીની માંય, કૂડી દષ્ટિ જો;
વળી કારજ કરવું નિરધાર, કરવી વૃષ્ટિ જો. ૩૨
અહીં તેમાંનું નહિ કાંય, સહુ સમદૃષ્ટિ જો;
કારજ છે એક રસાળ, અમૃત દગ વૃષ્ટિ જો. ૩૩
સુરપુરીની માંય, ઐરાવત હાથી જો;
છે ગોવર્દ્ધન ગુણ રસાળ, તેનો સાથી જો. ૩૪
તે મત્ત માતંગજ થાય, આ રૂપ એકે જો;
હરિજન મન કરે વિચાર, ધરી વિવેકે જો. ૩૫
છે વજ્ર નામ આયુધ, ઇંદ્રને નગરે જો;
જે કરે હરિજનની સેવ, દુષ્ટ શું બગડે જો. ૩૬
અહીં હરિરૂપ છે વજ્ર, વિડારણ કારણ જો;
નહિ બ્રહ્મહત્યા લગાર, કે લાગ્યું ધારણ જો. ૩૭
તહીં વિષ્ણુ ઇંદ્રને અંશ, વશિયા મોટા જો;
અહીં તે વિષ્ણુ સ્વયરૂપ, પડ્યા વિખૂટા જો. ૩૮
ત્યાં પુણ્યશાળી નૃપ લોક, આશા તોડે જો;
અહીં તેવા નૃપતિ અપાર, આશા જોડે જો. ૩૯
ત્યાં થાયે નહિ અભિમાન, અહીં છે પૂરણ જો;
કાં કે કેશવ કૃપાળ, છે ચિંતા ચૂરણ જો. ૪૦

---

૩૫ તે ઈ૦—ઇંદ્રનો માતંગ ( હાથી ) તો મત્ત ( ગાંડો ) થાય પણ આ ( ગોવર્દ્ધન )રૂપ હાથી તો સદૈવ એકજરૂપે રહે છે-તે ગાંડો થતો નથી.

૩૭ ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી હતી તેને ઉદ્દેશીને કહે છે: નહિ બ્ર૦—સ્પષ્ટ છે. ૩૯ આશા તોડે—પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગમાં રહેવાની આશા નાશ થાય.

ત્યાં ગુરૂ બૃહસ્પતિ જાણ, અહીં ગર્ગાચારજ જો;
જાણે બહુ શાસ્ત્ર પ્રમાણ, કાઢ્યો સારજ જો. ૪૧
ત્યાં નિશદિન યત્ન અપાર, શતક્રતુ કરતો જો;
અહીં કરે બ્રહ્મા તે કામ, મનમાં ડરતો જો. ૪૨
એમ ઇંદ્રિપુરી સમાન, સર્વે સારૂં જો;
અધિક એક છે અત્ર, જેહ ઉચ્ચારૂં જો. ૪૩
સુણજો થઈ એકે કાન, સ્વર્ગથી સારૂં જો;
ત્રિભુવનપતિનાં દર્શન, અહીં અવિધારૂં જો. ૪૪
હવે જોઇએ બ્રહ્મસદન, ત્યાં શું સારૂં જો;
હેતુ પુરસ્સર સાર, અમો વિચારૂં જો. ૪૫
બ્રહ્મસદનની માંય, હંસ રૂપાળા જો;
વળી માનસરોવર સાર, મુક્તામાળા જો. ૪૬
સભા ઘણી રસાળ, જોવા લાયક જો;
જ્યાં ચતુરાનન છે દેવ, સહુના નાયક જો. ૪૭
છે સાવિત્રીજી સાર, સતીમાં સાચાં જો;
સરસ્વતી ગુણભંડાર, નહિ ત્યાં કાચાં જો. ૪૮
વિમાને જોડ્યા હંસ, ધોળા દીસે જો;
સૃષ્ટનાં પૂતળાં સાર, મનમાં હીસે જો. ૪૯
બ્રહ્મા ઘડે બેઠા તેહ, વારૂ લાગે જો;
કરે દાનવ આદિક સેવ, દુઃખડાં ભાગે જો. ૫૦
સહુની છે વૃત્તિ શાંત, દુઃખને ત્યાગ્યાં જો;
તે સુખને કે' ધન્ય ધન્ય, જન અનુરાગ્યાં જો. ૫૧
ચાર મુખથી વેદ, બ્રહ્મા ભણતા જો;

૪૨ શતક્રતુ—ઇંદ્ર. ૪૫ હેતુ પુરસ્સર—કારણો સાથે.

તેમાં ઈશ્વરના ગુણ, સારા ગણતા જો. ૫૨
કોટિ તેત્રીશજ દેવ, સેવા સાધે જો;
ઈંદ્રાદિક જઈ પાસ, વિધિઆરાધે જો. ૫૩
દઈ આવી વરદાન, બ્રહ્મા ભટકે જો;
આ કરી આવ્યા શું કામ, મનમાં ખટકે જો. ૫૪
વાલખિલ્યાદિક મુનિ, ધુનિ કરતા જો;
ડગમગ ભરતા ડગ જોઈ, ડરતા ડરતા જો. ૫૫
કરે બ્રહ્મા કૂડી દષ્ટ, તીર્થે જાયે જો;
થાઉં કેમજ હું પવિત્ર, દુઃખડાં ગાયે જો. ૫૬
સરસ્વતી દેતી શાપ, બ્રહ્મા ભાગે જો;
જાગેલો અતનુતાપ, બ્રહ્મા ત્યાગે જો. ૫૭
સુરનું કરતા ઈંદ્ર કૃત્ય, બ્રહ્મા દીસે જો;
સમાધાન સમક્ષ, કરતા મિષે જો. ૫૮
સમાવે શંકર ક્રોધ, મોટા સહુથી જો;
રીઝવે સુર મુનિ તમામ, ડરતા બહુથી જો. ૫૯
એવા બ્રહ્મા ભગવાન, સુરગણ માને જો;
હવે કહું વ્રજજનની વાત, સમજો સાને જો. ૬૦
વ્રજમાં છે હંસ અપાર, રૂપે રસિયા જો;
માનસસરથી રસાળ, યમુના વસિયાં જો. ૬૧
સમ્યક સભાના ઘાટ, કુંજ નિકુંજે જો;
નાયક નાયિકા રોજ, ખટપદ ગુંજે જો. ૬૨

---

૫૩ વિધિ—બ્રહ્મદેવને. ૫૫ વાલખિલ્યાદિક મુનિ—વાલખિલ્ય એ નામના મુનિઓ. ૫૭ અતનુતાપ—કામ સંબંધી તાપ. ૬૧ હંસ—રાજહંસ. ૬૨ સમ્યક—રૂડા. ખટપદ—ભ્રમર.

સતી રોહિણી વસે રસાળ, ગોકુળ ગામે જો;
સરસ્વતી રાધા રામ, મહાગુણ ધામે જો. ૬૩

શકટે જોડ્યા સાંઢ, હંસથી મોટા જો;
અધિકી ધરી ઘૂઘરમાળ, કહ્યું કયમ જોટા જો. ૬૪

વિધિ ઘડે પૂતળાં જેહ, તે નિર્જીવાં જો;
અહીં ફરે અતિશે સાર, જોઉં સજીવાં જો. ૬૫

થાય અસુરાદિકની સેવ, કેશવ કરથી જો;
વસે વૈકુંઠમાં જઇ તેહ, વૃત્તિ વરતી જો. ૬૬

અહીં આનંદઘન રેલાય, શાંતિ સૂતી જો;
સહસ્ર મુખ વેદ ભણાય, ખાંપણ ખૂંતી જો. ૬૭

છાસઠ કોટિથી અધિક, હરજી ભજતાં જો;
સુરનાયક આવે રોજ, હરિને યજતાં જો. ૬૮

દે યદુપતિ વરદાન, નહિ રજ ચિંતા જો;
આનંદે હરિ અપાર, દાન દયિંતા જો. ૬૯

અહીં વાળ ખીલ્યા અપાર, તરૂણીકેરા જો;
ડગ ભરતી ડગમગ જોઇ, ટાળ્યા ફેરા જો. ૭૦

અહીં કૂડી દષ્ટિ જેહ, રૂડી થાયે જો;
કરે યમુના મધ્યે સ્નાન, અઘ સહુ જાયે જો. ૭૧

રાધિકા દેતી શાપ, શ્યામ સુહાગી જો;
વિતનુ વધતો અપાર, આરત જાગી જો. ૭૨

---

૬૩ રામ—રામા (સ્ત્રી). ૬૬ સેવ—અર્થાત્ નાશ (વક્રોક્તિ). ૬૭ ખાંપણ ખામી. ખૂતી—ઢંકાઇ. ૬૮ છાસઠ કોટિથી—(ઋષિઓ કરતાં). ૬૯ દાન દયિતા—દાન આપતા.

૭૦ વાલખિલ્ય મુનિઓને ઉદ્દેશીને કહે છે: અહીં ૪૦—અહીં સ્ત્રીઓના વાળ ખીલ્યા છે—કેશ લાંબા થયા છે.

વ્રજજનનું ટાળે દુઃખ, દેવદયાળો જો;
સમદૃષ્ટિ રાખે સારૂ, આવો ભાળો જો. ૭૩

અહીં થાય ન શંકર ક્રોધ, મોદે નાચે જો;
સુરિનર મુનિ કીટ પતંગ, અહિયાં રાચે જો. ૭૪

માનવ દાનવ ને દેવ, હરિ વખાણે જો;
મળ બ્રહ્મસદનથી ચઢે, હરિજન જાણે જો. ૭૫

સમ્યક શંકરનો દેશ, છે કૈલાસે જો;
ત્યાં સિધ સિધની છે વસ્ત, વારૂ વિલાસે જો. ૭૬

તે જોઇએ આપણ આજ, વ્રજથી ખોટું જો;
નવ ખોટું કરીએ તોય, નહિ કંઇ મોટું જો. ૭૭

ત્યાં વારૂ વસ્તી વેલ, તેવી કુંજે જો;
ત્યાં ખટપદ ભમતા સાર, તેહ નિકુંજે જો. ૭૮

ત્યાં ફૂલતણો નહિ પાર, અહીં અપારી જો;
ત્યાં આમ્રતરૂ રસાળ, અહીં પણ ભારી જો. ૭૯

ત્યાં અઢાર ભારે સાર, ખીલા રે'તી જો;
અહીં પ્રફુલ્લિત થાય તેહ, ચુંટો કે'તી જો. ૮૦

ત્યાં મંદ સુગંધિત વાય, શીતળ સારે જો;
અહીં કરે હરિની સેવ, ચાર નવ ધારે જો. ૮૧

ત્યાં પંચાનન પાસ, પંચાનન ગાજે જો;
અહીં યૌવન હરિ અપાર, હરિથી લાજે જો. ૮૨

---

૭૮ વારૂ–સુંદર–સારી. ૮૧ ત્યાં ૯૦–ત્યાં મંદ, સુગંધી, અને શીતળ એવો ત્રણ પ્રકારનો વાયુ છે તો અહીં ચાર અને નવ અર્થાત્ ૪૯ વાયુ હરિની સેવા કરેછે.

૮૨ પંચાનન–મહાદેવ–સિંહ. મહાદેવની પાસે સિંહ છે. યૌવન હરિ–જુવાનીરૂપી સિંહ હરિ (કૃષ્ણ)થી લાજે છે.

ત્યાં વનપશુ કરતાં સોર, ભય મન લાગે જો;
અહીં સુસ્વર લાગે સર્વ, દુઃખડાં ભાગે જો. ૮૩
કૈલાસ ગિરિ દેખાય, દૂરથી સારો જો;
ગોવર્દ્ધન ગિરિ લેંવાય, નિકટથી ન્યારો જો. ૮૪
ત્યાં દાનવ પામે સુખ, વર વરદાને જો;
અહીં ટાળે તે સુખ દુઃખ, તરે વર વાને જો. ૮૫
ત્યાં નાચે ભૈરવ ભૂત, હા હા કરતાં જો;
અહીં પણ તેવાં છે તૂત, હરિને વરતાં જો. ૮૬
દેખાય ભૂત સમક્ષ, શંકર પાસે જો;
અહીં ભૂત માંહી તે ભૂત, આવે આશે જો. ૮૭
ત્યાં ગણ હરના ગુણ ગાય, ગાજી ગાજી જો;
અહીં ગોપ કરે કીર્તન, રાજી રાજી જો. ૮૮
ત્યાં નંદી મહાબળવાન, શંકરકેરો જો;
અહીં નંદી છે ઘેર ઘેર, વસમો વેરો જો. ૮૯
ત્યાં મંગળકારી દેવ, ગજાનન બેઠા જો;
અહીં ઘર ઘર પ્રતિ તમામ, જઈ જોઈ બેઠા જો. ૯૦
ત્યાં વસે એક હનૂમાન, મુખથી કાળો જો;
અહીં ઘણા વસે હનૂમાન, દુઃખ દૂર ટાળો જો. ૯૧

---

૮૫ તરે ઈ૦—અહીં વર (ઉત્તમ-તન, મન, ધન રૂપી) દાને કરી (હરિને અર્પણ કરીને) તરેછે. ૮૬ વરતાં—અર્થાત્ ભજતાં. કામાદિક ભૂત તૂત કરેછે.

૮૭ ભૂત માંહી—પંચ ભૂતના દેહમાં. તે ભૂત— કામ ક્રોધાદિ ભૂત.

૮૯ વેરો-તફાવત (?) ૯૧ અહીં ઈ૦—અહીં (વ્રજમાં) ઘણા હનૂમાન (વાંદર) વસે છે.

ત્યાં પાર્વતી વસતાં પ્રૌઢ, સતીમાં શૂરાં જો;
છે રીસાળવાં ભરપૂર, ક્યહું ન અધૂરાં. જો. ૯૨
અહીં રાધા રાણી તેમ, નિહાળી જોજો જો;
સર્વગુણ સંપન્ન, સંશય ખોજો જો. ૯૩
ત્યાં ભોળો શંભુ દેવ, ચક્ષુ રાતી જો;
અહીં બળભદ્ર ભગવાન, આંખ્ય છે રાતી જો. ૯૪
દિગંબરી મહાદેવ, સર્વે જાણે જો;
અંબરધર ગિરિધર દેવ, શંકર માણે જો. ૯૫
હાવાં વ્રજમાં એક અધિક, સહુને લાખું જો;
શ્રીહરિ શ્રીવિઠલરૂપ, કયી પેર ભાખું જો. ૯૬
જેની જોડી નહિ જુગ માંય, દેવસુરારિ જો;
શંકર વિધિ જેને ગાય, વાત વિચારી જો. ૯૭
પુરંદર કરે પ્રમાણ, વિષ્ણુ વા'લા જો;
સૂર્ય ધનદ ધરણીશ, છોગાંવાળા જો. ૯૮
સહુ સાધે હરિબળ પૂર, મોટા જાણી જો;
તેને તો કહી હું કેમ, શકું વખાણી જો. ૯૯
બુદ્ધિમાને બળ હીન, વાણીથી વર્ણું જો;
થઇ સખી રૂપ રસાળ, વિઠલ પરણું જો. ૧૦૦
ગુણિયલ ગુર્જર શુભ દેશ, ત્યાંનો વતની જો;
દર્ભાવતીમાં કરી સેવ, વલ્લભ મતની જો. ૧૦૧
ચંડીપુરી મહાપાવન, જન્મની ભૂમિ જો;

---

૯૫ અંબરધર—વસ્ત્ર ધારણ કરનાર અથવા આકાશને ધારણ કરનાર.
૯૮ પુરંદર—ઇંદ્ર. ધનદ—કુબેર.

નર્મદા નદી પવિત્ર, ધુરકી ધુમિ જો. ૧૦૨
પ્રભાશંકરનો સુત, સાઠોદરી નાતે જો;
દયાશંકર છે નામ, જગ વિખ્યાતે જો. ૧૦૩
નર્મ ધર્મ રસાળ, જાણી ધાયોં જો;
વલ્લભ કુળમણિ મહાકેત, પાર ઉતાર્યો જો. ૧૦૪
શ્રોતાવક્તા સહુ જન, હરિગુણ ગાજો જો;
જો તરવું ભવજળ પાર, વૈષ્ણવ થાજો જો. ૧૦૫

---

૧૦૪ નર્મ—સુખ ( અર્થાત્ સુખકારક ). મહાકેત–મોટી ધ્વજારૂપ.

# નાગ્નજિતી

# વિવાહ.

## મીઠું ૧ લું.

પ્રથમ વલ્લભકુળ પરાણમું પ્રેમે. રાધારમણ નિશદિન રમું રે;
શ્રીનાગ્નજિતી વિવા વિસ્તારે, પદબંધ કરતાં પ્રભુને નમું રે. ૧
શ્રીભાગવત દશમસ્કંધ મધ્યે, અઠ્ઠાવનમો અધ્યાય ભલો રે;
શુકજી કહે સુણો પરીક્ષિત રાજા, નાગ્નજિતીનો હાથેવાળો મળ્યો રે. ૨
કોસલ દેશ વિષે વસતો નૃપ, નગ્નજિત નામે સહી રે;
મહાતપસ્વી હરિજન રાજા, કીર્ત્તિ શેષે ન જાયે કહી રે. ૩
તે રાજાને એકજ પુત્રી, સત્યા નામે ગોહામણી રે;
નાગ્નજિતી એવું નામ છે બીજું, શોભા શી વર્ણું તેતણી રે. ૪
સરસ્વતી વાસ વશી રહી આવી, જીભને અગ્રે જાણીએ રે;
લક્ષ્મી કરતાં રૂપ શત ઘણું સારૂં, ઉપમાએ કોણ વખાણીએ રે. ૫
હારે લાવણ્યતાએ શચિ લલના, શાંતિમાં સાવિત્રી જેહ રે;
એકનિષ્ઠામાં પાર્વતી હારે, સર્વ શિરોમણિ નિઃસંદેહ રે. ૬
બાળપણાથી બળપ્રદ રાજા. બાળાની ઇચ્છા ધરે ઘણી રે;
રૂપવંતા રસ માંહી ડૂબ્યા, ધનવંતા કે શિરોમણિ રે. ૭
રાજાનું ઘર તોડી પાડે, પરાણાવિયે નૃપ બાળકી રે;
કોઇનું કોણ રાજા નવ માને, સુણી પ્રભુ પ્રગટ્યાની વકી રે. ૮
રાણીઓ સાથે રાયે વિચાર્યું, પુત્રી પ્રભુને આપવા રે;
બીજાને ના નવ કહેવું પડે તેમ, જુક્તિ કરી જોર માપવા રે. ૯

---

૬ લાવણ્યતા–સુંદરતા. શચિ–ઇંદ્રાણી. લલના–સ્ત્રી. ૭ બળપ્રદ—બળ આપનારા. અર્થાત્ બળવાન્ ( બીજા રાજાઓ ). બાળાના–નાગ્નજિતીની.

સાત બળદ બાળાને કારણ, રાયે તૈયાર કરાવિયા રે;
તે તીક્ષ્ણ શૃંગવાળા ભયકારી, જોઈ રાયને ભાવિયા રે. ૧૦
પરાભવ શક્રથી નવ થાયે, હર વરૂણ હારે જોઇને રે;
ખળ પુરૂષને ખાંતેથી મારે, ન શૂરની આચવે સોઇને રે. ૧૧
પુરૂષ પ્રાણીનો ગંધ ગ્રહે નહિ, એવા મદમાતા થયા રે;
તદા નૃપતિએ પત્ર પઠાવ્યા, દૂત લઈ લઇને ગયા રે. ૧૨
સાત સાંઢ જે નાથે નરપત, એકી કાળે આવીને રે;
તે કન્યા મારીને પરણે, મુજને સુખ ઉપજાવીને રે. ૧૩
જે નહિ સાત સાંઢને નાથે, તેને ન કન્યા આપિયે રે;
જે નાથે તે કન્યા લઈ જાયે, અમો કુળ કીરતિ નહિ માપિયે રે. ૧૪
એક જણે નાથવા અહીં આવી, બીજાનું બળ ચાલે નહિ રે;
જે નાથે તે પરણે કન્યાને, પૂજ્ય થાય મારો સહી રે. ૧૫
દૂત પત્ર લઈ દેશ વિદેશે, રાય આજ્ઞાથી ચાલિયા રે;
જે પત્ર વાંચે તે જાય પેલો, સમાચાર સુણી મન માલિયા રે. ૧૬
મહાપરાક્રમીને કરૂં પૂર, તો સાત સાંઢનું શું ગજું રે;
એમ અહંકાર કરતા હીંડ્યા, બળી મહાબળી થયા રજુ રે. ૧૭
નાગ્નજિતીએ વારતા જાણી, જે પિતાએ સ્વયંવર માંડિયો રે;
રૂપનો આનંદ મનમાં હતો તે, સત્યા શાણીએ છાંડિયો રે. ૧૮
જો રૂપ મુજને વિધાતાએ આપ્યું, તો નસીબ શે નવ આપિયું રે;
રમાપતિ સાથે રમણ કરવા, શું વિધિએ ના થાપિયું રે. ૧૯
સાત સાંઢને નાથવા તેમાં, શી મોટી છે વારતા રે;
કોઇ બળવાન પ્રતિજ્ઞા પાળે, છે પિતાજી સુખ ટાળતા રે. ૨૦
એમ નિશ્વાસ નાખીને બાળી, દેવીને દેરે ગઈ રે;
શોડષ પ્રકારે પૂજા કરીને. હાથ જોડી ઊભી રહી રે. ૨૧
જો માતાજી મનોરથ પૂરો, તો પુરૂષોત્તમ પરણાવિયે રે;

પારખું આજ જણાવો મોઢું, તો દેવી પ્રાણ બચાવિયે રે. ૨૨
એમ કહીને કટારડી કાઢી, મારે ઉદર મોઝાર રે;
દેવીએ આવીને હાથજ ઝાલ્યો, મળશે તુને મોરાર રે. ૨૩
તારા પિતાને પૂછજે પ્રીતે, ગુપ્ત રહસ્ય તે દાખશે રે;
તે હરિજનને છે હરિ વા'લા, સત્યારથ તેહ ભાખશે રે. ૨૪
એમ વદી શિર હાથજ ધરીને, દેવી ગયાં દેવલોકમાં રે;
નાગ્નજિતી મહામગ્ન થઈ ચાલી, સ્વય પિતાના ઓકમાં રે. ૨૫
જઇ પિતાશ્રીને પરણમિયાં, હસ્ત જોડી ઊભાં રહ્યાં રે;
પવિત્ર પુત્રી જોઇ પિતાએ, વેણ મધુરાં શાં કહ્યાં રે. ૨૬
તે વર્ણવું કહે શુકદેવ ઋષિ, રાય પરીક્ષિત સાંભળો રે;
નગ્નજિત કહે પુત્રી મારી, સુણ્યો સ્વયંવર તેં મળ્યો રે. ૨૭
પુત્રી મન સંકોચાઇને બોલી, હરિવર વર ચિત્તે ધરૂં રે;
જો બીજો કોઇ પ્રતિજ્ઞા પાળે, કાષ્ટ ભક્ષણ કરી મરૂં રે. ૨૮
ત્યારે રાજા એણી પેર બોલ્યા, હરિ મનોરથ પૂરશે રે;
સાંતરા સાંઢ કર્યા તે કાજે, શૂરા શિરોમણિ ઝૂરશે રે. ૨૯
અસ્ત્રવિદ્યા શસ્ત્રવિદ્યા શીખ્યા, પણ કોઇએ ગો ચારી નહિ રે;
સાંઢ નાથવે શામળો સાચો, નિશ્ચે અમે કરિયું સહી રે. ૩૦
જો બીજો એ પ્રતિજ્ઞા પાળે, તો થાય પૂજ્ય તે માહરો રે;
હરિ વિણ પૂજ્ય પૂજું નહિ બીજો, પુત્રી પિતા હું તાહરો રે. ૩૧
આપણા મનમાં ચિંતા શાની, ચતુર્ભુજ જઇને ભજો રે;
એક નિષ્ઠાએ નારાયણ મળશે, સત્ય સજાઇ સારી સજો રે. ૩૨
એમ કહી પુત્રી સમજાવી, એવે સુણ્યું શિશુપાળ આવિયો રે;
ઉતારા રાયે મનહર આપ્યા, હરિઅરિ મનમાં ન ભાવિયો રે. ૩૩

---

૨૫ ઓકમાં—ઘરમાં. ૨૯ સાંતરા—તૈયાર. ૩૦ ગો—ગાય.

શિશુપાળ કહે રાય સાંઢજ નાથું, કન્યા આપો પણ પાળીને રે;
મોટા મેદાનમાં સાંઢજ મૂક્યા, શિશુપાળ ગયો ફેંટવાળીને રે. ૩૪

એક પછી એક ઝાલું હું જઈને, એમ મન વિચારિયું રે;
નાગ્નજિતી મનમાં દુઃખ ધરતી, એવે દેવીનું વેણ સંભારિયું રે. ૩૫

પુરૂષ શરીરનો વાસજ આવ્યે, સાંઢ કિકિયારી કરી ધશ્યા રે;
એકને ઝાલતાં મારતા બે મળી, તે લહી ભય મનમાં વશ્યા રે. ૩૬

મારશે એમ થયો મન નિશ્ચે, રાય નાશી આવ્યો બારણે રે;
ગોપ જેવું કારજ કોણ સાધે, અમો તજું નીચત્વ કારણે રે. ૩૭

રાયને તિરસ્કાર કરી ગયો, નીચે મોઢે મતિમૂઢશો રે;
તે પછી જરાસંધજ આવ્યો, મહાબળ પરાક્રમ ગતિગૂઢશો રે. ૩૮

તેણે વળી ત્રણ ચારજ પકડ્યા, સાંઢ સલક્ષણા સાચવી રે;
ત્રણ રહ્યા તેણે શૃંગે માર્યો, તેણે કંપ્યો કાયે રાજવી રે. ૩૯

## વલણ.

રાજવી કંપ્યો ઘણું રે, જરાસંધ મહાશૂર;
રાય મુજશું યુદ્ધ કીજે, વ્યર્થ કરી પ્રતિજ્ઞા પૂર. ૪૦

રાય થઈ ગોવાળનું કૃત, વશ્યું મનમાં મૂઢ;
દયાશંકર વરણવે રે, કરે સા'ય ગરૂડારૂઢ. ૪૧

## મીઠું ૨ જું.

શુકદેવજી પછે બોલિયા, સુણય તું રાય જી રે;
મગધપતિને ચઢિયો કોપ, કંપે છે કાય જી રે. ૧

નગ્નજિતે કર્યું સમાધાન, કોપ કશો કરો રે;
જેવી વશી ઇચ્છા મન માંય, સ્વયંવર મેં ભર્યો રે. ૨

ન્યાયી થઇ અન્યાયા થાવ, એ તે રીત ક્યાં તણી રે;

ધનુષ્ય ભાગે તે વરે કન્યાય, કથા તમે સુણી રે. ૩

મત્સ્યવેધ માંડ્યો દ્રુપદરાય, સુણ્યો માગધપતિ રે;
સાંઢ સા'તાં શી આવે લાજ, કરી કૂડી ગતિ રે. ૪

બળ પરાક્રમ વરિયું અપાર, અમને શું દાખવો રે;
કૃષ્ણ જાદવથી હાર્યો રાય, રહ્યો સ્વાદ ચાખવો રે. ૫

જો લઢવા આવ્યા ભૂપાળ, કરૂં સેન સાંતરૂં રે;
નહિ તેજમાં દબાય કોઇ, મંડળિક નોતરૂં રે. ૬

એમ કરી વાદ વિવાદ, જરાસંધ કાઢિયો રે;
એવે આવ્યો દુર્યોધન, અક્કલ ઉજાડિયો રે. ૭

સાથે કર્ણ દુઃશાસન જાણ, શકુનિ આવિયો રે;
બે અક્ષૌહિણી સેન, સંગે લાવિયો રે. ૮

ગયો સામો કોસલ ભૂપ, પૂજાપો લેઇને રે;
અર્ધ્યપાદ્ય આપી પરમાણ, રહ્યો સુખ દેઇને રે. ૯

આપ્યા ઉતારા અપાર, નૃપતિ ઉતર્યો રે;
એવે વિપ્રે આવી જાણ, પણ વિદિત કર્યો રે. ૧૦

સાંઢ સાત નાથે એકી વાર, તે કન્યાને વરે રે;
બીજા જાયે ચાલી ઘેર, અર્થ કાંઇ નવ સરે રે. ૧૧

દુર્યોધન કહે કર્ણ મિત્ર, ચાલો ત્યાં જોઇએ રે;
પ્રથમ નાથો તમે જઇ નાથ, સંશય ખોઇએ રે. ૧૨

ગયા ચારે ચતુર સુજાણ, જોવા મળી મેદિની રે;
સુણી કર્ણ આવ્યાની વાત, સત્યા અતિ બીની રે. ૧૩

અહો ત્રિભુવન નાથ, પણ મુજ પાળિયે રે;
આવ્યું કર્ણરૂપી વિઘન, હરિવર ટાળિયે રે. ૧૪

---

૧૦ પણ-નિયમ—પ્રતિજ્ઞા

જો આપ્યું દેવી વરદાન, તો દુષ્ટ નિરબળ કરો રે;
એમ સ્તુતિ કરે અપાર, હરિ આવી કર ધરો રે. ૧૫
પછે મહાવનમાં છૂટા સાંઢ, રાયે મૂકિયા રે;
કાછ કછી દાનેશ્વરી કર્ણ, સન્મુખ ઢુંકિયા રે. ૧૬
કરી ખોંખારો તેડ્યા સાંઢ, દોડી આવ્યા દોટમાં રે;
મહા સમર્થ કર્ણ ભૂપાળ, ચૂકવે છે ચોટમાં રે. ૧૭
લાગ જોઇ ધર્યા પંચ સાંઢ, એવે બે આવિયા રે;
તેણે માર્યો મોકમ માર, શૂર તજાવિયા રે. ૧૮
છૂટ્યા કરમાં ઝાલ્યા પાંચ, કે નૃપતિ નાસતો રે;
હશ્યા જોનાર ઊભા જેહ, ન જાય કોઇ પાસ તો રે. ૧૯
ગયો શકુનિ સાચવી દષ્ટ, આવ્યા સાંઢ મારવા રે;
નાઠો રણમાંથી તેણી વાર, ધરે ન ધ્યાન ધારવા રે. ૨૦
એમ દુઃશાસનની પેર, લહી છે સહુ જને રે;
મૂકયો દુર્યોધને ગર્વ, મોટાઇ ધરી મને રે. ૨૧
કહ્યાં રાયને કઠણ વચન, પછે ત્યાંથી ચાલિયાં રે;
એવે આવ્યો શલ્ય ભૂપાળ, મહાજન મા'લિયા રે. ૨૨
કર્યું પૂજાદિક સનમાન, નૃપે સામા જઈ રે;
બલિવર્દ નાથવા કાજ, તેની ઇચ્છા થઈ રે. ૨૩
મૂકી શસ્ત્ર અસ્ત્ર શલ્ય ભૂપ, જઇ ઊભો વનમાં રે;
જોઇ રૂપ રીઝયા દેવ, વાત વધી જનમાં રે. ૨૪
શકે નાથે બળ આ સાત, નહિ સંશય કશ્યો રે;
મહામલ્લ મનોહર દેહ, દીસે કશ્યો રશ્યો રે. ૨૫
એવે ધાઈ આવ્યા સાત સાંઢ, ગર્જના ગાઢી કરી રે;

૨૩ બલિવર્દ—બળદ.

ધર્યાં એક બે જઇ ભૂપાળ, જાણે કન્યા વરી રે. ૨૬

મારે બીજા સાંઢ બહુ માર, તેથી રાય કંપિયા રે;
છાનોમાનો નાશી ગયો તેહ, જરા નહિ જંપિયો રે. ૨૭

અનુશાલ્વ આવ્યો એ પેર, મહાબળ સાધતો રે;
જોઈ જુક્તિ નાઠો તેહ, ભણી ઘણા બાધ તો રે. ૨૮

દંતવક્ર આવ્યો સેન સાથ, અપમાન પામિયો રે;
સંજય સાથ બીજા ભૂપાળ, તાલ ન જામિયો રે. ૨૯

એમ એક પછી આવે એક, કોઈ નવ પોંચતું રે;
કરે રાય ન મન વિચાર, થશે હવે કો છતું રે. ૩૦

તેણે ધાર્યા ત્રિભુવન ભૂપ, તે વેગે આવશે રે;
તે વિના નહિ કોઈ રાય, મુજ મન ભાવશે રે. ૩૧

ગઇ પાંડવપુરમાં વાત, સ્વયંવરની ભલી રે;
યુધિષ્ઠિરે કર્યો છે નકાર, ભીમાદિ રહ્યા બળી રે. ૩૨

એવે થયું દ્વારકા માંહે જાણ, અર્જુન ત્યાં હતા રે;
તેણે કૃષ્ણને કહ્યું એમ, ચાલો થઇએ છતા રે. ૩૩

કૃષ્ણ કહે મોટી શી વાત, સાંઢ જઇ નાથવા રે;
એવે સુણ્યા પરાજિત ભૂપ, સફળ કોઇ ના હવા રે. ૩૪

કર્ણ જરાસંધ સમેત, હારી પાછા વળ્યા રે;
કરવો આખર ધર્યો અન્યાય, સહુ ટોળે મળ્યા રે. ૩૫

પાર્થ પ્રભુશુ ભાખ્યા એમ, ચાલો જઇ જીતિયે રે;
જાદવપતિ કે' કરી એમ, ભરાવું શે ભીતિયે રે. ૩૬

એવે આવ્યા ત્યાં બળરામ, શ્યામને કે' સંચરો રે;
નાથો સાંઢ નાથ્યા ઘણી વાર, કારજ રૂપતું કરો રે. ૩૭

---

૨૮ ભણી ઈ૦—સાંઢ નાથવામાં ઘણા બાધ છે એમ કહીને.

કૃષ્ણ કહે કરૂં જાવા વિચાર, જોઉં આજ્ઞા વાટડી રે;
શુકદેવ કે' સુણો રાય, કહું કન્યાની વાતડી રે. ૩૮
ઘણા આવી ગયા નરેશ, કૃષ્ણ ન આવિયા રે;
તેથી પ્રગટ્યું મનમાં દુઃખ, સમાચાર કા'વિયા રે. ૩૯

## વલણ.

સમાચાર સેવક સાથે કા'વ્યા રે, પત્ર આપ્યો એક પાણ;
જઈ કહો મારા નાથને રે, કરો વિગત અત્રની જાણ. ૪૦
જો નહિ આવો જદુપતિ રે, તો તજવા મારે પ્રાણ;
દયાના પ્રીતમનો પત્ર લઇ એ, આવ્યો દૂત ચતુર સુજાણ. ૪૧

## ચીઠું ૩ જું.

શુકદેવ કહે સુણો રાય રે;
કહું પત્રતણો હું મહિમાય રે. ૧
લખે છે નાગ્નજિતી કન્યા રે;
હરિવર છો જગતના જન્યા રે. ૨
સ્વતિ શ્રી દ્વારામતી નાયક રે;
રાજ રાજેશ્વર મહાલાયક રે. ૩
છો સમર્થ ચતુર શિરોમણિ રે;
ભુવનપતિ અનાથપતિ શોભા ઘણી રે. ૪
કોશલ દેશથી લખિતંગ કિંકરી રે;
તુજ પદરજ વાંચ્છવા દેહડી ધરી રે. ૫
પ્રાણપતિ લખાવ્યું કયમ હરિ રે;
માનો મનગમતું રાજ હું મનથી વરી રે. ૬
અભિવંદન મારૂં મનમાં દેવ લાવજો રે;

હરિ વે'લા વે'લા અહીં તમે આવજો રે. ૭
જત અત્ર રાખી તેમ હું રહી રે;
આવી કુશળતા જાઓ શ્યામ તમે સહી રે. ૮
અપરંચ એજ છે લખ્યા કારણ રે;
લખું ગુણનિધિમાં શુંય નહિ કંઇ વારણ રે. ૯
મુજ ચિત્ત ચોટ્યું તમમાં હરિ રે;
મનસાસિદ્ધે જાણું હું તમને વરી રે. ૧૦
કુળવંત કન્યાને નવ ઘટે કહો કંથજી રે;
પ્રાણપ્રિય નિહાળું છું હુંય તમારો પંથજી રે. ૧૧
હરિ રૂક્મણી જઇ જેવી વરી રે;
પ્રભુ જાણજો તમે તેમ હું છું કિંકરી રે. ૧૨
પ્રભુ કીર્ત્તિ તમારી સુણું ઘણી રે;
મૂકી નારાયણ કોણ વરે નરમણિ રે. ૧૩
શો વાતની લખું એક વાતડી રે;
જો આવી મળશો નાથ તો રહે જાતડી રે. ૧૪
અવધિ કરૂં દિવસ પાંચનો હું નાથજી રે;
હરિ જશે પછે જીવ રે' નહિ હાથજી રે. ૧૫
પિતા જુક્તિ જોડી છે તમ કાજે રે;
વે'લા પધારો ત્રિભુવન રાજે રે. ૧૬
શિયાળ આવી આવી પાછા વળિયા રે;
સિંહના ભાગ જોઇ વળ્યા બળિયા રે. ૧૭

---

૮ જત (યત)—જે. ૯ અપરંચ—અને બીજું. વારણ—અટકાવનાર. ગુણનિધિના ગુણ લખવામાં મને કાંઇ અટકાવ નથી, અર્થાત્ એ તો લખાયાજ જાય પણ પૂરા ન થાય એવા છે.

હવે રહ્યું તમ ઉપર તો વિક્રમ રે;
હરિ લખ્યું કિંકરીની ઓછી ગમ રે. ૧૮
વાંચ્યો પત્ર તે એવો મુરારિ રે;
અર્જુનને દાખવી પ્રેમની બારી રે. ૧૯
બંને મિત્ર આનંદ્યા અતિ મનમાં રે;
સજ થાતાં ફૂલ્યા ઘણું તનમાં રે. ૨૦
ચાલ્યા ચતુર શિરોમણિ ઊઠી રે;
હરિએ પ્રેમપત્ર વાળી રાખ્યો મૂઠી રે. ૨૧
જોઇ રૂક્મિણીજી એમ બોલ્યાં રે;
હરિયે તે વેણનાં તોલ તોળ્યાં રે. ૨૨
પ્રાણપતિ સ્વયંવર જાવ વે'લા રે;
કરે વનિતા તમ કાજ વેલા રે. ૨૩
જઈ મન મનાવો તેનું રે;
દર્શન કરિયે નાગ્નજિતી નામ જેનું રે. ૨૪
વારૂ કહી વિઠ્ઠલ ત્યાંથી વળિયા રે;
જઈ તે તો ઉગ્રસેનને મળિયા રે. ૨૫
વસુદેવ આદિકની આજ્ઞા લીધી રે;
પછે જાવાતણી સજાઇ કીધી રે. ૨૬
હરિવરે અર્જુન લીધા સાથે રે;
વળી ઘણું કટક લીધું જદુનાથે રે. ૨૭
ચાલ્યા ચતુરાઇથી વાટે વે'લા રે;
જોવા એક પુરમાં થયા નૃપ ભેળા રે. ૨૮
બોલ્યા હરિ અર્જુનની સંગે રે;

---

૨૩ વેલા કરે છે—દુઃખ વેઠે છે.

પાર્થ મળવું પડશે આહીં મહાજંગે રે. ૨૯
જોઈ કૃષ્ણને હસિયા બીજા ભૂપ રે;
શા જાદવ જાયે વરવા અનુપ રે. ૩૦
જોઇએ શું કરે છે કૃષ્ણ અર્જુન રે;
જોઈ બલિવર્દ થશે મન ન્યૂન રે. ૩૧
એવે નગ્નજિત કને ગયા નારદ રે;
તેને જઈ જણાવ્યું હરિનું હારદ રે. ૩૨
સુણી અતિ આનંદ પામ્યો ભૂપ રે;
આજ ચક્ષુ જોશે શ્રીહરિનું રૂપ રે. ૩૩
ધન્ય ઘડી ધન્ય દા'ડો આજ રે;
મુજ મૂઢને મળશે મહારાજ રે. ૩૪
નર નારાયણ આવે બન્ને રે;
સકુળ પૂર્વજ થયા ધન્ય ધન્યે રે. ૩૫
એવે સુણ્યું કે આવ્યા શ્રીહરિ રે;
રાયે પૂજાની સોહી રૂડી કરી રે. ૩૬
ગયો સન્મુખ સાધી તે દાવ રે;
ધન્ય ભાગ્ય મળશે મુને આજ મા'વ રે. ૩૭
એવે જોયા આવતા દેવમુરારિ રે;
પ્રત્યુથાન કરી ચાલ્યો અવિધારી રે. ૩૮
આસનાદિક આપી લાગ્યો પાય રે;
પૂજન પદાર્થો ધરી માગી સા'ય રે. ૩૯
પ્રભુ હું પૂજી શકું તેમ કરશો રે;
રંક સેવકની સેવા મન ધરશો રે. ૪૦

---

૨૯ મહાજંગે—મોટી લઢાઈમાં. ૩૮ પ્રત્યુત્થાન—ઊઠીને સામા જવું.

હરિએ વિનય જોઇ ઘણેરો રે;
ટાળ્યો નગ્નજિતનો વારોફેરો રે. ૪૧
માનપૂર્વક આસન બેઠા રે;
નગ્નજિત બેઠા હરિ હેઠા રે. ૪૨
પૂછ્યું કુશળ કોસલકેરૂં રે;
નૃપ કે' દુઃખ શું હરિવર હેરૂં રે. ૪૩
પછે પુરમાં પ્રભુ પરવરિયા રે;
કન્યાએ નારાયણ નિરખિયા રે. ૪૪
મન ગમતા જોઈ ભગવાન રે;
થઈ ઇચ્છા વરવા શ્યામળવાન રે. ૪૫
કન્યા મનમાં તે કે'વા લાગી રે;
જે હરિવર જોઈ ઘણું અનુરાગી રે. ૪૬
જો મેં વ્રત વ્રતાદિ કાંઇ કરિયાં રે;
તો હરિ જોઇશું ચિત્તે અમો ધરિયાં રે. ૪૭
દેવ સેવતણું ફળ દીજે રે;
આ હરિ પતિ હવે ઝટ કીજે રે. ૪૮
પુણ્ય મનોરથ સફળ કરજો રે;
આ હરિ વે'લા વે'લા હુંને વરજો રે. ૪૯
લક્ષ્મી બ્રહ્મા સદાશિવ દેવ રે;
લોકપાળાદિક સાધે હરિની સેવ રે. ૫૦

---

૪૧ વારોફેરો-જન્મમરણનો ફેરો. અર્થાત્ મોક્ષ આપ્યો. ૪૭ તો ધ૦—। હે હરિ ! અમને ચિત્તમાં ધર્યાં જોઈએ, એ અન્વયાર્થ.

પદપંકજની રજ વાંચ્છે એવાં રે;
હશે તેમનાં દર્શન દુર્લભ કેવાં રે. ૫૧
જે ધર્મ મર્યાદા ધરવા કારણ રે;
અવતાર લઇ કરે દુષ્ટ નિવારણ રે. ૫૨
એવા હરિવર આવ્યા છે વરવા રે;
કરી વિધિએ ચરણ મારે ધરવા રે. ૫૩
એમ મનમાં કન્યા કચવાય રે;
હરિ જોતા જોતા ઉતારે જાય રે. ૫૪
જઇ ઉતારે ઉતર્યા નાથ રે;
ઊભો નગ્નજિત મંત્રીકેરી સાથ રે. ૫૫
કર જોડી બોલ્યો તે વાણી રે;
સુણો વિનતિ શારંગપાણિ રે. ૫૬
હે નર નારાયણ મહાદેવ રે;
જગતપતિની સાધું કેઇ પેર સેવ રે. ૫૭
તમે આત્માનંદથી છો પરિપૂરણ રે;
કરો મહાપાપીનાં અઘ ચૂરણ રે. ૫૮
હરિ હું ક્ષુદ્રમાં ક્ષુદ્ર છું રાજા રે;
તમારા કર્મની લહું નહિ માત્રા રે. ૫૯
વદો હરજી કરૂં શું કાર્ય રે;
હું છું અનાર્ય ને તમો આર્ય રે. ૬૦
અત્યુક્ત વિનય જોઇ હરિ વદિયા રે;
ગંભીર મેઘનાદ મોહન મદિયા રે. ૬૧
મંદહાસ્યપૂર્વક હરિ બોલ્યા રે;

---

૬૧ અત્યુક્ત–અતિશે કહેલો—જણાવેલો.

નૃપતિ વિનયના વધુ તોલ તોલ્યા રે. ૬૨
ભગવાન કહે સુણો ભૂપાળ રે;
ક્ષત્રીધર્મે માગ્યાનો નહિ ચાલ રે. ૬૩
એ કાર્ય ધિક્કારવા જોગ લાગે રે;
તદપિ સ્નેહ સંબંધે ચિત્ત અનુરાગે રે. ૬૪
તમારી કન્યાની ઇચ્છા છે અમને રે;
વાંચ્છા કહી વસુધાપતિ તમને રે. ૬૫
અમો કંઇ પડલું ન આપું તે જાણો રે;
વચન ઉથાપો કે વખાણો રે. ૬૬
નગ્નજિત કે' સુણીએ નાથ રે;
ગુણગૃહ આપ છો સર્વને માથ રે. ૬૭
મહાલક્ષ્મી રહી વશી અંગે રે;
બીજો વર જોઇ આવું શે ઉમંગે રે. ૬૮
પણ એક પણ સુણો પુરૂષોત્તમ રે;
તમ કાજે કર્યું કહું એમ ક્યમ રે. ૬૯
પરીક્ષા પુરૂષ પરાક્રમ કારણ રે;
કે માનો પુરૂષોત્તમ એ પારણ રે. ૭૦
પૂર્વે ઠરાવ કર્યો હરિ એવો રે;
હાર્યા બહુ નૃપતિ કહું કેવો રે. ૭૧
વગર પલોટેલા બળદ સાત રે;
વળી પકડાય ન એવા વિખ્યાત રે. ૭૨
એ બલિવર્દે ગાત્ર ઘણાનાં ભાગ્યાં રે;
કો આવ્યા ગયા નહિ અનુરાગ્યા રે. ૭૩

---

૬૬ પડલું-પલ્લું. ૭૦ પારણ-પરાયણ. પુરૂષોત્તમ પરાયણ, અર્થાત્ હરિને અર્થે.

હે યદુનંદન હે લક્ષ્મીપતિ રે;
બલિવર્દ નાથ્યાની કરો જો મતિ રે. ૭૪
તેમાં જો સફળ થાઓ સ્વામી રે;
તો થાય પુત્રી મારી અનુગામી રે. ૭૫
વચન પળે ને જુક્તિ સાધે રે;
બાવનવીર શિરમણિ આવું ન બાધે રે. ૭૬
શુકજી કહે પરીક્ષિત ભૂપ રે;
ગમી વાત હરિવરને અનુપ રે. ૭૭
વારૂ કહી વિઠ્ઠલ વર ચાલ્યા રે;
જોઈ રૂપ હરિનું નગરજન મા'લ્યા રે. ૭૮
નગરલોક કે' કર્યાં કંઈ પુણ્ય રે;
રાખી નહિ ધર્મ ધરતાં નૂન્ય રે. ૭૯
તે સહુ ફળ ફળજો વે'લાં રે;
થજો નાગ્નજિતી આ વર ભેળાં રે. ૮૦
એકે ટસે જુએ છે રૂપ રસાળું રે;
નાગ્નજિતીએ પુનરપિ નિહાળ્યું રે. ૮૧
ઊભાં થઈ કર્યાં નમસ્કાર રે;
વે'લા મળો મુને દેવમુરાર રે. ૮૨
દેવ દેવી પૂજ્યાનું ફળજો પુણ્ય રે;
મળજો મને મહામુનિના મુન્ય રે. ૮૩
થાજો બલિવર્દમાં બળ થોડું રે;
હરિ નિર્બળ કહી ન હું વખોડું રે. ૮૪
એમ વિનતિ કરતી રામા રે;

---

૭૫ અનુગામી—(તમારી) પાછળ જનારી. અર્થાત્ તમારી પત્ની.

ચાલી આવ્યા વિઠલ રણ સામા રે. ૮૫
શસ્ત્ર અસ્ત્ર અર્જુનને આપ્યાં રે;
પછે નારીનાં દુઃખ કયમ કાપ્યાં રે. ૮૬
સાત મોરડી મંગાવી નાથે રે;
સા'ચો હાંકારે એક સાંઢ હાથે રે. ૮૭
જોવા મળિયા જન સહુ દેખે રે;
હરિ સાંઢને તૃણવત લેખે રે. ૮૮
એક સા'તામાં ઝટ આવી મારે રે;
ત્યારે હરિવર મન વિચારે રે. ૮૯
વાત વસમી છે અહીં જાણ રે;
પછે શું કરે ચતુર સુજાણ રે. ૯૦
વશ નહિ થાય એમ સહુ માને રે;
કન્યા કળકળે મિથ્યા બા'ને રે. ૯૧
પછે શું કર્યું ત્યાં ભગવાને રે;
સાત રૂપ ધર્યાં શ્યામળવાને રે. ૯૨
સાત સાંઢ સાહ્યા પળ એકે રે;
મોરડા પે'રાવ્યા વારૂ વિવેકે રે. ૯૩
સાતે એક સપાટે સા'યા રે;
લહ્યું નહિ કોઇ માધવજીની માયા રે. ૯૪
સાત સાંઢ એક દોરમાં આણ્યા રે;
હરિએ એક ખૂણે રહીને તાણ્યા રે. ૯૫
શક્તિ સર્વ ગઈ ઝટ તૂટી રે;
પડ્યા એક બે શક્યા નવ ઊઠી રે. ૯૬

---

૯૧ સહુ—સહુ લોક. બા'ને—આ નિમિત્તથી.

અહો દેવાધિદેવ મહંત, સંસારાબ્ધિ તર્યો હું જંત;
હવે કન્યાને ગ્રહણજ કરો, મનસા સિદ્ધે મંનમાં ધરો. ૨
વિધિ પુરસ્સર વરિયા હરિ, નગ્નજિતે સામગ્રી કરી;
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય, નાગ્નજિતી મન હર્ષ ન માય. ૩
મનવાંચ્છિત મળિયો શુભ પતિ, ( કન્યા ) માને ધન્ય ધન્ય મારી રતિ;
રણવાસની રાણીઓ જેટલી, હર્ષઘેલી થઈ સહુ તેટલી. ૪
અતિ ઉત્સવ થયો ઠામો ઠામ, જાપ જપે સહુ સુંદરશ્યામ;
શંખ ભેરી આનક ગરગડે, કાને બોલ્યું કોઈનું નવ પડે. ૫
ગાયન કરતા ગુણીજન લોક, શોકવાળાં થતાં અશોક;
ભૂસુર દેતા આશિર્વાદ, જ્યાં ત્યાં શુભ સંભળાયે સાદ. ૬
સ્ત્રી પુરૂષો આનંદ્યાં ઘણાં, વસ્ત્રાભૂષણ પે'રી બહુ બણ્યાં;
કન્યાદાનમાં રાયે આપ્યું શુંય, વર્ણવી શકું તે કયમ હુંય. ૭
યથામતિ કરૂં છું વર્ણન, રીઝે સુણી જેથી હરિજન;
દશ સહસ્ત્ર આપી ગૌરી ગાય, ત્રણ સહસ્ત્ર દાસી આપી રાય. ૮
પદકાદિક આભૂષણ ભરી, તે દાસીઓને આગળ કરી;
નવ સહસ્ત્ર આપ્યા માતંગ, મદ ઝરતાં છે જેનાં અંગ. ૯
હાથીથી રથ આપ્યા શતગણા, રથથી વાજી પણ શતગણા;
વાજીથી શતગણા પાળા સાર, વળી બીજું આપ્યું અપાર. ૧૦
રથમાં વરકન્યાની જોડ, બેસાડી નૃપે મન પૂર્યા કોડ;
મોટી સેના વળી આપી સાથ, ચાલ્યા દ્વારકા ભણી શ્રીજદુનાથ. ૧૧
માતા પુત્રીને કે' મીડડી, વડાઈ કાઢજે થઈને વડી;
સાસુ સસરાનું મેળવજે માન, દુભવીશ નહિ કયારે ભગવાન. ૧૨
દિયર જેઠની કરજે સેવ, સાસર પક્ષને ગણજે દેવ;

---

૫ આનક—આનક દુંદુભિ—નગારાં. ભૂસુર—ભૂદેવો—બ્રાહ્મણો.

નામ કાઢજે પિયરતણું, ચતુર છું કહું શું અતિ ઘણું. ૧૩
એમ શિક્ષા દીધી માત, પ્રયાણ કરતા હરિ સાક્ષાત;
મહાઆનંદભેર પ્રભુ ચાલ્યા, તેમને દુષ્ટ નૃપતિએ ખાળ્યા. ૧૪
ભાગ્યાં જેનાં પ્રથમ યાદવે ગાત્ર, વળી બલિવર્દ શિક્ષાના પાત્ર;
તે દ્વેષી મળ્યા છે ટોળે, યુદ્ધ કરવાને રથ જોડે. ૧૫
અરે ગોપાળમાં પરાક્રમ કશું, સ્વયંવરને જીતવા જશું;
એમ વદી મૂક્યાં બાણ અપાર, હરિએ શારંગ સાહ્યું તેણી વાર. ૧૬
તવ બોલ્યા વિક્રમ સાથે પાર્થ, પરો કરૂં હરિ અમો સાર્થ;
તમો મીંઢળ બાંધ્યું રાખો, પ્રથમ કોને પાડું તે દાખો. ૧૭
હરજી કહે સુણો અર્જુન, ગણો જાનઇયા સહુ રાજન;
સાથે બાંધી દ્વારકામાં લીજે, ત્યાં સનમાન ભલેરૂં કીજે. ૧૮
શીખ સાંભળી ધનંજય લઢતો, બાણ સમૂહથી અરિગણ પડતો;
માગધપતિ દુર્યોધન જોઈ, ગયા પુરમાં વિચારી સોઇ. ૧૯
કોણ ગોપ શું કરે સંગ્રામ, નહિ ક્ષત્રીતણું એહ કામ;
એ વિધિ ગયો શલ્ય તો નાશી, મર્ણની મહાબીક તપાસી. ૨૦
અનુશાલ્વ કે' જાદવ બળિયા, સારા દિવસ એમને મળિયા;
જોઈશું કોઇ વાર તેમની પડતી, ત્યારે કરી લેઈએ અમો ચઢતી. ૨૧
રાજનીતિમાં શુક્રે ભાખ્યું, મનુ આદિકે બાકી ન રાખ્યું;
એમ વદી ગયો તે પણ ઘેર, બીજા નૃપની કરી ઠીક પેર. ૨૨
ઘણા મારી પાડી અર્જુન, ઘણા બાંધી લીધા રાજન;
જેમ ક્ષુદ્ર મૃગને મારે મૃગપતિ, તેમ તાડ્યા ગાંડિવથી મહામતિ. ૨૩
બળિયાએ કર્યું મહાયુદ્ધ, તજાવી અર્જુને સહુની શુદ્ધ;
નગ્નજિતનું દળ બહુ લડતું, કોઇનું ફૂલ ધર્યું નહિ પડતું. ૨૪

---

૧૫ વળી ઈ૦—વળી જે બલિવર્દ (સાંઢ)ની શિક્ષાના પાત્ર થયેલા હતા. ૧૭ સાર્થ—સમુદાય—જથો. ૨૪ ફૂલ ઈ૦—કોઇનું ફૂલ ખોશેલું પણ પડવા ન પામે—કંઇ ઈજા ન થાય.

જોઈ જીતની ઘડી કેકાણ, હિંસારવ કરતા ખુંબાણ;
ધન્ય ધન્ય ધરણીપતિ ભાખે, અર્જુન બળમાં કો ન્યૂનતા દાખે. ૨૫
ગજ પાયદળ માંહો ઉમંગ, મારે ચોધને મહામાતંગ;
જો કે જરાસંધ શિશુપાળ નાઠા, તદપિ દુષ્ટ કૃત્યથી તે નહિ ગાઠા. ૨૬
મોકલ્યું મદતે સેન અપાર, કરે યુદ્ધ નૃપતિ નિરધાર;
પછે મોહાસ્ત્ર મૂક્યું અર્જુન, જોઈ નાયક વિનાનું સૈન્ય. ૨૭
સર્વ મોહ પામ્યા દુષ્ટમતિ, અસ્ત્ર શસ્ત્રની રૂંધાઇ ગતિ;
મુખ્ય નૃપને લીધા રથ નાખી, હાર્યાતણી પૂરાવા સાખા. ૨૮
ચાલ્યા કન્યાની સાથ દ્રવ્ય લઇ, પરાજિતપદ ભૂપને દઈ;
ગયા ગામમાં દેવમોરાર, થયો ઉત્સવ અપરંપાર. ૨૯
ધન્ય ધન્ય કે' જાદવનારી, કન્યા વરી લાવ્યા મોરારિ;
જીત્યા નૃપ મળ્યા અનેક, સાથે મૂકાવીને ટેક. ૩૦
સુણી બળભદ્રે તે વાત, જોવા જાદવપતિ સાક્ષાત;
લાવ્યા નૃપને કર્યું સન્માન, છોડી મૂકયા જાળવી માન. ૩૧
તે કરે સહુ કૃષ્ણ વખાણ, કોઈ અર્જુનને કહે બળવાન;
નરનારાયણ રૂપ નિધાન, કોઇ બળદેવને કે' મહાન. ૩૨
એમ કીર્તિ કરતા સહુ, ગયા ગામમાં શી વિધિ કહું;
ધન્ય ધન્ય જદુપતિ દેવ, વદી એમ કરે નૃપતિ સેવ. ૩૩
જાણી નગ્નજિતે હરિની બડાઇ, ગયો તન મનમાં ફુલાઈ;
નગર બાહાર કર્યો છે મુકામ, મુહૂર્ત જોવા રહ્યા છે શ્યામ. ૩૪
ધન્ય ઘડી ધન્ય દાંડો આજ, એમ વદે વસુદેવ રાજ;
પુત્ર નહિ એ છે પરબ્રહ્મ, જાદવતણો જાળવ્યો ધર્મ. ૩૫
સહુ દુષ્ટ નિકંદન કીધા, જશ જદુપતિએ ઠીક લીધા;
ઉગ્રસેનનું મનાવ્યું મન, ધન્ય ધન્ય હે જગજીવન! ૩૬

---

૨૫ કેકાણ-ઘોડા.

દેવ દાનવ હાર્યા સર્વ, ગળ્યા ગુણનિધિકેરા ગર્વ;
હવે પુત્રભાવ નવ રાખું,- પરબ્રહ્મ પ્રભુને ભાખું. ૩૭
મારાં પુણ્ય થયાં છે ઉદ્દ, એમ પ્રફુલ્લિત થાતું હ્રદ્;
દેવકીજીએ સાંભળી વાત, જીત્યા ભૂપ કરી ઘણી ખ્યાત. ૩૮
તેમના આનંદની નહિ સીમા. વળ્યા શુભ વાંણવટીના વીમા;
રૂક્મિણીજીએ જાણી વાત, થયાં ઘણાં તે રળિયાત. ૩૯

વલણ

રળિયાત રાણી થયાં રે, વધાઈ ઘેરે ઘેર જાય;
હરિસેવા સાથે ઘણી રે, ગુણ ગોવિંદના ગાય. ૪૦
મુહૂર્ત જોઈ મા'વજી રે, કેઇ પેર પુરમાં કરે પ્રયાણ;
દયાના પ્રીતમનો આડંબર તે, શો કહે મતિ અજાણ. ૪૧

## સીઠું ૫ મું.

ત્યાર પછી શુકજી એમ બોલિયા, સુણો પરીક્ષિત રાય;
હવાં ત્યાર પછે શું નિપન્યું, કહું તુને મહિમાય.
જય જય વદો નાગ્નજિતીનાથની. ૧
મુહૂર્ત એકાદશીનું મનોહરૂં, પુરમાં પેઠાનું જાણ;
અર્જુન મિત્ર સાથે લઇ, કર્યું પ્રભુએ પ્રયાણ.
જય જય વદો નાગ્નજિતીનાથની. ૨
એક રથમાં આરૂઢ થયા હરિ, સાથે કન્યા રૂપ રતન;
મિત્રનો રથ જોડે કર્યો, કરે ગોષ્ટ હરિ અર્જુન.
જય જય વદો નાગ્નજિતીનાથની. ૩
ચાલ્યા સાબેલા થઇ ઘણા સાંતરા, નચવે કેકાણ વાટ;

---

૨ પ્રયાણ–ગમન

મનમાં નહિ કોઇ ખરખરો, તજ્યા સહુ રે ઉચાટ.

જય જય વદો૦ ૪

ઉગ્રસેન વસુદેવ બળભદ્ર ચાલતા, સાથે જાદવ સાથ;
સામઇએ સહુ આવિયા, ઝાલી જુગતે હાથ.

જય જય વદો૦ ૫

સાત્યકિ કાર્યભાર કરે ઘણો, ઉદ્ધવ લખતા હિસાબ;
અક્રૂરજી હરિની કને, દેતા જોઇતો જવાબ.

જય જય વદો૦ ૬

લોક આલોકવા ચઢયા મેડીએ, જોતા કન્યાનું રૂપ;
હરિવર આપણો શ્યામળો, કન્યા રૂપ અનુપ.

જય જય વદો૦ ૭

બારી જાળીએ કોઇ અટારીએ, કોઈ ચઢી ગોરી ગોખ;
કોઈ છજે ઝરૂખે રાવટી, રામા ઊભી છે રોખ.

જય જય વદો૦ ૮

પુરૂષો જોઈ રાણી રૂપને, પામ્યા મોહ અપાર;
જાદવપતિને જોઇ જુવતી, થઈ ઘે'લી નિરધાર.

જય જય વદો૦ ૯

એમ ચાલતાં આવ્યા ચૌટડે, અર્જુન અવિનાશ;
કોઈ લાજાએ વધાવતા, વધાવે કોઈ પુષ્પ સુવાસ.

જય જય વદો૦ ૧૦

કોઈ વધાવતાં મોતીએ, કોઇ હેમ પુષ્પ રસાળ;
રૂપ્યનાં કરી કોઈ નાખતા, જય જય ભણે નાનાં બાળ.

જય જય વદો૦ ૧૧

---

૧૦ લાજા–ડાંગરની ધાણી.

એમ આનંદઘન ઘણો વરસતો, જ્યાં ત્યાં જય ઉચરાય;
ચોટાં તજી ચતુર ચાલિયા, જનની ભીડ ભરાય.

જય જય વદો૦ ૧૨

હવાં આવ્યા તે રાજદ્વારમાં, યોધ ઊભા સજી હથિયાર;
આવકાર દીધો તેમણે ઘણો, કર્યું નમન દેવ મોરાર.

જય જય વદો૦ ૧૩

દ્વારે મંડપ રચ્યો છે સોહામણો, ગુણીજન ગુણ ગાય;
ગોરી ગીત ગાય છે ઘણા હર્ષથી, ધન્ય ધન્ય જાદવરાય.

જય જય વદો૦ ૧૪

કોઇ કન્યાપક્ષતણી થઈ, કોઈ ગિરિધારી ગુણ ગાય;
કોઈ ગાય છે ઊભય પક્ષને, જય જય શબ્દ સુણાય.

જય જય વદો૦ ૧૫

કોઇ નારી નિહાળતી નાથને, કોઈ કન્યા જોઇ મકલાય;
કોઇ ભાગ્યશાળી કહે કૃષ્ણને, કોઇ કહે બળરાય.

જય જય વદો૦ ૧૬

કોઇ આશ ધરે છે મનમાં, કોઇ કરે આપવા આશ;
સર્વને સરખા છે મહાપ્રભુ, એવી રચી માયા અવિનાશ.

જય જય વદો૦ ૧૭

જોઇ અર્જુન આનંદ પામિયા, ધન્ય ધન્ય જદુરાય;
તારી માયા અકળિત કો કળે, એમ વદી હરખાય.

જય જય વદો૦ ૧૮

એમ કરતા તે મંડપે આવિયા, થયું માતને જાણ;
જે પ્રભુ પધાર્યા છે મંડપે, વળ્યાં વે'લાં સુજાણ.

જય જય વદો૦ ૧૯

સાથે રામા રસીલી ગુણની ભરી, ગીત ગાતી માતી જાણ;

તેનાં રૂપ ન શેષ કહી શકે, તવ કરૂં હું શાં વખાણ.

જય જય વદો૦ ૨૦

હરિનાં પટરાણી રૂક્મિણી પાધરાં, જોતાં જદુવરરૂપ;
માજી આવી ઊભાં મંડપે, પોંકવા ભારે ભૂપ.

જય જય વદો૦ ૨૧

ગોર ગર્ગાચારજ આવિયા, સાથે પૂજાનો સાજ;
પોંકી લેવા કોડ છે ઘણા, ઉતરો રથમાંથી રાજ.

જય જય વદો૦ ૨૨

સુણી શ્યામળો શ્યામ સંગ ઉતર્યા, આવ્યા મંડપદ્વાર;
આધું ઓઢી માતા પોંકતી, પડે આનંદઘનકેરી ધાર.

જય જય વદો૦ ૨૩

ગોર કહે ગ્રહો ઝૂસર મૂશળું, ત્રાક રવઇઓ જેહ;
રીતે ભાતે ગ્રહો હાથમાં, મંત્ર વદુ નિઃસંદેહ.

જય જય વદો૦ ૨૪

ઇંડીપીંડી શળિયો સહી, સંપુટ પુટ ધર્યા પાસ;
રીતે પ્રીતે પધાર્યા મંડપે, આનંદી અવિનાશ.

જય જય વદો૦ ૨૫

મંડપ મધ્ય આસન અતિ ઓપતું, ત્યાં બિરાજ્યા મા'રાજ;
અર્જુન સાથ બેસાડિયા, કહે પ્રશંસાનાં કાજ.

જય જય વદો૦ ૨૬

અર્જુન હતા જો સાથમાં, તો જીતી આવ્યા ભૂપ;
નહિ તો આ દિવસ ક્યાં દેખવો, હરિ કહે વીર અનુપ.

જય જય વદો૦ ૨૭

---

૨૪ રવઇઓ—છાશ વલોવવાના વાંસના આકારની વસ્તુ—રવાઇ.
૨૫ ઇંડીપીંડી—કંકુ અને ગોળની ચાર ગોળીઓ વરને પોંક્યા પછી ચાર દિશાઓમાં નાખવામાં આવે છે તે.

અર્જુન કહે ભાર ન ઊપડે, વર્યા રૂક્મિણી નાથ;
તે દિવસે અમો ક્યારે હતા, હરિવર તમ સાથ.

જય જય વદો૦ ૨૬

શ્રીકૃષ્ણ કે' બળદેવ તો હતા, તેથી પામ્યા ત્યાં પાર;
આ લગ્ન થયાં છે તમવડે, કર ગ્રહ્યાં નહિ હથિયાર.

જય જય વદો૦ ૨૯

એમ હાસ્ય વિનોદ કરી ઘણો, ઊઠ્યા સભાથી મોરાર;
દેવી પાસે તે દોરડા છોડતાં, નટવર હાર્યા નિરધાર.

જય જય વદો૦ ૩૦

ભક્તજનથી ભૂધર હારી રહ્યો, જયશાળી દાનવ દુષ્ટ;
પછે હર્ષઘેલાં થઈ સહુ ફરે, વા'લાં થયાં રૂષ્ટપુષ્ટ.

જય જય વદો૦ ૩૧

અર્જુન કહે હરિ હાવાં જાશું, અમો ઇંદ્રપ્રસ્થ માંય;
વળી આપ પાછા પધારજો, વિયોગ રૂચે ન ક્યાંય.

જય જય વદો૦ ૩૨

જોઈ મરજી હરજીએ વળાવિયા, ગયા ગુણનિધિ ઘેર;
જઇ ધર્મરાયને ભેટિયા, કહી પ્રભુની પેર.

જય જય વદો૦ ૩૩

પછે આનંદે નાગ્નજિતી નાર શું, રંગભેર રમે નાથ;
પટરાણી મે'ણાં મારે ઘણાં, મોહ્યા પ્રભુ નવતર સાથ.

જય જય વદો૦ ૩૪

---

૨૮ ભાર ન ઉપડે–તમે જે માન આપો છો તેને હું લાયક નથી.

૩૧ જયશાળી દા૦—પણ દુષ્ટ દાનવોપ્રતિ તો તે જયશાળીજ છે. અથવા દુષ્ટ દાનવોપ્રતિ જે જયશાળી છે તે ભૂધર (કૃષ્ણ) ભક્તજનથી હારી રહ્યો.

એમ આનંદે દિન ઘણા વિતિયા, રમતાં રંગ વિલાસ;
હરિજન મન આનંદ છે, દુષ્ટજન મન ત્રાસ.

જય જય વદો૦ ૩૫

દયાને કૃપા કરી કૃષ્ણગુરુ, કહ્યું ગુણ ગાતાં અભંગ;
પ્રેમલક્ષણા ભક્તિ ભલી, આપ્યો નિત્ય સતસંગ.

જય જય વદો૦ ૩૬

ગુર્જરદેશે ચંડીપુર ગ્રામ છે, શ્રીનર્મદાતટ શોભશાયી;
ત્યાં કવિ વિશ્રામ કરી રહ્યા, વલ્લભકુળ અનુયાયી.

જય જય વદો૦ ૩૭

જ્ઞાતિ નાગર સાઠોદરા, દયાશંકર ભટ નામ;
પાંચ મીઠે વિવા' ભણ્યો, ગુણ ગાયા ઘનશ્યામ.

જય જય વદો૦ ૩૮

બે શત શીતેર પદ્ય રચ્યાં ભલાં, કવિમતિ અનુસાર;
હરિજન દોષ જુએ નહિ, ગ્રહે ગુણગણ નિરધાર.

જય જય વદો૦ ૩૯

## વલણ.

ગુણગણ ગોવિંદના અપાર રે, દયાશંકર શું વર્ણવે;
શ્રોતા વક્તા શ્રવણ પઠનથી, તરે અવનિઅર્ણવે. ૪૦
કર્તા હર્તા મહાપ્રભુ, હરિ હું કેવા માત્ર;
વલ્લભકુળની કૃપાએ કરી, પ્રભુકુળની કરૂં જાત્ર. ૪૧

---

૪૦ અવનિઅર્ણવે—સંસારસમુદ્રમાં.

# સારાવલિ.

## દુહા.

શ્રીગુરૂ વલ્લભ દેવ ને, શ્રીવિઠલ શ્રીકૃષ્ણ;
પદપંકજ વંદન કરૂં, પૂરો પૂરણ તૃષ્ણ. ૧
વલ્લભકુળ હરિરૂપ છે, જાણી સાધી સેવ;
દેવતણા એ દેવ છે, ટાળે મન અહમેવ. ૨
પ્રભુ દર્ભાવતી આવિયા, વલ્લભ કુળમણિ કેતુ;
દાસ દયો બોલાવિયો, તારક ભવજળ સેતુ. ૩
વિઠલ કુળદીપક કહે, કવિવર કીજે કામ;
વૈષ્ણવજન ઉપકૃત કરો, રીઝવો સુંદરશ્યામ. ૪
દાસ દયો તવ બોલિયો, બે કર જોડી આમ;
આજ્ઞાંકિત સેવક સદા, આજ્ઞા કીજે સ્વામ. ૫
પરમેષ્ઠિ પ્રભુ પાધરા, બોલ્યા એકાએક;
આજ્ઞા પાળો અમતણી, રાખી મનમાં ટેક. ૬
સવિતા સમ શોભિત છે, સંવત્સર લીલાય;
કોઈકિ સૂચિપત્ર કે', સારાવલિ કે'વાય. ૭
ભાષામાં તે છે ભલી, ગિરા ગુર્જરી થાય;
ઇચ્છા અમને એટલી, શ્રમ કીજે કવિરાય. ૮

---

૧ પદપંકજ—ચરણકમળ. ૩ દર્ભાવતી—ડભોઈ. વલ્લભ કુ૦—વલ્લભ કુળમાં મણિરૂપ આચાર્યોમાં કેતુ (ધજા) રૂપ-શ્રેષ્ઠ. સેતુ—પૂલ.

૪ ઉપકૃત—ઉપકારવાળા થયેલા. ૬ પરમેષ્ઠિ પ્રભુ—બ્રહ્માના પણ પ્રભુરૂપ. ૭ સંવત્સર લીલાય—'સંવત્સરલીલા' એ નામનો ગ્રંથ. ભાષામાં—વ્રજભાષામાં.

વંદન કરી વારૂ કહ્યું, ફરીને કરશું જાણ;
વરમતિ વિઠ્ઠલકુળમણિ, પરવરિયા ભૂભાણ. ૯

આરંભ્યો પછી ગ્રંથ આ, સારાવલિ શુભ નામ;
વિઠ્ઠલ કુળદીપક કૃપા, કીજે થાયે કામ. ૧૦

આજ્ઞાંકિત જન આપનો, આજ્ઞાધારક દેવ;
પૂરણ કરજો ગ્રંથ મમ, સાધુ ત્રિવિધિ સેવ. ૧૧

## રાગ કલ્પદ્રુમ.

વંદુ શ્રીહરિપદ સુખદાય;
જેની કૃપાથી પંગુ ગિરિ ઉલંઘે, અંધને સહુ દેખાય. ટેક. ૧
બેરો સુણે ગુંગો વળી ગાયે, રંકશિર છત્ર ધરાય;
દાસ દયો પ્રભુ શરણે આવી, વારંવાર નમે હરિપાય. વંદુ૦ ૨

## રાગ કાફી.

ખેલે આ વિધિ હરિ હોળી હોળી રે, વેદવિદિત એ વાત. ટેક.
અવિગતિ આદિ અનંત અનુપમ, અલખ પુરૂષ અવિનાશી;
પૂરણબ્રહ્મ પ્રકટ પુરૂષોત્તમ, નિત્ય નિજ લોકવિલાસી. ૧
જ્યાં વૃંદાવન આદિ અજર છે, કુંજલતા વિસ્તાર;
ત્યાં વિહરે પ્રિય પ્રીતમ બે જાણ, નિગમ ભૃંગ ગુંજાર. ૨

---

૧૧ ત્રિવિધિ—મન, વાણી અને કર્મે કરીને. ૧ પંગુ—પાંગળો.

૧ વેદવિદિત-વેદમાં જણાયલી. અવિગતિ-જ્યાં કોઇની ગતિ થઇ શકે નહિ એવા. ૨ અજર-પરિણામ નહિ પામે એવાં-સદાકાળ સરખી સ્થિતિમાં રહેનારાં. પ્રિય-પ્રિયા ( સ્વામિની ). નિગમ ઇ૦-જ્યાં વેદરૂપી ભ્રમર ગુંજારવ કરે છે.

રતનજટિત કાલિંદીનું તટ, અતિ પુનીત જ્યાં નીર;
સારસ હંસ ચકોર મોર ખગ, કુંજે કોકિલ કીર. ૩

જ્યાં ગોવર્દ્ધનપર્વત મણિમય, સઘન કંદરા સાર;
ગોપીમંડળ મધ્ય વિરાજે, હરિ નિશદિન કરે વિહાર. ૪

રમણ કરતાં હૃદયે આવ્યો, કરવા સૃષ્ટિવિસ્તાર;
આપોઆપે પ્રગટ કર્યો છે, હરિ પુરૂષ અવતાર. ૫

ક્ષોભ માયાએ કર્યો બહુ વિધિ, કાળ પુરૂષને અંગ;
રાજસ તામસ સાત્વિક ત્રૈગુણ, પ્રકૃતિ પુરૂષનો સંગ. ૬

કર્યાં તત્વ ઉદ્ભવ થાતાં, સરવે અઠાવીસ;
હરિજન નામ કહે છે તેનાં, નિરગુણના જે ઇશ. ૭

પૃથિવી, અપ, તેજ, વાયુ, નભ સંજ્ઞા, શબ્દ સ્પર્શ ને ગંધ;
રસ રૂપ મન બુદ્ધિ છે, ચિત્ત અહંકાર મતિઅંધ. ૮

પ્રાણ અપાન વ્યાન ઉદાન જે, કે'વા પ્રાણ સમાન;

---

૩ રતનજટિત-રતનજડિત કાલિંદી-યમુના. તટ—કિનારો—ઘાટ. પુનીત—પવિત્ર. કુંજે—કૂજે—શબ્દ કરે.

૪ સઘન—ઘાડી. કંદરા—ગુફા. ૫ સૃષ્ટિવિસ્તાર—જગત રચનારૂપી વિસ્તાર. ૬ ક્ષોભ ઇ૦—કાળરૂપી પુરૂષના અંગમાં માયાએ ઘણે પ્રકારે ક્ષોભ કર્યો. અર્થાત્ માયાએ કાળમાં બહુ વિચિત્રતા કરી દીધી. રાજસ ઇ૦—રજસ્, તમસ્ અને સત્વ, એ ત્રણ ગુણોની સમાનાવસ્થાનું બીજું નામ પ્રકૃતિ છે, એ પ્રકૃતિનો પુરૂષ ( આત્મા—હરિ ) સાથે સંગ થતાં મહત્તત્વ ઉત્પન્ન થયું. તેથી અહંકાર અને તેથી પંચભૂતાદિ તત્વ થયાં, એમ સાંખ્ય શાસ્ત્રમાં લખ્યું છે તેના જેવી સૃષ્ટિની ઉત્પત્તિ વર્ણી છે. ( સાંખ્યસૂત્ર ૧-૬૧ ).

૮ અપ—જળ. નભ—આકાશ. શબ્દ ઇ૦—શબ્દ વગેરે પાંચ તન્માત્રાઓ કહેવાય છે. પૃથ્વીની તન્માત્રા ગંધ, જળની રસ, તેજની રૂપ, વાયુની સ્પર્શ અને આકાશની શબ્દ છે. મન ઇ૦—મન ઇત્યાદિ ચાર અંતઃકરણ છે. મતિઅંધ—( અહંકારનું વિશેષણ ).

તક્ષક ધનંજય પુનિ દેવદત્ત, ને પૌંડ્રક શંખ દ્યુમાન. ૯

રાજસ તામસ સાત્વિક ત્રણ, જીવ બ્રહ્મ સુખધામ;
અઠ્ઠાવીશ તત્વ એ કહ્યાં, દાસ દયે અભિરામ. ૧૦

નાભિકમળ નારાયણને, વેદતણો રચનાર;
તે નાભિકમળમાંહે ભટકયો, પામ્યો નહિ કંઇ પાર. ૧૧

તવ આજ્ઞા થઇ શ્રીહરિકેરી, પરમ તપ કરો આપ;
બ્રહ્માએ સો વર્ષ કર્યું તપ, દૂર થયાં સહુ પાપ. ૧૨

પછી દરશન આપ્યું કરૂણાકર, પરમધામ નિજલોક;
તેનાં દરશનથી થયા અજ, સર્વ વાત નિઃશોક. ૧૩

જ્યાં આદિ નિજ લોક મહાનિધિ, રમા સાથ સંજુક્ત;
હીંડોળે ઝૂલે કરૂણાનિધિ, રમાસુખદ અતિ પૂત. ૧૪

નાનાવિધિ સ્તુતિ કરી, પરમપુરૂષ આનંદ;
જય જય જય શ્રુતિ ગીત ગાય છે, ભાખી નાના છંદ. ૧૫

ચતુરાનનને આજ્ઞા કીધી, કરો સૃષ્ટિ વિસ્તાર;
હોળી ખેલતણી વિધિ કરજો, રચના રચો અપાર. ૧૬

ચોદલોક કરો નાનાવિધિ, રચો વૈકુંઠ પાતાળ;
વિવિધ પ્રકારે રચ્યા વિધાતા, હોળી ખેલ રસાળ. ૧૭

---

૯ પ્રાણ ઇ૦—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, એ પાંચ પ્રાણ કહેવા. તક્ષક ઇ૦-તક્ષક, ધનંજય, દેવદત્ત, પૌંડ્રક, શંખ, એ પાંચ પણ પ્રાણનાજ ભેદ છે. કુલ પ્રાણના ભેદ દશ થાય છે. દ્યુમાન-કાંતિવાળો (શંખ).

૧૦ અઠ્ઠાવીશ-પાંચભૂત, પાંચ તન્માત્રા, દશ પ્રાણ, ચાર અંતઃકરણ, ત્રણ ગુણ, અને જીવ, એમ અઠ્ઠાવીશ તત્વ થાય છે. સાંખ્યની ગણના પ્રમાણે પ્રકૃતિ, મહત્તત્વ. અહંકાર, પંચભૂત, પંચ તન્માત્રા, દશ ઇંદ્રિય, મન, અને પુરૂષ ( જીવ ), એટલાં પચીશ તત્વ છે.

૧૧ નાભિકમળ ઇ૦—નારાયણના નાભિકમળમાં. ૧૩ અજ—બ્રહ્મા. ૧૪ રમાસુખદ—લક્ષ્મીને સુખ આપનારા. પૂત—પવિત્ર.

દશ પુત્ર થયા બ્રહ્માના, જેણે રચ્યો સંસાર;
સ્વાયંભૂવમનુ પ્રગટ કર્યા, અને શતરૂપા નાર. ૧૮
ભૂમિરક્ષણ કરવા માટે, ધાર્યો વારાહ અવતાર;
પછે કપિલ રૂપે થઇ, કહ્યો સાંખ્ય વિચાર. ૧૯
સ્વયમાતાને જ્ઞાન અર્પીને, કીધો ભવ નિસ્તાર;
આઠ લોકપાળોને દીધો, સ્વય સ્વયનો અધિકાર. ૨૦
તેજ અગ્નિ યમ મરૂત વરૂણને, સૂર્ય ચંદ્ર જે નામ;
મૃત્યુ કુબેર યક્ષપતિ છે, જ્યાં શંકરનું ધામ. ૨૧
સત્યલોક જનલોક તપલોક, વળી મહર નિજલોક;
જ્યાં રાજે ધ્રુવરાજ મહાનિધિ, નિશદિન રહે અશોક. ૨૨
જનનીકેરી આજ્ઞા માગી, ગયા વન પાંચ વર્ષ સુકુમાર;
તેને કૃપા હરિએ કરી, ધરી આવ્યા અવતાર. ૨૩
પછી પૃથુનું રૂપ લઇ, નાના રસ દુહી કાડ્યા;
વિધિએ રચના રચી તે ઉપર, પર્વત આડા પાડ્યા. ૨૪
રચ્યા નવ ખંડ દ્વીપ સાત તો, મેળવી કર્યો સમાજ;
વન ઉપવન પર્વતમાં ફૂલે, વસંતનો સહુ સાજ. ૨૫
દાનવ દેવે માંહોમાંહી, કર્યો યુદ્ધ પ્રકાર;
વિવિધ શસ્ત્ર છૂટે પિચકારી, ચાલે રૂધિરની ધાર. ૨૬
હરિએ અસુર સંહાર કરીને, આપ્યું સુરને રાજ;
સોંપ્યું ઈંદ્રાસન ઈંદ્રને, બલિ પાતાળે કાજ. ૨૭

---

૨૦ સ્વયમાતા—પોતાની માતા—દેવહૂતી. આઠ લોકપાળ—આઠ દેવો એકવીશમી કડીમાં ગણાવેલા.

૨૧ તેજ—તેજનો દેવ અગ્નિ. યક્ષપતિ—યક્ષ નામના દેવોનો પતિ કુબેર.
૨૬ પિચકારી પ્ર૦—હોળીમાં રંગની પિચકારીઓ છૂટે તેમ શસ્ત્ર છૂટે.

વિદ્યાધર ગંધર્વ અપ્સરા, કરે જ્ઞાન રસાળ;
ચારણ સિદ્ધ ભણે બિરદાવલિ, વિનવી સુર ભૂપાળ. ૨૮
ચંદ્રલોક ચંદ્રને આપ્યો, પ્રસન્ન થઇ હરિ આપ;
નક્ષત્રતણો રાજા કર્યો, પાડી શશિમંડળ છાપ. ૨૯
મંગળ બુધ શુક્ર ને શનિ, રાહુ ને કેતુ જાણ;
રવિ શશિ સર્વને સોંપ્યો, અધિકાર સુજાણ. ૩૦
અતળ વિતળ સુતળ તળાતળ, અને મહાતળ જાણ;
પાતાળ ને રસાતળ મળી, સાતે ભુવન પ્રમાણ. ૩૧
સંકર્ષણનું ધામ પરમ રૂચિ, ત્યાં રાજે નિજ વીર;
શેષનાગ નીચે કૂર્મ વસેછે, મહાધુરંધર ધીર. ૩૨
ઇલાવર્ત કિંપુરૂષ કુરૂ, ને હરિવર્ષ કેતુમાળ;
હિરણ્ય મેર મણક ભદ્રાસન, ભરતખંડ સુખપાળ. ૩૩
જે સાત દ્વીપ કહ્યા શુક મુનિએ, કહું તેહ ભરપૂર;
જંબુ પ્લક્ષ ક્રૌંચ શાક શાલ્મલિ, કુશ ને પુષ્કર પૂર. ૩૪
પોત પોતાના સ્થાન પર, આપ્યો છે અધિકાર;
વળી હરિમાયાથી પ્રગટ્યા, દાનવ અપરમપાર. ૩૫
ત્યારે વળી અવતાર ધરી હરિ, કર્યો અસુર સંહાર;
તે ચોવીશ રૂપ કહેવાયે, વરણવવા કરૂં વિચાર. ૩૬
પ્રથમ કર્યા સ્વાયંભુમનુ નૃપ, અજે આજ્ઞા આપી;
પૃથ્વી પર જઈ રાજ્ય કરો, રજ્જુ દુઃખની કાપી. ૩૭
સ્વાયંભુવમનુ ને શતરૂપા, તરત પૃથ્વી પર આવ્યાં;

---

૨૮ ચારણ—સ્તુતિપાઠક. ૩૨ સંકર્ષણ-બળરામ. પરમરૂચિ-ઘણું મનોહર. ૩૩ ઈલાવર્ત ઈ૦-ઇલાવર્ત આદિ નવ ખંડ ભાગવતમાં વર્ણ્યા છે તે. ૩૭ રજ્જુ-દોરડી.

જલ નિમગ્ન પૃથ્વીના તે, સમાચાર તો લાવ્યાં. ૩૮
આવીને સહુ વિધિ ભાખ્યો, ભુવદ્રવ્ય નહિ જણાય;
વિધિયે ધ્યાન કર્યું શ્રીપતિનું, કેશવ થયા સહાય. ૩૯
આવી છીંક નાકથી પ્રકટ્યા. સૂકર અતિ લઘુરૂપ;
જોત જોતે ગજ જેવા શ્રીહરિ, એમ કર્યું બૃહત્ સ્વરૂપ. ૪૦
જય જય કરે સકળ સુરનર મુનિ, જળમાં કર્યો પ્રવેશ;
જળમાં જઈને ઝટપટ લીધી, ધરણી રમાનરેશ. ૪૧
તે ભૂમિ કમળ કુસુમની પેઠે, લઈ ચાલ્યા ગજરાજ;
ડર કાંઈ નહિ મન માંહે, કરે આનંદ સમાજ. ૪૨
યોગી સાધુ સનકાદિ ચારે, ગયા હરિને (નિજ) લોક;
રોધ કરતાં ક્રોધ કર્યો છે, દીધો શાપ અતિ શોક. ૪૩
જય વિજયે અસુર યોનિ, લીધા ત્રણ અવતાર;
પ્રથમ કશ્યપગૃહ તે રહ્યા, દિતિકૂખ મોઝાર. ૪૪
પ્રથમ હિરણ્યાક્ષ થઇ, જીતિયા લોકપાળ;
નારદનું માની સૂકરશુ, કર્યું યુદ્ધ વિકાળ. ૪૫
સહસ્ર વર્ષ જળમાં લઢ્યો, થયો દનુજ સંહાર;
હરિએ આવી ભૂમિ થાપી, કર્યો યજ્ઞ વિસ્તાર. ૪૬
સ્વાયંભુવ શતરૂપા તનયા, તેનું કહું પ્રમાણ;
આકૂતી દેવહૂતી અને, પ્રસૂતી ચતુર સુજાણ. ૪૭
પ્રસૂતી આપી દક્ષ પ્રજાપતિ, તેથી સતી મહાન;

---

૩૮ જલ નિમગ્ન-જળમાં ડૂબેલી. ૩૯ ભુવદ્રવ્ય-પૃથ્વીરૂપી દ્રવ્ય. ૪૦ બૃહત્-મોટું. ૪૩ રોધ ક૦--સનકાદિને વિષ્ણુના ધામમાં જતાં જય વિજય નામે પ્રતિહારે કરેલો અટકાવ. ૪૭ તનયા--પુત્રી. (સ્વાયંભુવ અને શતરૂપાની).

તે આપી મહાદેવને, અતિ આનંદ સુજ્ઞાન. ૪૮

તજ્યો દેહ અભિમાન આણીને, દક્ષગૃહે જઈ માય;
પાતિવ્રત્ય ધર્મ જાણ્યો, ત્યારે વર્યા શિવરાય. ૪૯

આકૂતી આપી ઋચીક પ્રજાપતિ, થયા યજ્ઞ અવતાર;
ઇંદ્રાસન બેશી સુખ લીધું, કર્યો દૂર ભૂમિભાર. ૫૦

દેવહૂતી કર્દમને આપી, તેણે કર્યું તપ ભારી;
બિંદુસરોવર આવ્યા માધવ, કરી ગરૂડ અસવારી. ૫૧

વરદાન આપ્યું સૃષ્ટિ કરવા, સ્તુતિ કરી પરમાણ;
અંશાવતાર મારો થશે, કહી થયા અંતરધ્યાન. ૫૨

પછે ઋષિએ નિજ તપ મન આણી, પ્રગટ કર્યું વિમાન;
તેમાં બેશી સકળ જગ જોયું, કન્યા નવ સુખ દાન. ૫૩

પછી કપિલરૂપ હરિ પ્રગટ્યા, દરશન કરી મુનિરાય;
વન સહુ ત્યાગ કરી ગયા, બ્રહ્મપદ પામ્યા હરિ સાંય. ૫૪

વિવિધ જ્ઞાન પછી જનનીને, કર્યું કપિલ મહારાય;
સાંખ્ય યોગ ને જ્ઞાન ભક્તિ દૃઢ, વરણવી કરી મહાકાય. ૫૫

જળરૂપ થઈ તેહ સમાઈ ગઈ, હરિના રૂપની માંય;
મન મગન થઈ બ્રહ્મધ્યાન કર્યું, ગંગા સાગર જ્યાંય. ૫૬

અદ્યાપિ રાજે જળનિધિ તટ, કરે સાંખ્ય વિસ્તાર;
સાંખ્યાયનથી ઘણા મહામુનિ, સેવે વરણ સુચાર. ૫૭

અત્રિપુત્ર થયા બ્રહ્માના, તેણે તપ કર્યું સાર;
હરિ હર બ્રહ્મા ત્રૈણે આવ્યા, મુનિએ કર્યો વિચાર. ૫૮

તમ સરખા સુત અમને જોઈએ, રહો અહીં અવિચાર;

---

૪૮ તેથી-પ્રસૂતીથી. ૪૯ માય—સતીએ. ૫૬ જળ ૪૦—જેમ જળ જળમાં સમાઈ જાય તેમ. ૫૭ સુચાર-સારી ચારે વર્ણ.

અજ શશી અંશ રૂદ્ર દુર્વાસા, દત્તાત્રેય હરિ સાર. ૫૯
અનસૂયાને ગર્ભ આવીને, યોગ ધ્યાન આરાધી;
યમ નિયમ પ્રાણાયામ પ્રત્યાહાર, ને ધારણા ધ્યાન સમાધિ. ૬૦
આસન સકળ સિદ્ધ યોગનાં, પ્રગટ કર્યાં જગદીશ;
આપ્યો ભોગ સહજ નૃપને, કરૂણાનિધિ તે દીશ. ૬૧
કર્યા ગુરૂ ચોવીશ શીખ લઈ, યદુને આપ્યું જ્ઞાન;
પતંજલિ શા મુનિ પદ સેવે, કરે સદા અજ ધ્યાન. ૬૨
કૃપા કરી સૃષ્ટિ પર જ્યારે, કરવા જ્ઞાન વિસ્તાર;
સનક સનંદન અને સનાતન, ચારે સનતકુમાર. ૬૩
તેને કહ્યું સૃષ્ટિ નાનાવિધ, રચો તમે આ વાર;
તેણે ચતુરાનનનું ના માન્યું, કર્યો ક્રોધ અપાર. ૬૪
શંકર પ્રગટ થયા ભૃકુટીથી, કરી સૃષ્ટિ નિરમાણ;
ભૂત પ્રેત વૈતાળ દોડતા, ભૂલ્યા વિધિ જોઈ ભાન. ૬૫
'પૂર્ણ કરો કહ્યું ચતુરાનન, સૃષ્ટિ મહાદુઃખદેન;
તવ શંકર તપ કરવા ચાલ્યા, ચિન્ત્યા કમળદળનેન. ૬૬
સુસ્તી જેહ થઇ ધરમની, તેથી હરિ અવતાર;

---

૫૯ અજ ઈ૦—અજ (બ્રહ્મા)ના અંશથી શશી (ચંદ્ર) થયો. ૬૦ યમ ઈ૦—યોગનાં આઠ અંગ. યમ—અહિંસાદિ વ્રત, નિયમ—શૌચાદિ વ્રત. પ્રાણાયામ—પ્રાણવાયુને રોકવો. પ્રત્યાહાર—વિષયોમાંથી મનને પાછું ખેંચી લાવવું. ધારણા—ધ્યેય વસ્તુમાં મન જોડવું. ધ્યાન—ધ્યેય વસ્તુની સહજ સ્ફૂર્તિ. સમાધિ—ધ્યેય સાથે એકરૂપ થઈ જવું.

૬૧ આસન—પદ્માદિ ચોરાશી પ્રકારનાં. ૬૨ કર્યા ઈ૦—દત્તાત્રેયે ચોવીશ ગુરૂ કર્યા હતા. પતંજલિ—યોગ શાસ્ત્રના કર્ત્તા મુનિ.

૬૪ ચતુરાનન—બ્રહ્મા. ૬૬ પૂર્ણ કરો—બસ કરો—સૃષ્ટિ રચવી બંધ કરો.

નારાયણ પ્રગટ્યા જ્યારે, મટી ગયો ભૂભાર. ૬૭
અસંખ્ય અસુર સંહારી, કર્યું તપ અતિ ભારી;
સુરપતિને શોચ થયો, મોકલી અપ્સરા નારી. ૬૮
છળ કપટ અતિશે કીધાં, તપ ભંગને કાજ;
કાંઇ ન ચાલ્યું હરિવરથી, સાધી સમાધિ સાજ. ૬૯
ઉર્વશી હૃદયથકી બનાવી, આપી શક્રને તેહ;
તેને જોઇ જોઇ જીવે છે, અજ ઇંદ્ર નિઃસંદેહ. ૭૦
સ્વાયંભુવના દ્વિતીય પુત્ર, ઉત્તાનપાદ મતિ ધીર;
તેનો ધ્રુવ બાળક થયો, વળી ઉત્તમ ગંભીર. ૭૧
ગોદ બેસવા નૃપની પાસે, ગયા ધ્રુવ સુકુમાર;
અપરમાત કે' ત્યારે બેસે, મુજ કુખ લે અવતાર. ૭૨
કટુ વચન સાંભળી ધ્રુવ ગયા, માતા પાસે સાર;
હરિની ભક્તિ કરો ભાઇ, મળે સુખ અવિધાર. ૭૩
પાંચ વર્ષના નિકળી ચાલ્યા, મધુવન આવ્યા જ્યાંય;
નારદમુનિએ તત્વ બતાવ્યું, મંત્ર જપ્યો જઈ ત્યાંય. ૭૪
પત્ર ભક્ષ કર્યાં કેટલા દિન, કેટલા દિન પીધું પાણી;
પવન અનુપ્રાશન કર્યો છે, શ્વાસ રોકયો જાણી. ૭૫
દારૂણ તપ કર્યું રાજસુત, કાંપી ઊઠ્યો સુરલોક;

---

૬૭ સુસ્તી—ગ્લાનિ. ધર્મ મંદ પડે છે ત્યારે હરિ અવતરે છે એવું ગીતા વગેરેમાં કહેલું છે. ૬૮ સુરપતિ—ઇંદ્ર.

૭૦ હૃદયથી ઇ૦—કોઈ ગ્રંથમાં તેને ઉરૂ (આગળ)થી બનાવી એમ કહેલું છે. તેને—તે ઉર્વશી અપ્સરાને. ૭૨ ગોદ—ખોળો.

૭૩ હરિની ઇ૦—(માતાનું વચન). ૭૫ અનુ—પછી. પ્રાશન કર્યો—ભક્ષ્યો.

ત્રાહિ ત્રાહિ હરિ પાસે ભાખ્યા, કરો દૂર હરિ શોક. ૭૬
હરિ બોલ્યા કોઇએ નવ બીવું, હું જાઇશ તે પાસ;
ગહન વન તપ સાધે ધ્રુવજી, પૂરીશ તેની આશ. ૭૭
કહી એટલું ગરૂડ પર ચઢીને, તરત મધુવન આવ્યા;
કંબુ કપોલ સ્પર્શી બાળકને, આનંદઘન ઉપજાવ્યા. ૭૮
સ્તુતિ અતિ કરી ધ્રુવજીએ, વિધિ મુનિ કે' ખોઇએ તાપ;
ભૂમિમંડળનું રાજ આપીએ, કાપી સહુ સંતાપ. ૭૯
વરદાન આપી હરિ વળ્યા, ધ્રુવ આવ્યા નિજધામ;
છત્રીશ સહસ્ર વર્ષ કર્યું, મહારાજ્ય મહાકામ. ૮૦
યક્ષ પ્રબળ વાધ્યા ભૂમિમંડળ, માર્યો ધ્રુવનો ભ્રાત;
તે કાજે અંશ હરિ પ્રગટ્યા, ધ્રુવ જગત વિખ્યાત. ૮૧
ધ્રુવે રાજ્ય ઘણું કર્યું, પછે ગયા નિજ લોક;
સર્વની ઉપર સદા વિરાજે, ધ્રુવ સદા નિઃશોક. ૮૨
ચતુરાનનને પૂછ્યો જ્યારે, સનકાદિકે બ્રહ્મવિચાર;
પ્રગટ હંસવપુ ધરી આવ્યા, મહારૂપ મોરાર. ૮૩
આ ભૂમિમંડળ રસ કા'ડયો, ભાત ભાત નિજ હાથ;
ધરી પૃથુરૂપ કર્યો જગ આનંદ, અખિલલોકના નાથ. ૮૪
પ્રિયવ્રતવંશ ધર્યું નિજરૂપ, ઋષભદેવ શુભ નામ;
સકળ ભક્તનું કારજ કીધું, થયા જ્ઞાની અભિરામ. ૮૫
મઘવાએ મહાગર્વ કર્યો, વૃષ્ટિ થઇ નહિ ક્યાંહી;
તવ હરિએ મેઘરૂપ ધરી, વૃષ્ટિ કરી જગ માંહી. ૮૬
જ્ઞાનોપદેશ કર્યો પુત્રને, બ્રહ્માવર્ત મોઝાર;

---

૭૬ ત્રાહિ ત્રાહિ-રક્ષણ કરો, રક્ષણ કરો. ૭૮ કંબુ કપોલ-શંખ જેવા ઉજ્વળ ગાલવાળો (બાળક). ૮૧ પ્રબળ—અસંત (ક્રિ૦ વિ૦) ૮૬ મઘવા-ઇંદ્ર.

જગતમાં સંન્યસ્ત જણાવ્યું, મહાપરમ ઉદાર. ૮૭
આઠે સિદ્ધિ સનમુખ આવી, કરી નહિ અંગીકાર;
જય જય જય શ્રીઋષભદેવ, મુનિ પરબ્રહ્મ અવતાર. ૮૮
બ્રહ્મસભામાં યજ્ઞ કર્યો, તવ કરવા વેદોચ્ચાર;
પ્રગટ થયા હયગ્રીવ મહાનિધિ, પરબ્રહ્મ અવતાર. ૮૯
ચાર વેદ લઇને શંખાસુર, જળમાં ગયો છૂપાઈ;
ધરી હયગ્રીવરૂપ હરિ માર્યો, લાવ્યા વેદ જદુરાઈ. ૯૦
સત્યવ્રત રાજા રઘુવંશી, પ્રથમ થયા મનુવંશ;
કર્યું તપ બહુ ભાત પરમ રૂચિ, પ્રગટ થયા હરિ અંશ. ૯૧
મીનકેરૂં લઘુરૂપ ધરી, મોહન સમાયા પાણી;
વિશાળ જળમાં નાખ્યા ત્યારે, હરિવર બોલ્યા વાણી. ૯૨
જળમાં નાખો તેથી મુજને, મચ્છતણો ડર લાગે;
એમ કહી બૃહતરૂપ ધર્યું, સુસત્યવ્રતની આગે. ૯૩
મહાકાળનો સમય બતાવી, કહ્યું આવશે નાવ;
તેમાં બેશી શત દ્વિજ સાથે, ભજન કરો મમ ભાવ. ૯૪
એટલું કહી નૃપ જોતામાં, હરિ થયા અંતરધ્યાન;
સાત દિવસ પછી પ્રલય થાતાં, નૃપને કરિયું જ્ઞાન. ૯૫
સર્વ અન્નનાં બીજ લીધાં, વળી લીધા દ્વિજ સાથ;
નાવ બેઠા ધ્યાન ધરીને, ઉગારીએ દીનનાથ. ૯૬
વાસુકી નાગથી નૌકા બાંધી, અતિશે કરી દઢાવ;
ભાખ્યું જ્ઞાન પૂછ્યું તે સરવે, તત્વ વિધાન બનાવ. ૯૭
ઘણા કાળ જળમાં રહ્યા, હરિને થઇ તવ શાંતિ;
નાના પ્રકારના પ્રલય કરીને, રચી સૃષ્ટિ બહુ ભાતિ. ૯૮

---

૯૧ મત્સ્યાવતાર વર્ણે છેઃ સત્યવ્રત ૬૦—૨૫૯ છે.

મચ્છરૂપ હરિએ એમ લીધું, કર્યું ચરિત્ર વિસ્તાર;
જય જય જય શ્રીમીન મહાવપુ, જય જય જગદાધાર. ૯૯
સુર અસુર સાગર મથી, કાઢ્યાં ચૌદ રત્ન નિરધાર;
પર્વત પીઠ ઉપર ધર્યો, લીધો કૂર્મ અવતાર. ૧૦૦
હિરણ્યકશિપુ અતિ પ્રબળ દનુ છે, કર્યું તપ પરચંડ;
ચતુરાનને વરદાન આપી, કર્યો અમર અખંડ. ૧૦૧
તપ કારણ ગયો જાણી મઘવાએ, સહુ સંપત્તિ હરી લીધી;
રાય કામની કચે ગ્રહી તવ, નારદજીએ શીખ દીધી. ૧૦૨
એના ગર્ભમાં વસે હરિજન, સુણો સુરપતિ વાત;
ઇંદ્રે ત્યાગી લઇને આવ્યા, નિજ આશ્રમ વિખ્યાત. ૧૦૩
નિત્ય પ્રતિ જ્ઞાન કથા કહેતા, કરતા બોધ મુનિરાજ;
સુણી પ્રલ્હાદ પ્રસન્ન કૂખમાં, અતિ આનંદ સમાજ. ૧૦૪
તે પછી તપ કર્યું અસુર બહુ, પુનિ આવ્યો નિજધામ;
નારદ મુનિ લઇને આવ્યા, નારી અસુરને ગ્રામ. ૧૦૫
પછે લોકપાળ સહુ જીત્યા, સુરપતિ કાઢ્યો હાંકી;
વરૂણ કુબેર અગ્નિ યમ મારૂત, વશ કર્યા કરીને ઝાંખી. ૧૦૬
હાહાકાર સહુ સુરમાં વરત્યો, સહુ ગયા અજ પાસ;
તવ અજે ધ્યાન કર્યું માધવનું, વાણી થઈ આકાશ. ૧૦૭
અસુર દુઃખ દે સહુ લોકોને, તદપિ ન કરૂં સંહાર;
જદા હરિજનને દુભવશે, ક્ષણમાં કરૂં પ્રહાર. ૧૦૮
હવે પ્રલ્હાદજી પ્રગટિયા, તે પંચ વર્ષના થાય;
આદર કરી નિશાળે મૂક્યા, ભણવાને તે જાય. ૧૦૯
જદા વિપ્ર ભણાવે કંઈ કંઇ, તે સુણી ચિત્ત ધરી રાખે;

૧૦૦ કૂર્માવતાર વર્ણનઃ સુખ ઇ૦—સ્પષ્ટ છે. ૧૦૨ કચે—કેશ આગળથી ૧૦૩ ત્યાગી—તજેલી.

ગુરૂ ગયા પછી ભજન રામનું, રામ રામ મુખ ભાખે. ૧૧૦

બાળક ભણે શાળામાં જે જે, કરે તેને ઉપદેશ;
હરિનું ભજન કરો સહુ મળીને, જગતસુખ છે લેશ. ૧૧૧

એ વિધિ ઉપદેશ કરીને, કર્યા ભજનરસ લીન;
સંડામર્કે પૂછ્યું ત્યારે, બોલ્યા નવ થઇ દીન. ૧૧૨

રામ કૃષ્ણ અવતાર મનોહર, હરિજન હિતને કાજ;
એજ સાર જગતમાં છે વળી, સુણો દેવ દ્વિજરાજ. ૧૧૩

એહ વાત જગતમાં જાણી, ભણવી મારે આજ;
દ્વિજવરે જઇ અસુર ચેતાવ્યો, પુત્ર ભણે આણ કાજ. ૧૧૪

સુણી અસુરે મલ્હાદ બોલાવ્યો, લીધો ગોદ ભરી અંક;
કહો પુત્ર શીખ્યા છો શું શું, સુણી બોલ્યા નિઃશંક. ૧૧૫

શ્રવણ કીર્તન સ્મરણ પાદરત, અર્ચન વંદન દાસ;
સખ્ય અને આત્મા નૈવેદન, પ્રેમ લક્ષણ પ્રકાશ. ૧૧૬

સુણો પિતા એહ હું પઢિયો, બીજી વાત ન જાણું;
એ વગર અવર કહો તે, અમો કાંઈ નવ માનું. ૧૧૭

દીધો પટકી ભૂપ ધરણી પર, કહ્યું વિપ્રને ખીજી;
રે મૂરખ તેં શું શીખવિયું, શું દઉં તુજને રીઝી. ૧૧૮

જે મારો વેરી કહેવાયે, તેનું નામ શીખવિયું;
આ પર્વતથી નાખું ઢોળી, ક્ષણ ગતમાં એમ કરિયું. ૧૧૯

---

૧૧૧ સંડામર્ક—પ્રહ્લાદના મેહેતાજી. ૧૧૫ ગોદ ભરી અંક—આલિંગન દઇને ખોળામાં લીધો.

૧૧૬ શ્રવણ ઇ૦—શ્રવણાદિ દશધા ભક્તિ. પાદરત—ચરણ સેવનમ રતિ ( પ્રીતિ ). દાસ—દાસત્વ. સખ્ય—મિત્રતા. આત્મા નૈવેદન—આત્મનિવેદન. પ્રેમ લક્ષણ—પ્રેમલક્ષણા. ૧૧૯ ક્ષણ ગતમાં—ક્ષણ વીતતાંમાં.

દીધો નાખી શૈલથી ભૂપર, પુનિ પાણીમાં નાખ્યો;
અગ્નિમાં નાખી શસ્ત્રથી માર્યો, ભય નાનાવિધ દાખ્યો. ૧૨૦
અંગની ઘાત થઇ નહિ તોયે, જ્યાં ત્યાં રામ બચાવ્યો;
તવ નૃપ આપ શસ્ત્ર ધરીને, અતિશે ભય ઉપજાવ્યો. ૧૨૧
ક્યાં છે રામ કૃષ્ણ જે તારા, એમ કહી ગર્જના કીધી;
ઘટ ઘટ જળ થળ વ્યોમ ધરાણીમાં, વ્યાપક છે મહાસિદ્ધિ. ૧૨૨
ત્યારે ખડ્ગ લઇ સ્તંભમાં માર્યો, થયો શબ્દ અતિ ભારી;
પ્રગટ થયા નરહરિ વપુ ધરી, હરિવત સિંહ ઉચારી. ૧૨૩
પકડી લીધો ક્ષણે અસુર બળી, નાખ્યો નખે વિદારી;
અંત્રમાળ ધરી રૂધિરપાન કરી, જય જય શબ્દ ઉચારી. ૧૨૪
માર્યો દૈત્ય દુષ્ટ ઇકિ ક્ષણમાં, નૃસિંહનું વપુ ધારી;
પુષ્પવૃષ્ટિ કરે સુરનર મુનિ, જય જય શબ્દ ઉચારી. ૧૨૫
રમા નિકટ નહિ આવે હરિની, એવું વપુ વિક્રાળ;
અજ સનકાદિક દેવ નારદ મુનિ, ડરે જોઈ ત્રિભુવનપાળ. ૧૨૬
આપોઆપે સ્તુતિ કરીને, દીનત્વ સર્વે દાખ્યું;
ગંધર્વ વિદ્યાધર ચારણ ગાયે, ભલું ભલું ત્યાં ભાખ્યું. ૧૨૭
પ્રલ્હાદ હરિચરણ શીશધરી, સ્તુતિ કરી અપાર;
જય જય જય જગદીશ જગતગુરૂ, અધમ પ્રાણ આધાર. ૧૨૮
તમે આદિ અખંડ અનુપમ, અશરણ શરણ મુરાર;
દેવ દેવ પરબ્રહ્મ પરિપૂરણ, ભક્ત હેતુ અવતાર. ૧૨૯
જ્યાં જ્યાં ભીડ પડે ભક્તોને, ત્યાં ત્યાં કરતા સા'ય;

---

૧૨૦ શૈલથી—પર્વત ઉપરથી. ૧૨૨ ઘટ ઘટ ઇ૦—( પ્રહ્લાદ વચન ). વ્યોમ—આકાશ. ૧૨૩ નરહરિ વપુ—નર અને સિંહ જેવું શરીર. હરિવત ઇ૦—તે સિંહે હરિ( સિંહ )ની પેઠે ઉચારીને—ગર્જના કરીને.

૧૨૪ વિદારી- ફાડી. અંત્રમાળ-આંતરડાંની માળા.

સ્તુતિ કરી મન હર્ષ વધાર્યો, લળી લળી લાગ્યો પાય. ૧૩૦
તબ બોલ્યા નરહરિ કૃપા કરી, સુણો ભક્ત મમ વાત;
મન્વંતરનું રાજ્ય આપ્યું મેં, વળી ધર્યો શિર પર હાથ. ૧૩૧
નર્ગુણ સગુણ થઇ તેં જોયું, મારૂં રૂપ રસાળ;
જ્યાં જ્યાં ભીડ પડે ભક્તોને, ત્યાં પ્રગટું હું ભૂપાળ. ૧૩૨
સુણ પ્રલ્હાદ પ્રતિજ્ઞા મારી, તુંને હું નવ ત્યાગું;
જેમ ધેનુ વત્સને ચાટે, તેમ અમો અનુરાગું. ૧૩૩
જે માગે તે આપું તરત હું, નહિ વિલંબ કંઇ લાગે;
તવ પ્રલ્હાદે વર એ માગ્યો, મન ચરણકમળ અનુરાગે. ૧૩૪
કૃપા કરી આપ્યું કરૂણાનિધિ, અટલ ભક્તિ સ્થિર રાજ;
અંતરધ્યાન થયા હરિ ત્યાંહી, સફળ થયું સહુ કાજ. ૧૩૫
નારદરૂપ જગત્ ઉદ્ધારણ, વિચરી લોકો માંય;
કરે ઉપદેશ જ્ઞાન હરિભક્તિ, કહે વૈરાગ્ય જ્યાં ત્યાંય. ૧૩૬
સ્વાયંભુવ શતરૂપા બે જણ, મનાય છે અવતાર;
જગમાં ધર્મ પ્રચાર કર્યો છે, ભૂમિ ભક્ત કર્મ આચાર. ૧૩૭
કરૂણાકર જળનિધિથી પ્રગટ્યા, સુધાકળશ લઇ હાથ;
આયુર્વેદ વિસ્તારણ કારણ, સર્વ બ્રહ્માંડનો નાથ. ૧૩૮
ક્ષત્રિય દુષ્ટ વધ્યા ભૂમિપર, લીધો કૃષ્ણ અવતાર;
પરશુરામ થઇને દ્વિજ થાપ્યા, દૂર કર્યો ભૂભાર. ૧૩૯
રઘુકુળવંશ ચતુર ચૂડામણિ, પુરૂષોત્તમ અવતાર;
દશરથને ઘેર જન્મ લીધો, હરિરૂપ રામ સકુમાર. ૧૪૦

---

૧૩૧ મન્વંતરનું—એક મનુ બદલાઇ બીજો મનુ થાય તેટલા કાળનું ૧૩૭ ભૂમિ—ભૂમિમાં. ૧૩૮ સુધા—અમૃત. આયુર્વેદ વિસ્તારણ—ધન્વંતરિનો અવતાર. ૧૪૦ ચતુર ચૂડામણિ—ચતુર પુરૂષોના માથાના મણિરૂપ.

રાવણ કુંભકર્ણ અસુરાધિપ, વધ્યા સકળ જગ માંહિ;
સર્વ લોકપાળને જીત્યા, કોઇ બચ્યો નહિ ત્યાંહિ. ૧૪૧
સકળ દેવ મળી જઇ પુકારે, ચતુરાનનની પાસ;
લઇ શિવ સંગ ગયા ચતુરાનન, ક્ષીરસિંધુ સુખ વાસ. ૧૪૨
સ્તુતિ કરી બહુવિધિ જગાડયા, તવ જાગ્યા નિજ નાથ;
આજ્ઞા આપી કપિકુળ પ્રગટો, સહુ સુરનો સાથ. ૧૪૩
તવ બ્રહ્માએ સહુને ભાખ્યું, સુરે તેમ ત્યાં કીધું;
સાતે દ્વીપ જઇ કપિકુળમાં, કપિરૂપ તો લીધું. ૧૪૪
સ્વયં અંશથી આપ પ્રગટ્યા હરિ, પુરૂષોત્તમ નિજરૂપ;
નારાયણે ભૂમિભાર હણ્યો છે, અતિ આનંદ સ્વરૂપ. ૧૪૫
વાસુદેવ એમ કહે વેદમાં, છે પૂરણ અવતાર;
શેષ સહસ્ર મુખ રટે નિરંતર, તોય ન પામે પાર. ૧૪૬
સહસ્ર વર્ષ સુધી ધ્યાન કર્યું, શિવ રામ ચરિત સુખ સાર;
અવગાહન કરીને સહુ જોયું, તોય ન પામ્યા પાર. ૧૪૭
વીતી સમાધિ સતીએ પૂછ્યું, કહો મરમ ગુરૂ ઇશ;
કોનું ધ્યાન કરો ઉરઅંતર, કોણ પૂરણ જગદીશ. ૧૪૮
તવ શિવ કહે રામ ને ગોવિંદ, પરમ ઇષ્ટ છે મારા;
સહસ્ર વર્ષથી ધ્યાન કરૂં છું, રામકૃષ્ણ નહિ ન્યારા. ૧૪૯
રામ કારણ સમાધિ સાધી, ઇકિ સહસ્ર વર્ષથી વામ;
અતિ આનંદ મગ્ન મારૂં મન, અંગ અંગ પૂરણકામ. ૧૫૦
દયા કરી મુજને એ કહીએ, અમર થઉં કેઈ ભાત;
નારદમુનિએ તત્વ બતાવ્યું, સમજી નહિ કંઇ વાત. ૧૫૧
તવ મહાદેવે કૃપા કરીને, રામચરિત કર્યો વિસ્તાર;
એ બ્રહ્માંડપુરાણ વ્યાસમુનિ, કર્યો મુખે ઉચ્ચાર. ૧૫૨

---

૧૪૨ ક્ષીરસિંધુ–દૂધનો સમુદ્ર. ૧૪૭ અવગાહન કરીને–નિમગ્ન થઇને.

મુનિ વાલ્મીકિ સાત મુનિકૃપ, રામમંત્ર ફળ જાણ્યું;
ઉલટ નામ જપતાં અઘ વીત્યું, પુનિ મહાસુખ માણ્યું. ૧૫૩
રામચરિત્ર વર્ણવવા કારણ, વાલ્મીકિ ધર્યો અવતાર;
ત્રણે લોક થયા પરિપૂરણ, રામચરિત સુખ સાર. ૧૫૪
શત કોટિ રામાયણ કીધી, તોય ન જાણ્યો પાર;
કહ્યો વસિષ્ઠમુનિએ રામચંદ્રને, રામાયણ ઉચ્ચાર. ૧૫૫
કાકભુશંડિ ગરૂડને કે'તા, રામચરિત અવતાર;
સકળ વેદ ને શાસ્ત્ર કહ્યાં છે, રામચંદ્ર યશ સાર. ૧૫૬
સંક્ષેપથી દયો શું વરણે, લઘુમતિ દુર્બળ બાળ;
રસના પાવન થવાને કારણ, મટાડવા જંજાળ. ૧૫૭
ત્રણ બંધુ સહિત પ્રગટિયા, પુરૂષોત્તમ શ્રીરામ;
સંકર્ષણ પ્રદ્યુમ્ન લક્ષ્મણ, ભરત મહાસુખ ધામ. ૧૫૮
શત્રુઘ્ન ને અનિરૂદ્ધ કહીએ, છે ચતુરવ્યૂહ નિજરૂપ;
રામચંદ્ર પ્રગટ્યા જવ ઘરમાં, હરખ્યા કોસલભૂપ. ૧૫૯
પુષ્ય નક્ષત્ર નવમી પરમદિન, લગન શુદ્ધ શુભ વાર;
પ્રગટ થયા દશરથ ગ્રહ પૂરણ, ચતુરવ્યૂહ અવતાર. ૧૬૦
અનંત ફૂલ્યા દશરથ મનમાં, કૌશલ્યા સુખી અપાર;
સુમિત્રા કૈકેયી મન આનંદ, પ્રગટ્યા દેવ મોરાર. ૧૬૧

---

૧૫૩ સાત મુનિ–સપ્તર્ષિ. કૃપ—કૃપાથી. સપ્તર્ષિઓની કૃપાથી. ઉલટ-નામ—'રામ'ને બદલે 'મરા' એ રીતે.

૧૫૪ રામચરિત ઇ૦—રામચરિતથી ત્રણે લોક પરિપૂર્ણ થયા (ભરાઇ ગયા).

૧૫૮ રામ પોતાના ભાઈઓ સહિત ચતુર્વ્યૂહ મૂર્ત્તિ છે તે જણાવવાને કહે છે: સંકર્ષણ ઇ૦—લક્ષ્મણ એ સંકર્ષણ છે, અને ભરત એ પ્રદ્યુમ્ન છે, તથા શત્રુઘ્ન એ અનિરૂદ્ધ છે. રામ એ વાસુદેવ છે.

ગુરૂ વસિષ્ઠ નારદ મુનિ જ્ઞાની, જન્મપત્રિકા કીધી;
રામચંદ્ર વિખ્યાત નામ આ, સુરમુનિની શુધ લીધી. ૧૬૨
આપે દાન નૃપ રાજદ્વિજને, સુરભિ હેમ અપાર;
સહુ સુંદરી મળી મંગળ ગાયે, કંચનકળશ દુવાર. ૧૬૩
આવ્યા દેવ મુનિજન સરવે, દેઇ આશિષ સુખધામ;
સહુ સહુને મંદિર પરવરિયા, પરમ મોહ રૂચિ રામ. ૧૬૪
મનવાંચ્છિત ફળ સર્વે લીધું, સહુને થયો આનંદ;
બાળરૂપ ધરી દશરથનંદન, કરે કેલિ સ્વચ્છંદ. ૧૬૫
ઘૂંટણીએ ચાલે કનકકંકણ અંગે, કૌશલ્યા છબી દેખે;
નીલ નલિન તન પીત જુગુલિયા, ઘન દામિની ધુતિ પેખે. ૧૬૬
કો કાળે માખણ રોટલીએ લઇ, ખેલ કરે ને માગે;
મુખચુંબી જનની સમજાવે, આવી કંઠ પુનિ લાગે. ૧૬૭
કાકભુશંડિ દશરથઘર આવ્યા, પાંચ વર્ષ રહી દેખ્યું;
સ્તુતિ કરીને વર મેળવિયો, જન્મ સફળ કરી લેખ્યું. ૧૬૮
કૃપા કરી નિજધામ મોકલિયો, સ્વસ્વરૂપ દેખાડી;
હરિવર આશ્રય જે વસતા તે, નાખે દુ:ખને પાડી. ૧૬૯
પ્રાત:કાળમાં ઊઠી જનની, જગાડ્યા બાળારામ;
ઊઠી દાતણ પાણી લીધાં, મુખ પખાળ્યું શ્યામ. ૧૭૦
ચારે ભ્રાત મળી કલોલ કરે છે, જમે મધુ મેવા પકવાન;
જળ આચમન આરતી કરીને, પુનિ કરે છે સ્નાન. ૧૭૧
ધરે શૃંગાર ચાર ભાઇ મળી, શોભા વરણી ન જાય;

---

૧૬૩ સુરભિ–ગાય. ૧૬૫ કેલિ–રમત. ૧૬૬ નીલ નલિન–કાળું કમળ. જુગુલિયા–વાગા ( ? ) ધુતિ–કાંતિ. ઘન ( મેઘ )માં દામિની ( વીજળી ) હોય તેવી ધુતિ (કાંતિ ). ૧૭૧ પુનિ–ફરીને.

ચિત્ર વિચિત્ર સુભગ ચોરણીઆ, ઇંદ્રધનુષ્ય છબી છાંય. ૧૭૨

અલકાવલિ મુક્તાવલિ ગુંથી, ઓર-સુરંગ બિરાજે;
જાણે સુરસરિધાર સરસ્વતી, યમુના મધ્યે રાજે. ૧૭૩

તિલક ભાલ પર પરમ મનોહર, ગોરોચનનું કીધું;
જાણે ત્રૈણ લોકની શોભા, અધિક ઉદગ્રજ લીધું. ૧૭૪

ખંજન નેન નાસાપુટ રાજે, અતિ અતિ અનુહાર;
ખંજન યુગ જાણે લડે લઢાઈ, કીર મટાવે રાડ. ૧૭૫

નાસાની વેસરમાં મોતી, વરણ વિરાજે ચાર;
જાણે જીવ શનિ શુક્ર એક થઇ, વાધ્યા રવિને દ્વાર. ૧૭૬

કુંડળ લલિત કપોલ વિરાજે, ઝળકે આભા ગંડ;
ઇંદિવર પર જાણે દેખું, રવિકિરણ પરચંડ. ૧૭૭

અરૂણ અધર દમકે દશનાવલિ, ચારૂ ચિબુક પર ધ્યાન;

---

૧૭૨ સુભગ—સુંદર. ઇંદ્ર ઇ૦—તેમની (ચોરણીઆની) છબીની છાંય (કાંતિ) ઇંદ્રધનુષ્ય જેવી છે.

૧૭૩ અલકાવલિ-કેશની પંક્તિ (માં). મુક્તાવલિ—મોતીની પંક્તિ. કેશમાં મોતીની સેર ગૂંથી છે તે ત્રિવેણીની ઉત્પ્રેક્ષાથી વર્ણે છે: જાણે ઇ૦—જાણે સુરસરિ (ગંગા)ની ધાર સરસ્વતીમાં મળીને યમુનામાં શોભતી હોય !

૧૭૪ ગોરોચન—ગોરૂ ચંદન. ઉદગ્ર—ઉપરની તરફથી અણીવાળું-ઊંચું. ૧૭૫ નાસાપુટ—નાક. અનુહાર-સરખાં. ઉત્પ્રેક્ષા: ખંજન ઇ૦—જાણે ખંજન યુગ (દીવાળીઘોડાનું જોડું) લડાઈ લડે છે અને કીર (પોપટ) તેમની રાડ મટાવે (મટાડે) છે ! કીર એ નાકનું ઉપમાન છે.

૧૭૬ વેસર-વાળી. વરણ (વર્ણ)—રંગ. જીવ—બૃહસ્પતિ. વાળીમાં પોખરાજ, શનિ, શુક્ર, (હીરો) અને સૂર્ય (માણેક) રત્નો જડેલાં છે તેના અનુક્રમે પીળા, ભૂરા, શ્વેત, અને લાલ એવા ચાર રંગ શોભે છે.

૧૭૭ લલિત—સુંદર. કપોળ—ગાલ. તેની આભા (કાંતિ) ગંડ (ગાલ) ઉપર ઝળકે છે. ઉત્પ્રેક્ષે છે: ઇંદિવર (કાળા કમળ) ઉપર જાણે રવિનાં પ્રચંડ કિરણ હોય !

અતિ અનુરાગ સુધાકર સીંચે, દાડિમ બીજ સમાન. ૧૭૮

કંઠશળીમાં પદક વિરાજે, બહુમણિ મુક્તા હાર;
દક્ષિણાવર્ત ઓપે ધ્રુવ તારા, સકળ નખે બહુ વાર. ૧૭૯

રત્નજડિત કંકણ બાજુબંધ, નંગન મુદ્રિકા સોય;
ડાળ ડાળ જાણે મદન વિટપતરૂ, વિકસ્યું દેખી મન મો'ય. ૧૮૦

કટિ કીંકિણી રણ ઝણ સુણી તનની, હંસ કરે કિલકારી;
નૂપુરધુનિ પગલાલી કે'વા, ઉપમા કો ન વિચારી. ૧૮૧

ભૂષણ વસન આદિક પે'રાવી, માતા લાડ લડાવે;
રામચંદ્રની માધુરી મૂર્ત્તિ, દર્પણ જોઈ દેખાડે. ૧૮૨

નિજ પ્રતિબિંબ વિલોકી મુકુરમાં, હસે રામ સુખરાશ;
તેવા લક્ષ્મણ ભરત શત્રુહન, ખેલે ડોલે પાસ. ૧૮૩

દશરથ રાજા નાહી જમવા, બેઠા છે સુખધામ;
લાવો ઝટપટ રામ લક્ષ્મણને, સુણી આવ્યા સુખવિશ્રામ. ૧૮૪

બાપા સંગે બેઠા ચારે, કંઇ કંઇ જમવા લાગ્યા;

---

૧૭૮ અરૂણ—રાતા. અધર-ઓઠ. દમકે—શોભે. દશનાવલિ—દાંતની પંક્તિ. ચારૂ—સુંદર. ચિબુક—હડપચી. ઉત્પ્રેક્ષે છેઃ અતિ ઈ૦—જાણે સુધાકર (ચંદ્ર) અતિ અનુરાગ( પ્રીતિ )થી સમાન એવાં દાડિમનાં બીજને ( અમૃતથી ) સીંચે છે.

૧૭૯ કંઠશળી-કંઠે પેહેરવાનો મોતીનો હાર. દક્ષિણાવર્ત ઈ૦-આંગળીના ટેરવા ઉપર દક્ષિણાવર્ત શંખનાં ચિન્હ છે, અને ત્યાં સઘળા નખ ઉપર બહુ વાર ( ઘણા પાણીવાળા—અતિ તેજસ્વી ) ધ્રુવના તારા ઓપે છે. ઉત્પ્રેક્ષા.

૧૮૦ નંગન—નંગો. મુદ્રિકા—વીંટી. ડાળ ઈ૦—જાણે મદન વિટપતરૂ ( કામદેવરૂપી ડાળાંવાળું વૃક્ષ ) ડાળે ડાળે (અંગે અંગે) વિકસ્યું છે એમ જોઈને મન મોહ પામે છે!

૧૮૧ કીંકિણી—ઘૂઘરી. ધુનિ ( ધ્વનિ—અવાજ ). ૧૮૨ વસન-વસ્ત્ર. ૧૮૩ મુકુરમાં-દર્પણમાં. સુખરાશ-( સુખરાશિ ) સુખના ઢગલારૂપ.

દશરથ રાજા જમતાં જમતાં, અતિ આનંદ અનુરાગ્યા. ૧૮૫

લઘુ લઘુ ગ્રાસ રામ મુખ મેલે, વળી પિતા મૂકે મુખ માંય;
બાલકેલિનું વિશદ પરમ સુખ, સુખસમુદ્ર નૃપને ત્યાંય. ૧૮૬

દાળ ભાત ઘૃત કઢી અથાણાં, અને નાના પકવાન;
આરોગે નૃપ ચાર પુત્રશુ, અતિ આનંદનિધાન. ૧૮૭

આચમન કરી પુનિ જળ અચવાવ્યું, જદા નૃપ બીડી લીધી;
રામ લક્ષ્મણ ભરત શત્રુહન્, સરવે અચવન કીધી. ૧૮૮

બીડી ખાઈ ચાલ્યા રમવાને, મળીને ચારે વીર;
સખા સંગ સહુ મળ્યા બરાબર, આવ્યા સરયૂતીર. ૧૮૯

તીર ચલાવે શિષ્ય શીખાડે, ધરી નિશાન દેખાડે;
કોઈ વાર અશ્વ ચડીને, નાના ભાતિ નચાડે. ૧૯૦

કોઇ વારે ચારે મળી જાયે, શિકાર રમવા જાણ;
હરિણ આદિક બહુ જંતુ વિડારે, મોકલે સ્વર્ગ પ્રમાણ. ૧૯૧

એવિધિ વન ઉપવન ક્રીડા, કરી રામ સુખદાય;
વાલ્મીકિ મુનિ કૃપા કરે તો, દયાશંકર કંઇ ગાય. ૧૯૨

સાંજ પડે જનની બોલાવે, ગયા ચાર ક્યાં ભાઈ;
ભૂખ લાગી હશે લાલાને, લાવો વેગે જાઈ. ૧૯૩

એવા માંહે ચાર ભાઈ મળી, આવ્યા સ્વયને ધામ;
મુખ ચુંબન કરી આરતી કરતી, કૌશલ્યા અભિરામ. ૧૯૪

સુમિત્રા કૈકેયી સુખ પામે, બહુ વિધિ રમત રમાડે;
મધુ મેવા પકવાન મીઠાઈ, સ્વય કરથકી જમાડે. ૧૯૫

---

૧૮૬ બાલકેલિ–બાળકની રમત. વિશદ–નિર્મળ. ૧૮૭ નાના–ભાત ભાતનાં. ૧૮૮ અચવાવ્યું—આચમન કરાવ્યું. અચવન–આચમન.

ચારે જણને શ્રમિત જાણીને, જનની જઇ સૂવાડે;
ચરણ ચાંપે જનની પોતાની, ( કોઇ ) ગાય મધુર સ્વર ગાઢે. ૧૯૬
નિદ્રા આવ્યે સુખને પામ્યાં, શ્રમ ગયો સહુ દિનનો;
સવાર થયે મેળાપ થયો શું, પાણીપ્યાસા મીનનો. ૧૯૭
વિશ્વામિત્ર મહામુનિ કહીએ, યજ્ઞ કરે નિજ ધામ;
મારીચ ને સુબાહુ મહાસુર, વિઘ્ન કરે દિન યામ. ૧૯૮
પરબ્રહ્મ અવતાર જાણીને, આવ્યા નૃપની પાસ;
દશરથ રાયે બહુ પૂજા વિધિ, કરી કર્યો ઉલ્લાસ. ૧૯૯
ભોજન કરવા જ્યારે બેઠા, ત્યારે વધ્યા મુનિરાય;
યજ્ઞ સફળ અમારો કરવા, આપો રામને સા'ય. ૨૦૦
ત્યારે નૃપ કે' રામ છે બાળક, મુજને આજ્ઞા કીજે;
દ્વિજ કહે છે રામ પરમેશ્વર, મન વચન માનીએ રીજે. ૨૦૧
ગુરૂ વસિષ્ઠે સહુ વિધિ સમજાવ્યો, રામ લક્ષ્મણ સંગે આપ્યા;
મારગમાં અહલ્યા ઉદ્ધારી, તાપ નાવિકના કાપ્યા. ૨૦૨
વિશ્વામિત્રે શીખવી બહુ વિધિ, વિદ્યા ધનુષ્ય પ્રકાર;
મારગમાં તાટકા આવી, કરી વદન પ્રસાર. ૨૦૩
ક્ષણમાં રામજીએ સંહારી, નેક ન લાગી વાર;
આપી મુક્તિ જાણી નિજ મહિમા, આવ્યા ઋષિને દ્વાર. ૨૦૪
કરાવ્યો વિપ્રયજ્ઞ પરિપૂરણ, અસુર વિઘ્ન કરવા આવ્યા;
અગ્નિબાણથી દહન કર્યો ઇક, એક ઠામ તજાવ્યા. ૨૦૫
જનકવિદેહે કર્યો સ્વયંવર, બહુ નૃપ વિપ્ર બોલાવ્યા;
તોડવા ધનુષ્ય દેવ ત્ર્યંબકનું, યત્ન કરતાં નવ ફાવ્યા. ૨૦૬

---

૧૯૮ યામ ( યામિની )—રાત્રી. સા'ય—સાહાય તરિકે અથવા સાહ્ય કરવાને કે સાહીને. ૨૦૨ નાવિક—હોડી હાંકનાર.

વિશ્વામિત્ર મુનિએ તેડ્યા, સકળ શિષ્યની સંગ;
રામ લક્ષ્મણ સંગ લઈ ચાલ્યા, મહા પ્રેમરસરંગ. ૨૦૭
જ્યાં ત્યાં ઊભી થઇ ઝરૂખે ઝાંખે, જનક નગરની નાર;
ચતુરભુજે કૃપા કરી આપ્યું, અવલોકન સુખ અપાર. ૨૦૮
કર્યું સનમાન વિદેહ નૃપતિએ, ઉપવનવાસી કરિયા;
રામચંદ્ર પુર જોવા ચાલ્યા, શૃંગાર વિધ વિધ ધરિયા. ૨૦૯
સહુ પુર જોઇ ધનુષ્યપુર જોયું, દીઠા મેહેલ સુરંગ;
અદ્ભુત નગર વિદેહ વિલોક્યું, સુખ પામ્યા સહુ અંગ. ૨૧૦
કે'છે નારી જનક નગરની, વિધિને હાથ પસારી;
સુકુમાર ઘનશ્યામ વરે, સુભગ સીત કુમારી. ૨૧૧
સાંજ પડી કે ફરીને આવ્યા, બેઠા ઋષિવર જ્યાંય;
દંડવત્ કરી પ્રદક્ષિણા કીધી, ઋષિવર ઉપવન માંય. ૨૧૨
સંધ્યાએ નિત્યકૃત્ય કરી, કર્યો ઋષિ પરણામ;
સૂતા ચરણ દ્વિજવરના સેવી, લીધો અતિ વિશ્રામ. ૨૧૩
બ્રહ્મમુહૂર્ત્ત પ્રાતર થયું, ઊઠ્યા બન્ને ભાઈ;
કરી પ્રણામ દેવ ગુરૂ દ્વિજને, જળસ્નાન કર્યું હરિ જાઇ. ૨૧૪
આવ્યા ભૂપ દેશ દેશના, જનકપુર મોઝાર;
ત્યાં બોલાવ્યા સકળ દ્વિજને, જનકરાય તે વાર. ૨૧૫
કૌશિક મુનિ સહિત પધાર્યા, લઇ શિષ્ય વર સાથ;
નિત્ય આન્હિક કરીને ચાલ્યા, દ્વિજાનંદ વિખ્યાત. ૨૧૬

---

૨૦૯ વિદેહ નૃપતિએ—જનકે. ઉપવનવાસી—બાગમાં રહેનારા વિશ્વામિત્રને અને રામ વગેરેને બાગમાં મુકામ આપ્યો.

૨૧૧ સુભગ—સુંદર. સીત–સીતા. ૨૧૪ બ્રહ્મમુહૂર્ત—પાછલી ચાર ઘડી રાત રહે તે વખત. પ્રાતર—સવાર.

૨૧૬ કૌશિક મુનિ—વિશ્વામિત્ર ઋષિ. આન્હિક—દરરોજ કરવાનું સંધ્યા વંદનાદિ કર્મ. દ્વિજાનંદ—બ્રાહ્મણોમાં આનંદરૂપ.

બેઉ ભ્રાત સાથે લેઇ, આવ્યા રાજદ્વાર;
જ્યાં બેઠા નૃપમણિ ઘણા, ધારી ગર્વ અપાર. ૨૧૭
આપ આપણા ભુજબળવડે, તોળે તોડવા ધનુષ્યત્રિપુરાર;
કાંઇ ન ચાલ્યે ખશી ગયા, થયા શ્રમિત અપાર. ૨૧૮
સીતા સખીને કહે ફરી, કોણ અલિ રઘુનંદ;
સુખસાગર દેખાડિયા, અહો અરે પરમાનંદ. ૨૧૯
વારંવારે શોચ કરે છે, વિધિને વચન ઉચારી;
મન કર્મ વચન એજ વર આપો, માગું બાળકુમારી. ૨૨૦
એક વાર સુરદેવી પૂજતાં, દર્શન થયું અવિધાર;
તે દિનથી ક્ષણ કળ ન પડે મુજ, કહું સત્ય વિચાર. ૨૨૧
સહુ નૃપ પચ્યા ધનુષ્ય નહિ તૂટ્યું, તવ વિદેહ દુઃખ પામ્યા;
ક્રોધે વચન કરી બોલ્યા નૃપતિ, શું ક્ષત્રી સર્વે શામ્યા ! ૨૨૨
સુણી લક્ષ્મણ ક્રોધ યુક્ત થયા ત્યાં, વિષમ વચન ઠયસ બોલે;
સૂરજવંશી નૃપતિ ભૂતલ પર, જેનું બળ અણતોલે. ૨૨૩
શી વાત આ ધનુષ્યરૂદ્રની, સકળ વિશ્વ કર લીજે;
આજ્ઞા આપો દેવ રઘુપતિ, સફળ પ્રતિજ્ઞા કીજે. ૨૨૪
સર્વના મનનો અંદેશો જોઇ, સીતા આરત જાણી;
રામચંદ્ર ત્યારે અકળાયા, લીધું શારંગ પાણિ. ૨૨૫
ક્ષણમાં લેઇ કડકા કીધા, દેખે સરવે ભૂપ;
અગાધ શબ્દ તૂટતાં વાધ્યો, જેવું કાળનું રૂપ. ૨૨૬
સર્વ દિશા થઇ અતિ આતુર, પરશુરામે તે જાણ્યું;

---

૨૨૧ સુરદેવી–અંબિકા. ૨૨૨ શામ્યા—શમાઈ ગયા ! ૨૨૫ લીધું ઇ૦—પાણિ(હાથ)માં શારંગ ( એ નામનું ધનુષ્ય ) લીધું. અર્થાત્ શારંગ ધનુષ્ય જેવું ત્ર્યંબકધનુષ્ય લીધું.

પરશુસંહાર શિષ્ય સાથે લઇ, આવ્યા રૂપ અજાણ્યું. ૨૨૭
જય જયકાર થયો જગતી પર, જનકરાજ અતિ હરખે;
સુરવિમાન સહુ કૌતુકથી ભૂલ્યાં, જે ધ્રુનિ સુમન નવ વરખે. ૨૨૮
જનકરાજાએ વિપ્ર મોકલી, વેગે જાન બોલાવી;
દશરથ રાજા વાજી ગજ લઈ, ઝટપટ ઊભા આવી. ૨૨૯
ચાલી વરાત વિપુલ ધન લઇને, મળ્યાં મનુષ્ય નહિ પાર;
શોભાસિંધુ વરણન ક્યમ થાયે, વળી કરતા ઉચ્ચાર. ૨૩૦
ગુરૂ વસિષ્ઠ મુનિએ લગનજ આપ્યું, શુભ નક્ષત્ર શુભ વાર;
આવી જાન નૃપતિએ કીધો, અતિ અતિ મનોહાર. ૨૩૧
વિવાહકેલિ સુખ વરણન કીધું, મુનિ વાલ્મીકિ અપાર;
દાસ દયો શું હરિજન તેવો, તેવત્ કરે વિસ્તાર. ૨૩૨
વેદશાસ્ત્રવત્ કરી વિવા' વિધિ, આનંદ્યા નૃપરાય;
રામ લક્ષ્મણ ને ભરત શત્રુઘ્ન, ચારનો કર્યો વિ'વાય. ૨૩૩
હોમ હવન દ્વિજ પૂજા ગણપતિ, સૂરજ શક્ર મહેશ;
આપ્યું દાન બહુ વિપ્રોને, રાજા મિથિલ નરેશ. ૨૩૪
ઉત્સવ આનંદનો થયો, ત્યાં દાયજો બહુ દીધો;
થયા વિદાય દશરથનૃપ નૃપશુ, ગમન અવધપુર સીધો. ૨૩૫

---

૨૨૭ આતુર—પીડિત. પરશુ ઈ૦—ફરસીવડે સંહાર કરનાર પશુરામ શિષ્યોને સાથે લેઇને આવ્યા.

૨૨૮ સુર ઇ૦—સુર( દેવ )નાં સહુ વિમાન ધનુષ્યભંગરૂપી કૌતુકથી ભૂલ્યાં, જેથી તેઓ જે ધ્રુનિ ( 'જય' શબ્દનો અવાજ ) બોલ્યા નહિ અને સુમન ( પુષ્પ ) વરખે ( વરસાવે ) નહિ ! અથવા, ભૂલ્યાં —આશ્ચર્યથી ચકિત થયાં ; અને તેથી તેઓ જયધ્વનિ બોલીને નવ ( નવીન ) સુમન (પુષ્પ) વરખે છે ( વરસાવે છે ). ૨૩૦ વરાત—જાન. વિપુલ—બહુ.

૨૩૪ શક્ર—ઇંદ્ર. મિથિલનરેશ—મિથિલાનો રાજા—જનક. ૨૩૫ દાયજો —પેહેરામણી. નૃપશુ—બીજા જાને આવેલા રાજાઓની સાથે. ગમન ઇ૦—

ભૃગુપતિ આવ્યા જાણ્યું રઘુપતિ, મળ્યા ધાઈ શિર નામી;
દશરથરાયે વિનય કર્યો બહુ, મનમાં અતિ ડર પામી. ૨૩૬

ધનુષ્ય તોડ્યું કોણે મુનિ બોલ્યા, રૂદ્ર પરમ ગુરૂ મારૂં;
રામચંદ્ર પૂરણ પુરૂષોત્તમ, નેક નયન ઉજારૂં. ૨૩૭

લીધો અંશ ખેંચી ભૃગુપતિનો, સ્વયરૂપ માંહી સમાવ્યું;
જઇ તપ સાધો શૈલ મહેંદ્રમાં, સુણી મુનિવર મન ભાવ્યું. ૨૩૮

અતિ આનંદ અયોધ્યા આવ્યા, કર્યો નગર શૃંગાર;
કદલીસ્તંભ ચોક મોતીના, બાંધી બંદન બાર. ૨૩૯

કર્યો પ્રવેશ રાજભુવનમાં, રામચંદ્ર સુખરાશ;
અદ્દ્ભુત ભુવન બિરાજે રત્નમય, સૂરજ કોટિ પ્રકાશ. ૨૪૦

દ્વાદશ વર્ષ વિરાજ્યા બાળક, પછી ભૂમિનો ભાર હર્યો;
કૈકેયીવચન પ્રમાણ કરીને, સત્ય વચન સ્વીકાર કર્યો. ૨૪૧

વચન સમજી નૃપ કાંઈ ન બોલ્યા, જઇ દેવઉપકાર કર્યો;
રામચંદ્ર પિતુઆજ્ઞા માગી, ધરણીધર શો ભાર ધર્યો. ૨૪૨

આ ભૂમિભાર ઉતારવા, રઘુપતિ ઋષિ સુખદેણ;
વનવાસે સીતા સંગ ચાલ્યા, મહાસુખનિધિ રાજીવનેન. ૨૪૩

મારગમાં હરિ કૃપા કરીને, તાર્યો પરમ ભક્ત ઇક જાણ;
ત્યાંથી ચિત્રકૂટ પધાર્યા, જ્યાંહી કરે મુનિ વખાણ. ૨૪૪

---

અવધપુરનું ગમન સિદ્ધ થયું. ( હિંદીમાં 'ગમન' પુલ્લિંગે બોલાય છે માટે 'સીધો' લખ્યા છે ). ૨૩૬ ભૃગુપતિ—પરશુરામ.

૨૩૭ રૂદ્ર ઈ૦—મારા પરમ ગુરૂનું, એ અન્વય. ઉજારૂં—પ્રકાશ કરૂં. નયનથી હું રામને જોઉંછું, એ ભાવ. ૨૩૯ બંદન ઈ૦—બારણે તોરણ બાંધ્યાં ( ! )

૨૪૨ દેવઉપકાર–( રાવણવધાદિ ). ધરણીધર શો—શેષના જેવો. ૨૪૩ રાજિવનેન–કમળલોચન. ૨૪૪ પરમ ભક્ત—નાવિક કે જે ભીલરાજા ગુહકે આશ્રય આપ્યો હતો તે.

વાલ્મીકિમુનિ વસે નિરંતર, કરે રામમંત્ર ઉચ્ચાર;
તેનું ફળ આજે થયું, દર્શન દીધું દેવ મોરાર. ૨૪૫
પૂજા કરી પધરાવ્યા ભવને, કર્યો રામચંદ્ર પરણામ;
વિવિધ વિધિ પૂજા કરીને, ઋષિચરણે શિર નામ. ૨૪૬
બહુ દિન સુધી વસ્યા જગતગુરૂ, ચિત્રકૂટ નિજધામ;
કર્યા સનાથ બહુ મુનિકુળને, બહુ વિધ પૂરી કામ. ૨૪૭
ભરતે જાણ્યો રઘુપતિકેરો, દુઃસહ પરમ વિયોગ;
આવ્યા ધાઇ સંગ સહુ લેઇ, પુરવાસી ગૃહ લોક. ૨૪૮
દશરથ વિણ સહુ ચાલ્યા સત્વર, કોસલપુરના વાસી;
આવ્યા રામચંદ્ર મુખ જોયું, સહુની મટી ઉદાસી. ૨૪૯
રામચંદ્રે ફરી ફરીને જોયું, પિતા ન દીઠા માંય;
મરણ તાતનું સૂચન થાતાં, વિલપ્યા રઘુમણિ ત્યાંય. ૨૫૦
વેદ રીતિ કરી રઘુપતિ સહુ વિધિ, મર્યાદા અનુસાર;
બહુ ભાતે સહુ વિધિ સમજાવ્યો, ભરત કરી મનુહાર. ૨૫૧
ગુરૂ વસિષ્ઠ મુનિ કહ્યું ભરતને, રામ બ્રહ્મ અવતાર;
વનમાં જઇ ઘણા મુનિ તારે, દૂર કરે ભૂભાર. ૨૫૨
વળી નિજ વિશ્વરૂપ જે હરિનું, દેખાડ્યું નિરધાર;
આજ્ઞા માગી પુરમાં પળિયા, પ્રભુનો પામી પાર. ૨૫૩
કેટલાક દિન ચિત્રકૂટમાં, વસ્યા રામ સહ ભ્રાત;
ત્યાંથી ચાલ્યા દંડકારણ્ય, કરતા મધુરી વાત. ૨૫૪
મારગમાં બહુ મુનિજન તાર્યા, વિરાધ રિપુને માર્યો;
વંદન કરી સરભંગ મહામુનિ, મહાદોષ નિવાર્યો. ૨૫૫

---

૨૪૬ ભવને—ભવનમાં. ૨૪૭ સનાથ કર્યા—નાથવાળા કર્યા—આશ્રમ આપ્યો. કામ—મનોરથ. ૨૫૧ મનુહાર—આશ્વાસના. ૨૫૫ વિરાધ—એ નામનો રાક્ષસ.

દર્શન આપ્યું સુતક્ષણ ગૌતમ, પંચવટી પગ ધાર્યો;
ત્યાં દુષ્ટ શૂર્પણખા નારીનું, કાપી નાક અધમ ઉધાર્યો. ૨૫૬
સુણી અસુર પ્રબળ દળ લાવ્યા, ક્ષણમાં રામે માર્યા;
કર્યું કાજ સકળ સુર મુનિનું, ભૂમિભાર ઉતાર્યો. ૨૫૭
અગસ્ત્ય મુનિને આશ્રમ ગયા, ત્યાં બહુ પૂજા પામ્યા;
દિવ્ય વસન આપ્યાં મુનિએ, સંકટના દિન વામ્યા. ૨૫૮
દશકંધરને વેગે મારો, દૂર કરો ભૂભાર;
લોપામુદ્રા દિવ્ય વસન લઇ, આપ્યાં જનકકુમાર. ૨૫૯
શૂર્પણખા જાતી પોકારી, નાક કાન ધરી હાથ;
રાવણ ક્રોધાતુર થયો, ફરકે અધર અતિ ગાત. ૨૬૦
ગયો મારીચ આશ્રમમાં ત્યારે, તેણે બહુ સમઝાવ્યો;
ઉપચાર મારીચનો તેને, ઘણું કર્યે ના ભાવ્યો. ૨૬૧
રામચંદ્ર અવતાર સુણ્યો મેં, મુનિ નારદની પાસ;
પ્રગટ થયા નિશિચર મારવા, સુણી તેહ થયો ઉદાસ. ૨૬૨
લવરી મૂક જો ખડગે તોડું, સુણી મારીચ ડર પામ્યો;
રામચંદ્રને હાથ મરે જન, દુષ્ટપણું તે વામ્યો. ૨૬૩
કપટ કુરંગ રૂપ ધરી આવ્યો, સીતા વિનતિ કરતાં;
રામચંદ્ર કર સાયક લઇને, મારવાને સંચરતા. ૨૬૪
માર્યું ધનુષ્ય બાણ લઈ તાકી, લક્ષ્મણ નામ ઉચાર્યું;

---

૨૫૮ વસન–વસ્ત્ર. ૨૫૯ દશકંધર–દશ માથાંને ધારણ કરનાર—રાવણ. લોપામુદ્રા—અગસ્ત્યની પત્ની. જનકકુમાર—જનકકુમારી ( સીતા ) ને. ૨૬૦ ગાત—ગાત્ર.

૨૬૧ મારીચ–રાવણનો મામો. ૨૬૨ નિશિચર—રાક્ષસ. ૨૬૪ સાયક—બાણ. કુરંગ—મૃગ. આવ્યો—( મારીચ ).

લક્ષ્મણ નામ સુણી ત્યાં આવ્યા, અવસર કૃત્ય વિચાર્યું. ૨૬૫

ધરી કપટ ભેખ ભિક્ષુકનો, દશકંધર ત્યાં આવ્યો;
હરી લીધાં ક્ષણમાં માયા કરી, અસુરાધિપ જે કાવ્યો. ૨૬૬

નાશી જાય ગુમાયુ જંતુ, હરિનો લેઇ ભાગ;
એવે રામચંદ્ર ત્યાં આવ્યા, પરમ પુરૂષ બડ ભાગ. ૨૬૭

જવ માયાસીતા નવ જોઇ, મનમાં થયા ઉદાસ ;
પૂછવા લાગ્યા રામદ્રુમગણ, ધરી ઘણો દુઃખરાશ. ૨૬૮

મારગમાં જટાયુ ખગ જોયો, વિકળ થયો તન હીન;
વિનતિ કરી રામ મેં તે શું, લઢતાં કીધો દીન. ૨૬૯

જ્યારે તન તજ્યું ગૃધ્રપક્ષી, રઘુપતિએ બહુ વિધિ કીધી;
જાણી સખા-દશરથકેરો, સ્વયભુવન ગતિ દીધી. ૨૭૦

મારગમાં કબંધરિપુ માર્યો, સુરપતિ કાજ સુધાર્યું;
પંપાપુર હરિ તરત પધાર્યા, જળનું દૂષણ નિવાર્યું. ૨૭૧

શવરી પરમ ભક્ત રઘુપતિની, બહુ દિનની દાસી;
તેનાં ફળ આરોગ્યા રઘુપતિ, પૂરણ ભક્તિ પ્રકાશી. ૨૭૨

આપી મુક્તિ શવરીને ચાલ્યા, રઘુપતિ રઘુમણિ આગે;
સીતા સીતા વિલપે ડોલે, પરમ વિરહ મન લાગે. ૨૭૩

રવિનંદન જ્યારે મળ્યા રામને, વળી ભેટ્યા હનુમાન;

---

૨૬૭ ગુમાયુ જંતુ ( ગોમાયુ જંતુ )—શિયાળ નામનો પ્રાણી. હરિનો—સિંહનો.

૨૬૮ માયાસીતા—માયાવડે કરેલી સીતા. (ખરી સીતાનું હરણ થયું નથી એમ કેટલેક ઠેકાણે કથન કરેલું છે ). દ્રુમગણ—વૃક્ષ સમૂહને.

૨૬૯ ખગ-પક્ષી. વિકળ-અંગ રહિત. ( તેની પાંખો રાવણે તોડી નાંખી હતી માટે ).

૨૭૧ કબંધરિપુ—એ નામનો રાક્ષસ. ૨૭૨ શવરી—ભીલડી. ( શબર—ભિલ્લ )

પોતાની વાત હરિને કીધી, વાળી વડો બળવાન. ૨૭૪
સપ્ત તાલ વેધ્યા હરિએ ઝટ, વાળી ક્ષણમાં માર્યો;
આપ્યું રાજ રામ રવિનંદન, અર્થ સહુ વિધિ સાર્યો. ૨૭૫
સપ્ત દ્વીપનું કપિદળ આવ્યું, જોડી સેન અપાર;
સીતા શુદ્ધિ લેવા ચાલ્યા, કપિ ખોળે વિપિન મોઝાર. ૨૭૬
જળનિધિતીર ગયા સહુ કપિ મળી, સુણી સંપાતિની વાણ;
લંકા વસે સીતા રિપુવનમાં, થયું વાનરને જાણ. ૨૭૭
રામચરણ કરી સ્મરણ મનમાં, ચાલ્યા પવનસુત ધાઈ;
રામ પ્રતાપે વિઘ્ન સહુ મટિયાં, પેઠા નગર સુખ પાઇ. ૨૭૮
ધરી લઘુરૂપ પ્રવેશ કર્યો, કપિ લંકા નગર મોઝાર;
રામભક્ત નિજ જાણી વિભીષણ, ભેટ્યા તેણી વાર. ૨૭૯
તેણે સરવે ભેદ બતાવ્યો, જોઇ કપિએ લંક;
રામચરણ ધરી હૃદય મુદિતમન, વિચર્યા ફરી નિઃશંક. ૨૮૦
અશોક વાટિકા જોઇ જઇને, દર્શન સીતા કીધું;
કરી દંડવત્ બહુ વિનતિ કરી, રામમુદ્રિકા દર્શન લીધું. ૨૮૧
સર્વ સંદેશા કહ્યા સીતાને, તે તો હૃદયે રાખ્યા;
રામને સંદેશો કે'જો, સીતા એવું ભાખ્યાં. ૨૮૨
લાગી ભૂખ ચાલ્યા ઉપવનમાં, નાનાવિધ ફળ ખાય;
વિટપ ઉખાડી ઉજડ વિપિન કરી, કપિવર ત્યાંથી જાય. ૨૮૩
સુણી પોકાર નિશિચર બહુ આવ્યા, કપિએ સહુ સંહાર્યા;
ઇંદ્રજિત બાગ નિધિ ત્યાં આવ્યો, બ્રહ્મઅસ્ત્રથી માર્યા. ૨૮૪

---

૨૭૪ રવિનંદન—સુગ્રીવ. ૨૭૫ તાલ—તાડવૃક્ષ. ૨૭૬ વિપિન—વન. ૨૭૭ જળનિધિ—સમુદ્ર. સંપાતિ—એ નામનો ગીધપક્ષી.
૨૮૦ મુદિતમન—હર્ષયુક્ત મનથી. ૨૮૩ વિટપ—વૃક્ષ.

બંધાઈ તેથી કપિ ચાલ્યા, મહાપાવન સુત ધીર;
રાવણે બહુ જ્ઞાન સમજાવ્યું, કથ કથ કથા ગંભીર. ૨૮૫

ચાલ્યા છોડાવી ક્ષણમાં ત્યાંથી, બાળી સરવે લંક;
કૂદી ચાલે ગજમાં જ્યે કરી, જેમ મૃગરાજ નિઃશંક. ૨૮૬

આવ્યા તીરે સમુદ્ર મળ્યા કપિ, મળ્યા આવી જ્યાં રામ;
સુણી સુણી કથા શ્રવણ સીતાની પુલકિત અતિ અભિરામ. ૨૮૭

મેળવી કપિકટક ચાલ્યા, ક્ષણમાં બાંધ્યો સેત;
ઉતરી ચાલ્યા લંકામાં તે, વિજયધ્વજા સંકેત. ૨૮૮

મોકલ્યો વાળીકુમાર વિષ્ટિને, ( વિનયે ) સમજાવ્યો બહુ વાર;
માન્યું નહિ કાળ વશ માટે, ફરી આવ્યો સુકુમાર. ૨૮૯

અશરણ શરણ ઉદાર કલ્પતરૂ, રામચંદ્ર રણધીર;
રિપુ ભ્રાતા જાણ્યો જ્યમ વિભીષણ, નિશિચર કુટિલ શરીર. ૨૯૦

રાખ્યો શરણ લંકેશ કરી પુનિ, નિશિચર માર્યા જ્યાર;
માયા કરી અસુરે નાના વિધ, રામે કર્યો સંહાર. ૨૯૧

કુંભકરણ ને ઇંદ્રજિત જે, મહાબળી બળ સાર;
ક્ષણમાં ખાધા મુનિવરને, વળી ક્ષત્રી બળી અપાર. ૨૯૨

કર્યો પ્રસાદ શાંતના કરીને, રાજ વિભીષણ દીધું;
પુનિ મંદોદરી અચલ આયુવતી, કરી અભયદાન ત્યાં કીધું. ૨૯૩

સમાધાન સુરગણનું કરીને, અમૃતમેઘ વરસાવ્યો;
કૃપાદૃષ્ટિ અવલોકન કરીને, હત કપિકટક જીવાડ્યો. ૨૯૪

---

૨૮૭ પુલકિત—રોમાંચ. ૨૮૮ સેત—સેતુ. વિજયધ્વજા—વિજયનું નિશાન ફરકાવવાનો સંકેત કરી. ૨૮૯ વાળીકુમાર—અંગદ. કાળ વશ—મૃત્યુને વશ થયેલો.

૨૯૦ કુટિલ શરીર—વાંકા શરીરવાળો. ૨૯૩ પ્રસાદ—કૃપા. શાંતના—સાંત્વન. ૨૯૪ સુરગણ—દેવનો સમૂહ. કૃપાદૃષ્ટિ—કૃપાદૃષ્ટિવડે. હત થ૦—હણાયલા વાનરના સૈન્યને જીવાડ્યું.

નિશિચર મુક્ત કર્યા સહુ માધવ, જીવાડ્યો નહિ કોય;
નિર્ભય થયા લંકેશ વિભીષણ, રામ લક્ષ્મણ નૃપ સોય. ૨૯૫
સીતા મળ્યાં બહુ સુખ પામ્યાં, ધર્યું રૂપ નિજ માય;
પુષ્પકયાન બેશીને ચાલ્યાં, સ્વયભુવન ભણી ત્યાંય. ૨૯૬
ચાલ્યા પવનસુત વિપ્રરૂપ ધરી, આપી ભરત વધાઇ;
જાણી દૂત રઘુપતિનો પ્રમુદિત, ભરત મળ્યા તવ ધાઇ. ૨૯૭
સુણી નગર સર્વે સુખ માન્યું, જ્યાં ત્યાંથી મળિયા લોક;
રામચંદ્ર પુનિ મળ્યા ભરતને, આનંદ ઉર અશોક. ૨૯૮
કર્યો પ્રવેશ અયોધ્યામાં તવ, ઘેર ઘેર થઇ વધાઇ;
મંગલ કળશ ધર્યો ઘર ઉપર, સરસ કરી સજાઇ. ૨૯૯
રાજભવનમાં રામ પધાર્યા, ગુરૂ વસિષ્ઠ મળિયા ત્યાંય;
શીશ નમાવી બહુ પૂજા કરી, આનંદ્યા મન માંય. ૩૦૦
સમાધાન સહુકેરૂં કરતા, કરવા દર્શન આવે;
કૌશલ્યા કૈકેયી સુમિત્રા, સર્વને મન હરિ ભાવે. ૩૦૧
બેઠા રામ રાજસિંહાસન, જગમાં ફરી દુવાઇ;
નિર્ભય રાજ્ય રામનું કહેવાયે, સુરનર મુનિ સુખદાઇ. ૩૦૨
ચાર મૂર્તિ ધરી દર્શન કરવા, આવ્યા ચાર વેદ ધરી રૂપ;
સ્તુતિ કરી ઘણી નાનાવિધની, રીઝ્યા કોસલભૂપ. ૩૦૩
શિવ વિરંચી નારદ સનકાદિક, સહુ દર્શનને આવ્યા;
રામ રાજ્ય બેઠા જાણીને, સર્વે સુખિયા કાવ્યા. ૩૦૪
લોકપાળ અતિશે મન હરખ્યા, સરસ સુમન વરસાવ્યાં;
પુષ્પવિમાન કુબેરને મોકલી, સુરનાં દુઃખ તજાવ્યાં. ૩૦૫

---

૨૯૬ માય ૦—સીતાએ પોતાનું માયારૂપ તજીને સત્યરૂપ ધર્યું. પુષ્પકયાન—પુષ્પક વિમાન. ૨૯૭ પ્રમુદિત—અતિ હર્ષ પામેલા.

૩૦૩ કોસલભૂપ—કોસલ દેશના રાજા-રામ. વિરંચિ-બ્રહ્મા. ૩૦૫ લોકપાળ-દેવ. સુમન—પુષ્પ.

સ્વધામ મોકલિયા સર્વે, પુરવાસી સહુ લોક;
જય જય શ્રીરામ કલ્પતરૂ, પ્રગટ્યા અવધપુર અશોક. ૩૧૬

દુષ્ટ નૃપતિ જ્યારે થયા, ત્યારે ધર્યું ભૃગુપતિનું રૂપ;
ક્ષણમાં ભૂમિભાર ઉતાર્યો, પરશુરામ દ્વિજ ભૂપ. ૩૧૭

વ્યાસરૂપ લેઈ વેદ વિસ્તાર્યા, કર્યાં પ્રગટ પુરાણ;
નાના વાક્યે ધર્મજ સ્થાપ્યો, તિમિર હરણ ભૂમિભાણ. ૩૧૮

બુધરૂપ કલિ ધર્મ પ્રકાશ્યો, દયા એ સહુનું મૂળ;
પાખંડવાદને દૂર કર્યો હરિ, કર્યું ભક્તને સહુ અનુકૂળ. ૩૧૯

કલિયુગ આદિ અંત કૃતયુગની. થશે કલ્કિ અવતાર;
મારી મ્લેચ્છ ધર્મ ફરી થાપ્યો, થયો જગ જય જયકાર. ૩૨૦

કર્મવાદ સ્થાપન કરવાને, પ્રગટ્યા પૃશ્નિગર્ભ અવતાર;
સુધાપાન આપ્યું સુરગણને, થયો જગ જશ વિસ્તાર. ૩૨૧

અસુરને વ્યામોહ કર્યો હરિ, ધર્યું મોહિનીરૂપ;
અમૃતપાન કરાવી સુરને, કીધું ચરિત અનુપ. ૩૨૨

તદ્વત્ ભૂમિભાર ઉતારવા, હરિ હળધર અવતાર;
કાલિંદી આકર્ષણ કીધું, માર્યા હરિએ દૈત્ય અપાર. ૩૨૩

ગજ ગ્રાહ લઢ્યા જળમાં અતિ, હરિસ્મરણ એકે કીધું;
ગરૂડે ચઢી ગોવિંદ પધાર્યા, જય ભક્તને સુખ દીધું. ૩૨૪

વળી બહુ અસુર વધ્યા પૃથ્વી પર, કર્યો અનર્થ વિસ્તાર;
સત્યસેન પ્રગટ્યા વિશ્વંભર. કર્યું સત્ય અપાર. ૩૨૫

---

૩૧૬ સ્વધામ–વૈકુંઠમાં. કલ્પતરૂ–કલ્પવૃક્ષ જેવા. ૩૧૭ ભૃગુપતિનું–પરશુરામનું. ૩૨૧ પૃશ્નિગર્ભ–પૃશ્નિ નામે બ્રાહ્મણીનો ગર્ભ. ૩૨૨ વ્યામોહ–અતિશય મોહ. ૩૨૩ હળધર—બળદેવ. ૩૨૪ ગ્રાહ—મગર.

૩૨૫ સત્યસેન—ભગવાનનો એક અવતાર.

સ્વવૈકુંઠ વસાવી રમાપતિ, કર્યું રમાશુ હેત;
વિનતિ સુણી કમળાની કેશવ, કીધો સુખ સંકેત. ૩૨૬

બ્રહ્મચર્યના સ્થાપન કારણ, ધર્યો વિભુ અવતાર;
જ્યાં ત્યાં મુનિવર નિજ મર્યાદા, થાપી અધિક અપાર. ૩૨૭

અજિતરૂપ થઈ શૈલ ધર્યો હરિ, જળનિધિ મથવા કાજ;
સુર અસુર ચકિત થયા જોઈ, કર્યાં ભક્તનાં કાજ. ૩૨૮

બલિરાજાએ દેવપુર લીધું, વાસવ વિભવ છોડાવી;
અદિતિ દુખિત થઈ કશ્યપશું, વિનતિ કરવા આવી. ૩૨૯

ત્યારે કશ્યપ મુનિ કહે, પયોવ્રત કરો વિધિ અનુસાર;
તેની કુક્ષીએ અવતર્યા હરિ, લેઈ વામન અવતાર. ૩૩૦

ભાદ્રપદ શ્રવણ દ્વાદશી શુભ દિન, ધર્યું વિપ્ર હરિ રૂપ;
શિવ વિરંચી સનકાદિક આવ્યા, કરવા વંદન સુખ ભૂપ. ૩૩૧

યજ્ઞોપવીત વિધ્યુક્ત કરી વિધિ, સહુ સુરે ભિક્ષા દીધી;
વામનરૂપ ધરી હરિ દ્વિજવર, બળિની મનશુદ્ધિ કીધી. ૩૩૨

દંડ કમંડળ હાથ વિરાજે, ઓઢી લીધી મૃગછાલા;
ધરી બટ્ટરૂપ ચાલ્યા વામનજી, અંબુજનયન વિશાળા. ૩૩૩

સુરજ કોટિ પ્રકાશ અંગમાં, કટિ મેખળા વિરાજે;
કરી વેદધ્વનિ નૃપ દ્વારે રહી, જાણે મહાઘન ગાજે. ૩૩૪

સુણી ધાઈ આવ્યો બળિરાજા, ચરણમાં શિર નામ્યું;

---

૩૨૬ સ્વવૈકુંઠ–રમાવૈકુંઠ. ૩૨૮ શૈલ—પર્વત. ૩૨૯ દેવપુર—ઇંદ્રની રાજધાની અમરાવતી. વાસવ–ઇંદ્ર. વિભવ—વૈભવ. ૩૩૦ પયોવ્રત—દૂધ ખાઈને રહેવાનું એક વ્રત. કુક્ષિ—કૂખ.

૩૩૨ યજ્ઞોપવીત વિધ્યુક્ત—જનોઈ દેવાના વિધિમાં કહ્યા પ્રમાણે. મનશુદ્ધિ કી૦—બલિના મનમાં ગર્વ હતો તે તજાવ્યો.

૩૩૩ બટુ–બટુક. અંબુજનયન–કમળનેત્ર. ૩૩૪ નૃપદ્વારે–બાલિરાજાના બારણા આગળ.

વિનતિ કરી બહુ સુખ માન્યું, આજ અમો તજ્યું નકામું. ૩૩૫

ચાલ્યો વિપ્ર યજ્ઞશાળામાં, જ્યાં દ્વિજવર સહુ રાજે;
આવ્યા બ્રહ્મસભામાં વામન, સૂરજ તેજ વિરાજે. ૩૩૬

નૃપ કહે કાંઈ દ્વિજવર માગો, રત્ન ભૂમિ મણિ દાન;
હય ગજ હેમ રત્ન પાટાંબર, આપુ પ્રગટ પ્રમાણ. ૩૩૭

તવ બોલ્યા વામન મુખ વાણી, સુણ પ્રલ્હાદકુળ ભૂપ;
બહુ પ્રતિગ્રહ લેતાં દ્વિજજન, જઈ પડે ભવકૂપ. ૩૩૮

ત્રણ પગલાં વસુધા મારે જોઇએ, પર્ણકુટીને કાજ;
નૃપતિએ ભૂમિ સંકલ્પ કીધો, ત્યારે વધ્યા મહારાજ. ૩૩૯

એક પગે વસુધા સહુ માપી, એક પગે સુરલોક;
એક પગલું આપો બળિરાજા, તો થાઓ વણ શોક. ૩૪૦

માપો દેહ અમારો દ્વિજવર, જે સંકલ્પ મેં કીધો;
સુણી પ્રસન્ન વામન એમ બોલ્યા, તેં વશ મુજને કીધો. ૩૪૧

સદા દ્વાર તારે ઊભો રહી, દર્શન દેઉં તુજને;
માયા કાળ કદી નહિ વ્યાપે, નરવર જાણ્યો તેં મુજને. ૩૪૨

સુતળ લોકમાં સ્થિર કરી સ્થાપ્યો, જ્યાં વિભૂતિ અતિ ભારી;
ધરી ગદા દ્વારપર ઊભા, વામન બ્રહ્મ મુરારિ. ૩૪૩

સ્વર્ગ લોક દીધો સુરપતિને, પુનિ થિર કરી કર થાપ્યો;
નિગમ નેતિ કહી રટે નિરંતર, શત્રુસમૂહ સહુ કાપ્યો. ૩૪૪

વામનરૂપ બ્રહ્મ હરિ પ્રગટ્યા, જેનો જશ જગ ગાય;
શેષ સહસ્ર મુખ રટે નિરંતર, પાર સુરીનરથી ન પમાય. ૩૪૫

---

૩૩૫ નકામું—તુચ્છ વૈભવ સુખ વગેરે. ૩૩૮ પ્રતિગ્રહ—દાન.

૩૩૯ વસુધા—પૃથ્વી. પર્ણકુટી—ઝૂંપડી. ૩૪૨ નરવર—હે નરવર!
૩૪૩ વિભૂતિ-વૈભવ.

પુનિ બળિરાજા સ્વર્ગલોકમાં, સ્થાપશે મા' હરિરાય;
સાર્વભૌમ અવતાર ધારશે, શ્રીવામન સુખદાય. ૩૪૬
પુનિ વિભુરૂપ એક હરિ લેશે, સકળ જગત કલ્યાણ;
કપટ ખંડ પાખંડ અસુરનાં, કરી થાપે ભક્ત નિદાન. ૩૪૭
વિશ્વકસેન રૂપ હરિ લેઈ, કરશે શિવનું હેત;
અસુર મારી સહુ વિડારી, આપ્યું રૂદ્ર નિકેત. ૩૪૮
ધર્મસેતુ થઇ ધર્મ વધાર્યો, ભૂમિનું ધારણ કીધું;
શેષરૂપ થઇ ધરા શિર લઇ, સર્વ જગત સુખ દીધું. ૩૪૯
અંતરયામી પાલન કારણ, નિજસુધર્મ ધરી રૂપ;
અન્નદાન દેઇ સહુ જગ પોષ્યું, કર્યું કાજ સુરભૂપ. ૩૫૦
યોગપંથ પાતાંજલિ ભાખ્યો, તે ક્ષીણ સહુ જાણ્યો;
યોગીશ્વર વપુ ધરી પ્રભુ પ્રગટ્યા, યોગ સમાધિ પ્રમાણ્યો. ૩૫૧
ક્રિયાપંથ શ્રુતિએ જે ભાખ્યો, તે સહુ અસુરે મટાડ્યો;
વૃહદ્ભાનુ થઈ હરિ પ્રગટ્યા, તે ક્ષણમાં હરિ પ્રગટાવ્યો. ૩૫૨
એવા અનેક અવતાર કૃષ્ણના, કો કરી શકે વખાણ;
દયા પ્રીતમે વર્ણવ્યા તે તે, જે વ્યાસે કથ્યા પુરાણ. ૩૫૩
અંશ કળા અવતાર શ્યામના, કવિથી નવ કહેવાય;
જ્યાં જ્યાં ભીડ પડે ભક્તોને, ત્યાં ત્યાં વપુ ધરી જાય. ૩૫૪
માયાકળા ઇશ ચતુરાનન, ચતુર્વ્યૂહ ધરી રૂપ;
વાયુ વરૂણ યમ કુબેર શશિ, મૃત્યુ અગ્નિ સુરભૂપ. ૩૫૫
રવિ શશિ મરીચિ સુરગુરૂ, વળી ચાર વેદ વપુ જાણ;

---

૩૪૬ સાર્વભૌમ—ચક્રવર્તિ. ૩૪૮ નિકેત—સ્થાન. ૩૫૪. અંશ કળા—અંશેકરીને અને કળાએ કરીને. ૩૫૫ માયા કં૦—ઇશ અને ચતુરાનન (બ્રહ્મા) વગેરે હરિની માયાકળા છે. સુરભૂપ—ઇંદ્ર. વાયુ આદિ આઠ દેવ એ આઠ લોકપાળ કહેવાય છે.

જગ પ્રાકટ્ય કરવા પ્રજાપતિ, પ્રગટ્યા કળા નિધાન. ૩૫૬
જે જે ભૂપ થયા ભૂમંડળ, લોકપાળ નિજ જાણ;
નિજ મહિમા હરિ પ્રગટ કર્યો છે, વિધિનું વચન પ્રમાણ. ૩૫૭
સુર અસુર રચી હરિ રચના, જગ પ્રગટ એમ કીધું;
ક્રીડા કરી બહુ નાના વિધની, નિગમાગમ સુખ લીધું. ૩૫૮
એ વિધિ હોળી ખેલ ખેલતા, બહુ રીતે સુખ લીધું;
ધરી અવતાર જગતમાં નાના, હરિજનને સુખ દીધું. ૩૫૯
અંશ કળા અવતાર બહુ વિધિ, રામકૃષ્ણ અવતારી;
સદા વિહાર કરે વ્રજમંડળ, નંદસદન સુખકારી. ૩૬૦
નિત્ય અખંડ અનુપ અનાગત, અવિગત અનઘ અનંત;
જેનું આદિ કોઈ ન જાણે, કોઇ ન જાણે અંત. ૩૬૧
લીલાકેરો હરિએ ચાંચો, પ્રગટવા વિસ્તાર;
શ્રીવૃષભાનુરૂપ થઈ પ્રગટ્યા, મુનિ વ્રજરાજ ઉદ્દાર. ૩૬૨
વિદ્યા બ્રહ્મ કહેવાઇ યશોમતી, મનાચો તે કૂખે અવતાર;
સોળ કળા ચંદ્રની પ્રગટી શું. કરી તિમિર સંહાર. ૩૬૩
વળિ વસુદેવ દેવકીની કૂખ, પહેલા હરિવર જન્મ્યા;
પૂરણ ભાગ્યવડે યદુકુળમાં, પ્રગટ થયા અજન્મા. ૩૬૪
અષ્ટમી બુદ્ધ રોહિણી આવી, શંખ ચક્ર વપુ ધાર્યાં;
લસે કુંડળ કિરીટ મહાદ્યુતિ, વપુ વસુદેવ નિહાળ્યાં. ૩૬૫

---

૩૫૬. સુરગુરૂ—બૃહસ્પતિ. પ્રાકટ્ય-પ્રકટપણું. ૩૫૮ નિગમાગમ-વેદને જેની ખબર ન પડે એવું. ૩૬૧ અનાગત—જે કદી આવેલા નહિ પણ જે સદૈવ છેજ, એવા. અવિગત—જ્યાં કોઇની ગતિ પોહોચતી નથી એવા. અનઘ—પાપ રહિત.

૩૬૩ વિદ્યા ઈ૦—યશોદા એ બ્રહ્મવિદ્યાનું રૂપ છે. તિમિર—અંધકાર. ૩૬૫ અષ્ટમી ઈ૦—અષ્ટમી બુધવારે રોહણી નક્ષત્રના યોગમાં. લસે—શોભે.

સ્તુતિ કરી બહુ નાના વિધિએ, રૂપ ચતુર્ભુજ દેખી;
પીતાંબર ને શ્યામ જલદવપુ, નિરખી સફળ દિન લેખી. ૩૬૬

તવ હરિ કે' જન્મ ધર્યો અમે, ત્રણ વાર તમ ઘેર;
પૃશ્નિગર્ભ દેવ બ્રાહ્મણ, વળી કૃષ્ણ રૂપની પેર. ૩૬૭

માગો સકળ મનોરથ મનના, મનવાંછિત ફળ આપું;
શંખ ચક્ર ગદા પદ્મ ચતુર્ભુજ, અજન જન્મને માપું. ૩૬૮

(આ) ભૂમિભાર ઉતારવા કારણ, હળધરને સંગ લાવ્યો;
ક્રીડા કરૂં લોક પાવન કરી, હરિજન કારણ આવ્યો. ૩૬૯

પ્રાકૃતરૂપ ધર્યું હરિ ક્ષણમાં, શિશુ થઇ રોવા લાગ્યા;
તવ વસુદેવ દેવકી જોતાં, પરમ પ્રેમ અનુરાગ્યા. ૩૭૦

દીન દેવકી એણી પેરે બોલ્યાં, નૃપની નહિ પતીજ;
વસુદેવજી ગોકુળ લેઈ જાઓ, તો પ્રગટે મન રીજ. ૩૭૧

હરિને લેઈ પારણે મૂક્યા, પીતાંબર ઓશાડ્યું;
પારણું શીશ ધરીને ચાલ્યા, વસુદેવનું ટળ્યું આડું. ૩૭૨

ગોકુળ ચાલ્યા પ્રેમાતુર થઇ, ઉઘડ્યાં કપટકપાટ;
ઉંઘ્યાં શ્વાન પેરેગિર સૂતા, સર્વ મુક્ત થઈ વાટ. ૩૭૩

વસુદેવજીએ વાટ લીધી વર, રેન સૈનમાં પેર;
કાજળ જેવી કાળી રાતે, ચાલ્યા નંદને ઘેર. ૩૭૪

શેષ સહસ્ર ફણ ઉપર છાયે, ઘનના બિંદુ બચાવે;

---

કિરીટ-મુકુટ. મહાધ્વનિ-મોટા અવાજવાળાં (કુંડળ અને કિરીટ). ૩૬૬ જલદવપુ—મેઘ સરખું શરીર.

૩૬૮ અજન ઇ૦—હું અજન (જન્મ વગરનો) છું તે તમારા જન્મને માપું—તમારે જન્મ લેવો ન પડે તેમ કરૂં. ૩૭૦ પ્રાકૃત—સામાન્ય મનુષ્ય જેવું. ૩૭૧ નૃપની—કંસની. પતીજ—વિશ્વાસ. ૩૭૩ કપટકપાટ—કપટવડે બંધ કરેલાં કમાડ. ૩૭૪ રેન ઇ૦—રાતે સૈન્યમાં પેરથી.

આગળ સિંહ ગાજતા આવે, નિર્ભય વાટ જણાવે. ૨૭૫
યમુના અતિ જળપૂર વહે તે, ચરણકમળથી સ્પર્શી;
મારગ આપ્યો રામને સિંધુ, તેમ નંદભવન ભવદર્શી. ૩૭૬
આવી પહોચ્યા મનહર મંદિર, નેક ન શંકા કીધી;
બાળક મૂકી બાળા લીધી, સુરતિ ગમનની કીધી. ૩૭૭
લેઇ વસુદેવ તરત ઘેર આવ્યા, કોઇએ વાત ન જાણી;
જ્યારે રોવા લાગી ત્યારે, સહુએ વાત પિછાણી. ૩૭૮
બાળક પ્રકટ્યું કહ્યું કંસને, કે દોડી ઝટ આવ્યો;
કર ખડગ ધરી દેવકીશુ બોલ્યો, તેં બાળક ક્યાંહી છુપાવ્યો. ૩૭૯
દેવકી દીન અધીન થઇ કે', મેં બાળક નથી જાયો;
આ કન્યા બચાવો ભાઈ, એમ કહી નૃપ વા'યો. ૩૮૦
કંસ વંશનો નાશ કરે છે, સરસ સમજ શીં આણી;
તે કે' થઈ અનાહત વાણી, તેથકી તું શું અજાણી. ૩૮૧
એમ કહી કન્યા માગી લીધી, નેક શંક ન આણી;
શિલા પટકતાં ગઇ આકાશે, કંસ પ્રતીત ન માણી. ૩૮૨
થઈ આકાશવાણી સુરદેવી, કંસ અહીં હું આવી;
તારા શત્રુ પ્રગટ્યા વ્રજમાં, લેખ લખ્યા જે ભાવી. ૩૮૩
જેમ મીન કરે જળક્રીડા, જળમધ્યે રહી સમાઈ;
તેમ કાળ પ્રકટ વસેછે, દુષ્ટ દમન દુઃખદાઈ. ૩૮૪
અંતરધ્યાન થઇ સુરદેવી, કંસ પ્રતીત જે માણી;
પુનિ વસુદેવ દેવકીને ગૃહ, કંસ ગયો તેહ જાણી. ૩૮૫

---

૩૭૬ તેમ ઇ૦—તેમ ભવદર્શી ( સર્વના જન્મના જોનાર—જાણનાર—પરમેશ્વર )ને નંદના ભવન ભણી જવાનો મારગ યમુનાએ આપ્યો.

૩૭૭ સુરતિ—સારી પ્રીતિ. ૩૮૧ અનાહત વાણી—આકાશવાણી.

ક્ષમા અપરાધ દેવકીજી કીજે, મનમાં ન લાવશો કાંઈ;
શિશુ અપરાધ કરી મેં માર્યા, તમો પરમ ધરો પ્રભુતાઈ. ૩૮૬
વળી ઘેર આવી સેજમાં સૂતો, નેક નિંદ્રા નવ આવી;
દેશદેશથી દૂત બોલાવી, વાત અંતર ઠસાવી. ૩૮૭
દાની હીન જે અસુર મહાબળી, કરવા લાગ્યા શું શું;
જાણે નહિ તન ભાર ઉતરશે, ઇચ્છ્યું જળ માખણ એ શું. ૩૮૮
ભોર ભયે યશોમતી ગૃહ આનંદ, સાર મંગળચાર વધાઇ;
જાગતાં પુત્રનું મુખ જોયું, હૃદયા ગત ફૂલાઇ. ૩૮૯
જેવો શશિ પ્રગટે પ્રાચી દિશ, સકળ કળા ધરી પૂર;
યશોમતી કૂખ આવી હરિ પ્રગટ્યા, અસુરતિમિર કર દૂર. ૩૯૦
નંદરાય ઘેર આનંદ વાધ્યો, મહાસુખ પામ્યા ગોપ;
વિપ્ર બોલાવી વેદ ધૂનિ કરી, સ્વસ્તિવચન આરોપ. ૩૯૧
જાતકર્મ કરી પિતૃ પૂજી, દેવ પૂજા વિપ્રને આપી;
બે લક્ષ ધેનુ દાનમાં દીધી, જે સુખ જાય ન માપી. ૩૯૨
પર્વત સાત તિલના કીધા, રત્ન ઓઘ મેળવિયા;
માગધ સૂત બંદીજન આદિક, માગણ બહુ ભેળવિયા. ૩૯૩
વાજાં વિચિત્ર પ્રકારે વાજે, ઘોષ ગગનમાં ગાજે;
સુર સુમન વરસાવે રાજે, વિમાન શોભે સાજે. ૩૯૪
બંદનવાર સાથિયા સાધ્યા, ધ્વજા બાંધી અપાર;
કનકકળશ પ્રતિ પૌર વિરાજે, મંગળ ચાર વિચાર. ૩૯૫

---

૩૮૮ જળ માખણ—જળમાંથી માખણ કાઢવા જેવું. અર્થાત્ વ્યર્થ. ૩૮૯ ભોર—સવાર. ભયે—થયે. મંગળચાર—મંગળ આચાર. હૃદયા ગત ફૂલાઈ—હૃદયમાં ફૂલાઇ ગઈ. ૩૯૦ પ્રાચી—પૂર્વ. ૩૯૭. તિલ—તલ. માગધ—સ્તુતિ પાઠક જાચક. ૩૯૪. ઘોષ—અવાજ.

૩૯૫ બંદનવાર—બારણે તોરણ બાંધ્યાં. પ્રતિ પૌર—પ્રત્યેક પરથી (?)

સુરભિ વૃષભ શૃંગાર્યા બહુ વિધિ, હળદર તેલ લગાવી;
સુવર્ણમાળ વિચિત્ર ધાતુ ધરી, અંગ અંગ ચિત્ર બનાવી. ૩૯૬
આવ્યા ગોપ ભેટ લેઈ લેઈ, ભૂષણ વસન સોહાવી;
નાના વિધિ ઉપહાર દૂધ દધિ, ધર્યાં આગે શિર નમાવી. ૩૯૭
યશોમતી ગૃહ પુત્ર પ્રગટ થયો, જાણી સકળ વ્રજનારી;
મંગળ સાજ સમારી હાથ લેઈ, ઘર ઘર મંગળકારી. ૩૯૮
અતિ આતુર થઇ ચાલી સમૂહમાં, શિર સુમનસ્ વરસાવે;
જાણે રીઝી મધુપ ધરણીને, સરસપણે દરશાવે. ૩૯૯
જે પો'ચે મહામંદિરમાં, તે કરે કુલાહલ ભારી;
દરશન કરે યશોમતી બાળનાં, લેઇ લેઇને બલિહારી. ૪૦૦
નાચે ગોપ પરસ્પર સહુ મળી, છાંટે છે નવનીત;
હળદર દૂધ દધિ જળ સિંચે, તન મનમાં ધરી પ્રીત. ૪૦૧
ધન્ય ધન્ય યશોમતી બાળા, કે'તી સહુ વ્રજનાર;
આવો સુત તારે ઘેર પ્રગટ્યો, આ વ્રજનો શૃંગાર. ૪૦૨
યશોમતી રાણી દેતી વધાઈ, ભૂષણ રતન અપાર;
રોહિણી માતા ફૂલી ફરે છે, નખશિખ ધરી શૃંગાર. ૪૦૩
આશિષ આપી ગઈ વ્રજનારી, ઉપજ્યો મોદ સુખકારી;
ગ્રહપૂજન સહુ કર્યું વેદવિધિ, નંદરાય વિસ્તારી. ૪૦૪
દેશ દેશથી માગણ આવ્યા, મનવાંચ્છિત ફળ પામ્યા;
કોણ કહે દશોધિ એને, આનંદના ઘન જામ્યા. ૪૦૫
તે દિનથી સઘળાએ વ્રજમાં, રમારૂપ દેખાડ્યું;

---

૩૯૭. વસન—વસ્ત્ર. ઉપહાર—ભેટ. દધિ-દહીં. ૩૯૯. સુમનસ્—પુષ્પ. મધુપ—વસંત (?) ૪૦૧ નવનીત-માખણ. ૪૦૪ મોદ—હર્ષ. ૪૦૫ દશોધિ—દસુંદી (ભાટ).

નિજકુળ વૃદ્ધ જાણી એક માગણ, ગોવર્દ્ધન પેખાડ્યું. ૪૦૬
પરમ ઉદાર મહાવ્રજપતિએ, તેને નિકટ બોલાવ્યો;
વાજે છે ડફ ખંજરી નૂપુર, નાના ભાતિ નચાવ્યો. ૪૦૭
ધોતી પોતી અને પિછોડી, માગણને પે'રાવી;
હરી દરિયાઇ અર્પણ કીધી, લલુતા સહુ તજાવી. ૪૦૮
બહુ દાન દીધાં ઉપનંદે, રતન કનક મણિ હીર;
ધરાનંદ ધન બહુ આપે છે, જેમ વરસે ઘનનીર. ૪૦૯
કુંડળ કાન કંઠમાં માળા, ધ્રુવનંદ અતિ સુખ પામ્યો;
શીધું ઘણું સુરસુરાનંદને, તૃપ આપે નવ વામ્યો. ૪૧૦
કર્માધર્માનંદ કહે છે, ઘણું દાન અપાવ્યું;
વ્રજરાણી માગણને આપે, માગણપદ તજાવ્યું. ૪૧૧
ચાલ્યા ભુવને આશિષ આપી, દ્વય નિર્ભય કીર્તિ ગાય;
જેણે યાચ્યા ઉદાર વ્રજપતિ, તે યાચક નવ કહેવાય. ૪૧૨
નાના વિધનાં વિવિધ ખિલોનાં, રતન અધિક અમોલ;
તે લેવા મથુરામાં ચાલ્યા, આનકદુંદુભિ બોલ. ૪૧૩
વેગે જાઓ ગોકુળમાં સહુ, અમો સુણ્યો ઉત્પાત;

---

૪૦૬ રમા ઈ૦—કૃષ્ણનો જન્મ થયો ત્યારથી વ્રજમાં લક્ષ્મી પ્રકટ થઈ, કેમકે લક્ષ્મી સદૈવ વિષ્ણુની પાસે રહે છે. ગોવર્દ્ધન ઈ૦—અર્થાત્ ગોવર્ધન પર્વત જેટલું ધન આપ્યું. ૪૦૭ મહાવ્રજપતિ—નંદ. નિકટ—પાસે ૪૦૮ હરી—લીલી. દરિયાઈ—એક જાતનું રેશમી વસ્ત્ર.

૪૦૯ ઉપનંદ-એ નામનો ગોપ. ધરાનંદ-એ નામનો ગોપ. ૪૧૦ ધ્રુવનંદ એ નામનો માગણ. સુરસુરાનંદ—એ નામનો માગણ. નવ વામ્યો-તથાપિ તૃષ્ણા તજ્યો નહિ. અથવા ઉપનંદાદિક સઘળા માગણ હોય તો તેમણે દાન આપ્યું (બહુ ધન થવાથી).

૪૧૩ ખિલોનાં—રમકડાં. આનકદુંદુભિ—વસુદેવ. વસુદેવ તેમને જોઈને બોલ કહ્યા (અધ્યાહાર).

સુણી વ્રજરાજ તરત ઘેરઆવ્યા, નિરખી સાચી વાત. ૪૧૪
પ્રથમ પૂતના કંસે મોકલી, અતિ સુંદર વપુ ધારી;
ઘશી ઉરોજમાં ગરલ લગાવ્યું, જાણી કપટી સારી. ૪૧૫
શ્યામસુંદરને ખોળે લીધા, આશિષ સારો દીધો;
લીધા ખેંચી પ્રાણ પયયુત તો, દેહ વિકળ સહુ કીધો. ૪૧૬
છોડ છોડ કહી પડી ધરણીપર, કર ને ચરણં પસારી;
દાઢ યોજન વિટપ વેલી સહુ, ચૂરે ચૂરા કરી પાડી. ૪૧૭
તેને જનનીની ગતિ આપી, પરમ કૃપાળ ગોપાળ;
દીધું ફુંકી તન તેનું, સકળ તરૂણ ગોવાળ. ૪૧૮
એવે નંદરાય ત્યાં આવ્યા, કૌતુક સુણીઉં ભારી;
વિસ્મય થયું દેવે રાખ્યો, બાળક આ સુખકારી. ૪૧૯
વિપ્ર બોલાવી વેદધ્વનિ કરી, રક્ષા બહુ કરાવી;
આરતી વિવિધ ઉતરાવી રાજા, વિઘ્નની ગાંઠ તજાવી. ૪૨૦
એક દિવસ હરિ લઈ બેઠાં વળી, આનંદ પામ્યાં રાણી;
વિપ્ર બોલાવી સ્વસ્તિવાચન કરી, રોહિણી નયન સરાણી. ૪૨૧
નિત્ય મંગળ નિત્ય થાય કુલાહલ, નિત્ય નિત્ય વાજે વધાઇ;
ભાદ્રપદ ષષ્ઠિનો શુભ દિન, પ્રગટ થયા બલભાઇ. ૪૨૨
વર્ષ દિવસ પેહેલાં વ્રજમંડળ, શેષે મહાવપુ લીધું;
સ્વધામ જાણી પ્રગટ્યા ભૂમિ, રૂપ પ્રગટ નિજ કીધું. ૪૨૩

---

૪૧૫ વપુ–શરીર. ઉરોજ સ્તન. ગરલ—ઝેર. ૪૧૬ પયયુત–દૂધસાથે કૃષ્ણને પૂતનાએ ધવરાવવા લીધા ત્યારે કૃષ્ણે તેના દૂધ સહિત પ્રાણ ખેંચી લીધા. ૪૧૭ વિટપ–વૃક્ષ. એવડો મોટો પૂતનાનો દેહ હોવાથી. ૪૧૮. જનનીની ગતિ—પોતાની માતાને જેવી સદ્ગતિ આપે તેવી ગતિ.

૪૨૧ સરાણી—આનંદ પામી. ૪૨૩ કૃષ્ણનો જન્મ થતા પેહેલાં દેવકીનો સાતમો ગર્ભ જે સ્ત્રવી ગયો છે એમ પ્રસિદ્ધ કર્યું હતું તે માયાએ

કંસ નૃપતિએ શકટ બોલાવ્યો, ઝડપી બીડું લીધું;
આવી નંદગૃહ દ્વાર નગરમાં, રૂપ શકટનું કીધું. ૪૨૪
મારી લાત શ્યામ સલક્ષણ, પડ્યું ધરણીમાં ધાટ;
જ્યાં ત્યાંથી દોડ્યા વ્રજવાસી, તન મનમાં ઉચ્ચાટ. ૪૨૫
વચ્છપૂચ્છ સુંધાડી કર પર, લઇ મંગળ ગીત ગાય;
યશોમતી રાણી મન હરખી ઘણી, મોહન મન મકલાય. ૪૨૬
એક દિવસ સ્તનપાન કરાવતી, યશોમતી મહા બડભાગી;
વિશ્વપાળે વિશ્વ દેખાડ્યું, ક્ષણ એક મૂર્છા લાગી. ૪૨૭
તૃણાવર્ત વિપરીત મહાખળ, વાયુ રૂપે વાયો;
ચક્રવાત થઈ સકળ ઘોષમાં, રજ ધુરંધર થઈ છાયો. ૪૨૮
ચાલ્યો ઉઠાવી વિઠ્ઠલ વ્યોમે, તવ હરિએ કંઠ ઝાલ્યો;
શિલા ખડકમાં પટક્યો ક્ષણમાં, કરી નિર્જીવ જીવ તજાવ્યો. ૪૨૯
ગર્ગરાજ મુનિરાજ મહાઋષિ, વસુદેવે મોકલિયા;
નામકરણ વ્રજરાજ મેહેલમાં, અતિ આનંદે આવ્યા. ૪૩૦
નામકરણ કીધું બે જણનું, નારાયણ સમ ભાખ્યા;
સર્વ દુઃખ નિવારણ કારણ, પૂરણ મન અભિલાખ્યા. ૪૩૧
રામ કૃષ્ણ અવતાર મનોહર, હરિજનને હિત કાજ;
ઘણાં કાર્ય કરશે એ બાળક, સુણો મહાવ્રજરાજ. ૪૩૨

---

લેઈને રોહિણીના ઉદરમાં મૂક્યો હતો. તે બળરામ પ્રકટ્યા. કૃષ્ણથી પછી જન્મ્યા છતાં ઉપરના કારણથી તે મોટા છે એમ બતાવવાને કહે છેઃ વર્ષ ઈ૦—સ્પષ્ટ છે. શેષે—( બળરામ શેષનો અવતાર છે માટે ).

૪૨૪ શકટ—એ નામનો દૈત્ય. શકટનું—ગાડાનું. ૪૨૫ ધાટ—ધડ લેઈને. ૪૨૭ વિશ્વપાળે—કૃષ્ણે. વિશ્વ—જગત્ ( પોતાના મુખમાં ).

૪૨૮ તૃણાવર્ત—એ નામનો દૈત્ય. ચક્રવાત—વંટોળિયો. ઘોષ—વ્રજ. ૪૨૯ વ્યોમે—આકાશમાં. ૪૩૦ નામકરણ—એ નામનો નામ પાડવાનો સંસ્કાર.

એક દિવસ પાલણિયે પોઢ્યા, મહાનંદને દ્વાર;
નંદરાણી ઘર કામે લાગી, લીધી નહિ સંભાળ. ૪૩૩
કંસ નૃપતિએ અસુર મોકલ્યો, આવ્યો ધરી કાકનું રૂપ;
સનમુખ આવી નયન દેખાડી, દીઠું શ્યામસ્વરૂપ. ૪૩૪
કંઠે ચાંપી બહુ ફેરવ્યો, નાખ્યો નૃપની પાસ;
એક યામમાં વચન કે'વાડ્યું, હવે થશે તુજ નાશ. ૪૩૫
એમ કહી તન ત્યાગ કર્યું ઝટ, કંસ નૃપતિની આગે;
થયો ઉદાસ ગમે નહિ કાંઇ, ક્ષણ સૂવે ક્ષણ જાગે. ૪૩૬
એક દિવસ વ્રજરાય મે'લમાં, વળી યશોદા રાણી;
શ્યામસુંદર ઘૂંટણીએ ચાલે જોતી, બોલે અમૃતવાણી. ૪૩૭
આ પાસે નંદરાય બોલાવે, આ પાસે નંદરાણી;
શ્યામસુંદર રકમકું કીધું, હશી હશી બાળક જાણી. ૪૩૮
શશિને જોઈ માગે નટવર, મનુહાર કરી મનાવે;
મધુ મેવા પકવાન મીઠાઇ, વિધવિધ રમત ચઢાવે. ૪૩૯
કમળનયન ને મહાયશોદા, જળપ્રતિબિંબમાં દાખે;
હાથ ફેરવે ચંદ્ર જાય ઝટ, વળી રડે ચંદ્રને પાખે. ૪૪૦
નંદરાયે દર્શન કરી આવી, રડતાં છાનો રાખ્યો;
ચંદ્રને બદલે ચંદ્રમણિ દઇ, ભેદ ભવિષ્યનો દાખ્યો. ૪૪૧
કનકકચોલે દૂધ ધરી નૃપ, પાવા લાગ્યા જ્યારે;
પીતા જોઈ રોહિણી યશોમતી, હસવા લાગ્યાં ત્યારે. ૪૪૨
કેટલાક દિન વીત્યા એ વિધિ, વધે વિધુવત્ ભાઇ;

---

૪૩૫ કંઠેચાંપી—કાગડાને. યામમાં—પોહોરમાં. કંસને વચન કહેવાડ્યુ. ૪૩૯ મનુહાર કરી—બીજી ત્રીજી વસ્તુ આપી સત્કાર કરીને. ૪૪૦ દાખે—દેખાડે ( ચંદ્ર ). હાથ ફેરવે—પાણીમાં. ૪૪૧ ચંદ્રમણિ—ચંદ્રકાંત મણિ. ભેદ ભ૦—ગર્ગમુનિ કહી ગયા હતા તેનું ભવિષ્ય દૃષ્ટાંત જોયું.

ચોરી કરવા લાગ્યા પછીથી, મર્કટ કુર્કટ સાઈ. ૪૪૩

સહુ વ્રજનારી લઢવા આવે, વ્રજરાણીની પાસે;
મેં દધિ નવ એનું ખાધું, એમ કહી હરિવર નાસે. ૪૪૪

એક દિવસ વ્રજપતિની પાસે, રમતા'તા વ્રજબાળ;
માટી ખાઇ વદન દેખાડ્યું, ચંચલ નયન વિશાળ. ૪૪૫

સકળ બ્રહ્માંડ ઉદરમાં નિરખ્યું, વ્રજમંડળ પાતાળ;
નંદ યશોમતી રોહિણી રાણી, ધેનુ સકળ વ્રજગ્વાલ. ૪૪૬

હૃદય જ્ઞાન ઉપજ્યું તવ યશોમતી, પૂરણ બ્રહ્મ વિશેખ્યા;
હરિમાયાએ ભૂલ્યાં સરવે, વળી પુત્ર કરી લેખ્યા. ૪૪૭

એક દિવસ દધિ મંથન કરતાં, મહાઘોષ કરી રાણી;
હરિ માગ્યું માખણ નવ આપ્યું, તે મનમાં રીસ આણી. ૪૪૮

ફોડ્યું ભાંડ દધિ આંગણમાં, ફેલાયું અતિ ભારી;
દોડી ઝાલવા હાથ ન આવે, નાસે દેવ મોરારી. ૪૪૯

જાણી વિકળ ઘણી જનનીને, સા'વા હરિએ દીધું;
બહુ દામણે બંધન કરવા, લાગી કાંઇ ન સીધ્યું. ૪૫૦

વ્યાકુળ થઇ બંધાય ન મોહન, દયા શ્યામને આવી;
ઉલૂખલ દામણે બાંધ્યા મોહન, જોવા ગોપી ફાવી. ૪૫૧

ત્યાં સુધી બંધાયા હરિવર, જ્યાં સુધી કૃત કીધું;
જોઇ કુબેરસુત કૃપા કરી ઝટ, દર્શ જઇને દીધું. ૪૫૨

નારદમુનિનો શાપ મટાડી, પરમગતિ જઇ આપી;
ઉખળ લઇ જતાં અટક્યો વચમાં, બળ જોયું પ્રભુ માપી. ૪૫૩

ચરણ સ્પર્શમાં પુલકિત થાતાં, પડ્યાં વૃક્ષ જુગાર;

---

૪૪૩ વિધુવત્—ચંદ્રની પેઠે. કુર્કટ—કૂકડા. ૪૫૦ વિકળ—વ્યાકુળ અસ્વસ્થ થયેલી. દામણે—દોરડાએ. ૪૫૧. ઉલૂખલ—ખાંયણીઓ ૪૫૨. કૃત—કૃત્ય ( નલકૂબર નામે યક્ષોને ઉદ્ધારવારૂપ ).

થયો શબ્દ અગાધ સ્વર્ગમાં, દોડયાં મજનરનાર. ૪૫૪

સ્તુતિ કરી બે ગયા સ્વર્ગમાં, અભયદાન હરિ દીધું;
બંધન છોડી નંદરાયે ઝટ, ઉર લઈ ચુંબન કીધું. ૪૫૫

યશોમતીશુ લહશું ઘર જઇ, કયહું એણે બાંધ્યો દામ;
ગર્ગે કહ્યું મોહન નારાયણ, વળી નામ બળ શ્યામ. ૪૫૬

યશોમતીએ ધાઈ ઉર લીધા, લૂણ રાઈ ઉતાર્યાં;
બોલાવી લીધા રોહિણીએ ઝટ, સુંદર રૂપ નિહાળ્યાં. ૪૫૭

કોઇ વાર કડતાળ વજાડે, નાના ભાતિ નાચે;
કોઇક વાર દધિ માખણ ખાવા, ધૂન ઘણીથી રાચે. ૪૫૮

મોટા ગોપ ઉપનંદાદિક, બોલાવ્યા નંદ ધામ;
કર્યો મંત્ર ગોપ સહુ મળિને, જે વિધિ પુરણકામ. ૪૫૯

બહુ ઉતપાત રહે ગોકુળમાં, નિત્ય મતિ કંસ કરાવે;
અન્ય સ્થળે જઇ વાસ કરીએ, બાળક દેવ બચાવે. ૪૬૦

વૃંદાવનમાં વાસ વસીએ, જ્યાં ઘણાં તૃણ પાણી;
ચાલ્યા ગોપ અતિ ઓપ વિરાજી, બોલી જય જય વાણી. ૪૬૧

યમુના ઉત્તર વૃંદાવનમાં, આવ્યા સુખ દ્રુમ રાજે;
ગોવર્દ્ધન વૃંદાવન યમુના, સઘન કુંજ અતિ છાજે. ૪૬૨

વસે આનંદ અતિશે અંતર, સુરભિ સુખદ ચરાવે;
આવ્યો દુષ્ટ બકાસુર જાણી, અંતર મરણ ધરાવે. ૪૬૩

કરી વિચાર ક્ષણમાં હરિ માર્યો, વાછરડો વનરાજ;
તે પછી બકાસુર આવ્યો, માણ હર્યો મજરાજ. ૪૬૪

વચ્છ ચરાવે વેણ વગાડે, ગોપ સરવની સંગ;

---

૪૫૪. પુલકિત—રોમાંચ. ૪૫૭. લૂણ રાઈ—મીઠું અને રાઈ માથે ફેરવી અગ્નિમાં નાખ્યાં. ૪૬૧ ઓપ-ચળકાટથી-આનંદથી. ૪૬૩ સુરભિ—ગાય.

તે જોઇ ચતુરાનન આવ્યા, હરિલીલા રસરંગ. ૪૬૫
છાંછ્યું ખાય ખવાડે નટવર, સુંદર યમુના તીર;
ગ્વાલ મંડલી મધ્ય વિરાજે, હરિ હળધર બે વીર. ૪૬૬
ગાય ગોપ ને વચ્છ વિધિએ, ક્ષણમાં હરિને લીધા;
સર્વનું રૂપ હરિએ ધાર્યું, કોઈ જૂદાં નવ કીધાં. ૪૬૭
જ્યારે ગર્વ ગયો ચતુરાનન, અદ્દભુત ચરિતને જોઇ;
દોડી આવી પાગે પડિયા, સંશય નાખ્યો ખોઇ. ૪૬૮
સ્તુતિ કરી પછી વેદ વિધિએ, ચતુરાનન બહુ ભાત;
અદ્દભુત ચરિત જોઇ માધવનું, હરખ્યા સુર સાક્ષાત. ૪૬૯
ગયા ધામ પોતાને વિધિવર, હરિઆજ્ઞા અનુરાગી;
વર્ષ દિવસ લીલાએ વીતે, અભિનવ ઇચ્છા જાગી. ૪૭૦
ધેનુ ચારવા ચાલ્યા નટવર, ગ્વાલ બાળને જોડી;
હળધર સંગે જાયે હરિની, કાળી કામળ ઓઢી. ૪૭૧
ક્રીડા કરતા વૃંદાવન, જોતા વન ઉપવન;
ગોવર્દ્ધન પર વેણુ વગાડે, મોદ ભર્યા મોહન. ૪૭૨
કાલિનાગ નાથી હરિ લાવ્યા, સુરભિ ગોપ જીવાડ્યાં;
કનકકમળ યમુનાનાં લેઇ, મથુરામાં દેખાડ્યાં. ૪૭૩
દાવાનળનું પાન કરીને, આશિષ સહુની લીધી;
વર્ષાઋતુ જોઇ દામોદર, ક્રીડાની રીત કીધી. ૪૭૪
વેણુ વગાડી બોલાવી બહુ, કાળી કાબરી ધેનુ;
બર્હાપીડ દામ ગુંજામણિ, અદ્દભુત રૂપ શું તેનું. ૪૭૫
પ્રાતઃકાળે સ્નાનને કારણ, યમુના ગોપી સિધારી;
લેઇ ચીર કદંબે ચઢિયા, વિનવે છે વ્રજનારી. ૪૭૬

---

૪૬૮ ચતુરાનન—બ્રહ્મા. ૪૭૦ અભિનવ-નવી. ૪૭૫ બર્હાપીડ—મોરપીંછના મુકુટવાળો. દામ-માળા.

વરદાન આપ્યું સંગે રમતા, રાત્રી શરદની આવી;
રાગ રમી સહુને સુખ દીધું, વધી રાત સહુ ભાવી. ૪૭૭
ગોવર્દ્ધન ધરી સહુ વ્રજ રાખ્યું, મઘવા માન મટાડ્યું;
નારાયણ પ્રગટ્યા તે જાણ્યા, પ્રાક્રમ સહુ દેખાડ્યું. ૪૭૮
ધેનુકાસુર પ્રલંબ પછાડ્યા, શંખચૂડને માર્યો;
ચરણ સ્પર્શ કરી વનમાં હરિયે, વ્યાલ અભયપદ તાર્યો. ૪૭૯
નાના વિધ ક્રીડા કરી હરિયે, વ્રજવાસી સુખી કીધાં;
સર્વ સુજન મળીને વર માગ્યો, દર્શન વૈકુંઠ દીધાં. ૪૮૦
અભયદાન આપ્યું મઘવાને, નંદરાયને રાખ્યા;
વરૂણલોકમાં ગયા ગિરિધારી, વિવિધ વચન ત્યાં ભાખ્યાં. ૪૮૧
ઓદન માગ્યો બ્રાહ્મણ પાસે, તે તેણે નવ આપ્યો;
ઋષિપત્ની લઇ આવી ઝટપટ, મહિમા માધવ માપ્યો. ૪૮૨
ષટરસ થાળ સમારી શ્યામા, આવી હરિની પાસે;
કર્યો મનોરથ પૂરણ તેનો, ઋષિવર ભર્યા નિરાશે. ૪૮૩
વ્યોમાસુર કેશી સહુ માર્યા, વળી અનિષ્ઠ સહુ ટાળ્યું;
ક્રીડા બહુ કરી ગોકુળમાં, મથુરા સુખ સંભાર્યું. ૩૮૪
નારદ આવી કહે છે નૃપને, શે ઉંઘે તું સૂતો;
તારો શત્રુ પ્રગટ ગોકુળમાં, ગુપ્ત ન રાખું હું તો. ૪૮૫
દેવ સકળ પ્રકટ્યા છે વ્રજમાં, જ્યાં ત્યાં જોતાં દેખું;
ઉગ્રસેન વસુદેવ દેવકી, યાદવ કેમ ઉવેખું. ૪૮૬
નંદ ગોપ વૃષભાન યશોદા, વળી સર્વ ગોપ કુળ જાણો;
કરો ઉપાય બચવા જો ઇચ્છો, મારૂં વચન પ્રમાણો. ૪૮૭

---

૪૭૭ વધી—૭ માસની થઈ. ૪૭૮ મઘવા—ઇંદ્ર. ૪૭૯ વ્યાલ—સર્પ. અભયપદ—અભયપદ આપીને. ૪૮૦ દર્શન—વૈકુંઠનાં દર્શન કરાવ્યાં. ૪૮૨ ઓદન—ભાત.

એમ સુણી કંસે સહુ બાંધ્યા, તે ઘટિકા તે કાળ;
શ્રીવસુદેવ દેવકી નિજ પિતુ, બંધન કર્યાં વિશાળ. ૪૮૮

ફરી નારદ ગોકુળમાં આવ્યા, હરિ ચરણે શિર નામ્યું;
સ્તુતિ કરી બહુ નાના વિધિની, નહિ મધુર વેણ નકામું. ૪૮૯

હરિએ કંઇ ઉત્તર નવ આપ્યો, પુનિ ગયાં સ્વધામ;
બળમોહન સહુ સખા વૃંદમાં, ક્રીડા કરે ગોકુળગામ. ૪૯૦

બળ અક્રૂર કંસ એમ ભાખ્યો, સુણો સુફલકસુત વાત;
રામ કૃષ્ણને લાવો મધુપુર, વિલંબ કરો ન મખ્યાત. ૪૯૧

તવ રથ બેશી ચાલ્યા સુફલકસુત, સંધ્યાએ ગોકુળ આવ્યા;
માર્ગ માંહ્ય હરિચરણ ધૂલિકા, લેઇ સર્વાંગ સજાવ્યાં. ૪૯૨

મળ્યા નંદ બળદેવ રોહિણી, વળી યશોદા રાણી;
પૂજા કરી પધરાવ્યા સદને, ભોજન મૂકયાં આણી. ૪૯૩

ભોજન કરી અક્રૂર ત્યાં બેઠા, સર્વ વૃત્તાંત સુણાવ્યું;
ધનુષ્યયજ્ઞ કર્યો નૃપતિએ, મંડલિકને તેહ જણાવ્યું. ૪૯૪

ચાલ્યા મહાવ્રજરાજ સાજ લઈ, કૌતુક જોવા કાજ;
રામ કૃષ્ણ બે આગળ કરિયા, સકળ ઘોષ શિરતાજ. ૪૯૫

મારગમાં કાલિંદીને તટ, કીધું છે જળસ્નાન;
નિજ વૈકુંઠ દેખાડ્યું જળમાં, અર્પ્યું પૂરણ જ્ઞાન. ૪૯૬

---

૪૮૯ નહિ ઇ૦–તે સ્તુતિમાં જે મધુર વેણ હતાં તેમાં કોઇ નકામું નહોતું. ૪૯૦ પુનિ—ફરીને. ગયા—( નારદ ). ૪૯૧ બળ ઇ૦–બળવાન કંસ અક્રૂર પ્રતિ એમ ભાખ્યો-બોલ્યો. સુફલકસુત—શ્વફલ્ક નામે યાદવનો પુત્ર–અક્રૂર.

૪૯૨ માર્ગ ઇ૦—રસ્તે કૃષ્ણ ગયેલા તેનાં પગલાં પડેલાં તેમાંની ધૂલિકા ( ધૂળ ) લેઈને અક્રૂરે પોતાના અંગે ચોપડી—હરિપ્રતિ અક્રૂરની અત્યંત ભક્તિનું સૂચન.

૪૯૩ સદને—ઘરમાં. ૪૯૪ મંડલિક—કંસનો ખંડિયો રાજા-નંદ. ૪૯૬ દેખાડયું—( અક્રૂરને ).

કરી વંદન હરિચરણકમળનું, પુનિ અક્રૂર એમ ભાખ્યો;
યદુકુળમાં પ્રગટ્યા પુરૂષોત્તમ, હરિજનનો પણ રાખ્યો. ૪૯૭

મથુરા આવી રહ્યા ઉપવનમાં. નંદરાય સહુ ગોપ;
રામ કૃષ્ણના ચરણ સ્પર્શથી, અધિક મધુપુરી ઓપ. ૪૯૮

ગયા નગર જોવાને મોહન, બળદેવને લેઇ સાથ;
પુરકુલવધૂ ઝરૂખે ઝાંખે, હસે તાળી લેઇ હાથ. ૪૯૯

મારગમાં એક રજક સંહાર્યો, સહુ વસન હરિ લીધાં;
મોહનવરે મધુર વાક્યથી, અઘગઢ અળગા કીધા. ૫૦૦

આગળ મળ્યો સુદામા માળી, ફૂલમાળ પે'રાવી;
નિર્ભયદાન હરિએ આપ્યું, અવિચળ ભક્તિ દઢાવી. ૫૦૧

કુબ્જા ઘશી ચંદન લેઇ આવી, મારગકેરી માંય;
હરિએ સુખ માગ્યું તે આપ્યું, વળી આનંદ પામી ત્યાંય. ૫૦૨

આપ્યું વરદાન ભવનમાં જાવા, ત્યાંથી ચાલ્યા કા'ન;
મથુરાનગર જોઇ મન ફૂલ્યા, હરિવરને બળભાણ. ૫૦૩

રીઝી નારી કહે મથુરાની, આપસમાં દઈ સેન;
કોમળ ગાત કવણનો બાળક, સુંદર રાજીવનેન. ૫૦૪

આ બાળક સુકુમાર સરસ વપુ, અસુર પ્રબલ અતિ ભારી;
કેમ કરી એને એ મારે, શોચ કરે પુરનારી. ૫૦૫

ઉપવન આવી હરિવર બેઠા, નંદરાય સુખ દીધું;
મધુ મેવા પકવાન મીઠાઇ. જે જોઇએ તે લીધું. ૫૦૬

---

૪૯૭ પણ—ટેક. (વ્રજભાષાને અનુસરીને 'પણ' શબ્દ પુલિંગ લખ્યો છે.) ૪૯૮ ઓપ—ઓપે. ૪૯૯ પુરકુળવધુ—નગરની કુળવાન સ્ત્રીઓ. ૫૦૦ રજક—ધોબી. વસન—વસ્ત્ર. અઘગઢ—( ધોબીના ) પાપરૂપી કિલ્લા.

૫૦૩ બળભાણ—બળદેવરૂપી સૂર્ય. ૫૦૪ આપસમાં—પોતપોતામાં. સેન—સાન—સણસારા. ગાત—ગાત્ર ( શરીર ). ૫૦૫ વપુ—શરીર. અસુર—કંસ.

સૂતા જઇ બન્ને શય્યા પર, સૂતાં આવી નિંદ;
સ્વપ્નામાં મથુરા ફરી જોઇ, જાગ્યા બાલ ગોવિંદ. ૫૦૭

થયો પ્રાત નૃપ ફરી બોલાવ્યા, ધનુષ્ય યજ્ઞને જોવા;
મલ્લયુદ્ધ નાના વિધ ક્રીડા, રાજહંસને ખોવા. ૫૦૮

ગયા વ્રજરાજ દ્વાર ભૂપતિને, બહુ ઉપહાર દેખાડ્યા;
તવ નૃપ બોલ્યો સકળ ગોપશુ, અતિ મમ મિત્રો તાડ્યા. ૫૦૯

બેસાડ્યા સહુ મંચ ઓપમાં, કૌતુક જોવા લાગે;
રામકૃષ્ણ સંગ ગ્વાલ મંડળી, નગર જોવા અનુરાગે. ૫૧૦

ભાગ્યું ધનુષ્ય બે ભાગે કરી, બેએ આયુધ કીધાં;
રક્ષક મારી ચૂર કર્યા, હરિજનને સુખ દીધાં. ૫૧૧

મદગજ રાજદ્વાર પર ઊભો, હરિએ કહ્યું બચાવ;
તેણે નહિ માન્યું સનમુખ આવ્યો, બળ તારૂં ઉપજાવ. ૫૧૨

શ્યામે નિજપુરમાં મોકલિયો, માવત સહિત ગજરાજ;
આગળ ચાલી સભામાં પોંચ્યા, જ્યાં નૃપ સકળ સમાજ. ૫૧૩

મોટા મોટા રાજા બેઠા, વળી પુરવાસી લોક;
સ્વય સ્વયકેરે ભાવે નિરખે, ટળતો મનનો શોક. ૫૧૪

મલ્લરૂપ તો મલ્લે દીઠા, નૃપતિએ નૃપ રાય;
યુવતીજન કામરૂપ જોઇ, મળવા મન લલચાય. ૫૧૫

ગોપ સખા રૂપ કરી દેખે, દુષ્ટ નૃપતિ કૃત દંડ;
પુત્રભાવ વસુદેવ દેવકી, જોતાં નિત્ય અખંડ. ૫૧૬

---

૫૦૮ થયો ઇ૦—પ્રાતઃકાળ થયો એટલે કંસ નૃપે તેમને ફરી બોલાવ્યા. રાજહંસને—રાજા ( કંસે ) પોતાના હંસ( પ્રાણ )ને ખોવા. અથવા કૃષ્ણના હંસને ખોવા. અથવા કૃષ્ણરૂપી રાજહંસને ખોવા—નાશ કરવા.

૫૦૯ ઉપહાર—ભેટ. ૫૧૦ મંચ ઓપમાં—શોભાયમાન માંચા ઉપર. ૫૧૨ મદગજ—મદોન્મત્તહાથી. ૫૧૩ ગજરાજ—કુવલયાપીડ નામે હાથી

વિદુષ જને વિરાટ પ્રભુ જોયા, અતિ મનમાં સુખ પામ્યાં;
સંપૂર્ણ તત્વવેત્તા યોગીજન, જોઇ કષ્ટને વામ્યાં. ૫૧૭
યદુકુળમાં કુળદીપક પ્રકટ્યા, સહુ યાદવ સુખદાઇ;
કંસે નિજ કાળરૂપ દીઠા, મનમાં ગયો મુઝાઇ. ૫૧૮
જયારે કહ્યું મલ્લ ક્રીડા કીજે, જે કરો ગોપની સંગ;
વૃંદાવનમાં અમે સાંભળ્યું, ક્રીડા કરો બહુરંગ. ૫૧૯
અધુના કંસ નૃપને દેખડો, મલ્લયુદ્ધની રીતિ;
કહ્યું ચાણૂર મુષ્ટિકે મળીને, બળ જોઇ વાધે પ્રીતિ. ૫૨૦
તવ હરિ ભીંડ્યા મલ્લક્રીડામાં, બહુ વિધિ દાવ દેખાડ્યા;
વર્ણન કર્યું દુશ્મને રાજી થઇ, મહામોટા મલ્લ પાડ્યા. ૫૨૧
મુષ્ટિક સાથ લઢ્યા બળદેવજી, ધર્યાં બૃહદ વપુ બેય;
ક્ષણમાં હરિએ તુર્ત સંહાર્યો, હરિજનને સુખ દેય. ૫૨૨
બીજા મલ્લ માર્યા શલ તોસલ, નાઠો અન્ય સમાજ;
મલ્લયુદ્ધ હરિ કરી નિવાર્યો, આનંદ્યા વ્રજરાજ. ૫૨૩
જોઈ નૃપ કંસ બહુ ખીજવાયો, વાર વાર રીસાવી;
બાંધો નંદ ગ્રહો ગોપધન, બળ દીજે તજાવી. ૫૨૪
ફાલ્ગુન વદી ચૌદશ શુભ દિન, રક્ત રવિ સોહાયો;
નક્ષત્ર ઉત્તરા મનમાં ધારી, કાળ કંસને માર્યો. ૫૨૫
એમ કહી કૂદી હરિ ઉપર, ગયા ગોવિંદ મહારાય;
હરિને જોઈ ખડગ કર લેઇ, સનમુખ આવ્યો રાય. ૫૨૬
તવ હરિએ કેશ કર પકડી, ધરણી માંહી પછાડ્યો;
ઉપર ત્રિભુવન ભાર નાખીને, ધરણીતલમાં ગાડ્યો. ૫૨૭
કચ ગ્રહી કરી બહુ ખેંચ્યો, હરિ યમુના સુધી આવ્યા;
કરી વિશ્રામ સકળ શ્રમ વિત્યો, જવ જમુના જળ નાં'યા. ૫૨૮

---

૫૨૦ ચાણૂર મુષ્ટિકે-એ બે નામના બે મલ્લોએ. ૫૨૮. કચ—કેશ.

બંધન છોડી પિતા માતાનું, સ્તુતિ કરી શિર નામી;
તમે અમને મોકલિયા ગોકુળ, પુત્રની પ્રીતિ વામી. ૫૨૯
યશોમતી માતને વ્રજપતિ તાતે, આનંદ અમને કીધો;
તેથી ભટકણપણું સહુ ભાખ્યું, આનંદનો ઘન લીધો. ૫૩૦
પછી વ્રજરાજ મેંલમાં આવ્યા, બળ મોહન બે ભાઈ;
તમારી કૃપાથી કંસને માર્યો, શું કરૂં મુખ બડાઈ. ૫૩૧
રોહિણી એમ બોલ્યાં યશોમતીશું, અમો સુખ પામ્યાં તમથી;
જેમ તમારો સુત તેમ મારો, ઉપકાર ન વિસરે અમથી. ૫૩૨
હળી મળી ચાલ્યાં સહુ વ્રજમાં, નંદ રાય ફરી આવ્યા;
સુવસ વશી મથુરા તે દિનથી, રાય ઉગ્રસેન કે'વાયા. ૫૩૩
રામ કૃષ્ણ ઘેર આવ્યા જાણી, પુરવાસી સુખ પામ્યા;
મંગળચાર થયા ઘર ઘરમાં, મા'દુઃખના દિન વામ્યા. ૫૩૪
પછી હરિ માત પિતાને મળિયા, કર્યો શિર નામી પ્રણામ;
બંધન છોડી હરિવર બોલ્યા, સિદ્ધ થયાં સહુ કામ. ૫૩૫
પછી વસુદેવ વશ્યા મથુરામાં, પરમ રૂચિર સુખ ધામ;
રામ કૃષ્ણને લાડ લડાવે, જાણે નહિ દિન યામ. ૫૩૬
ગર્ગ બોલાવી વેદ વિધિ કરી, શુભ ઉપવીત ધરાવ્યું;
વિદ્યા ભણવા અવંતી મોકલ્યા, ગોપપણું તજાવ્યું. ૫૩૭
રાજનીતિ સંભળાવી બહુ વિધિ, ગુરૂસેવા શીખવાડી;
સુરભિ દો'તાં દો'ણી માગી, આશ્ચર્યે નારી પમાડી. ૫૩૮

---

૫૩૬ રૂચિર—સુંદર. યામ-યામિની-રાત્રી. ૫૩૦ ભટકણપણું—સ્વતંત્ર ફરવા હરવાપણું—ઠામ ઠામ નાસવાપણું.

૫૩૮ સુરભિ ઇ૦—સુરભિ (ગાય) દોહોતાં ગુરૂપત્નીએ કૃષ્ણની પાસે દો'ણી માગી, તે આઘે હતી છતાં બેઠા બેઠા લાંબા હાથ કરીને લાવી આપી તે જોઇને ગોરાણી આશ્ચર્ય પામી.

ગુરૂદક્ષિણા દેવા લાગ્યા, તવ ગુરૂપત્ની માગ્યું;
બાળક બૂડ્યો સિંધુમાં જે, તે દુઃખ તનમાં લાગ્યું. ૫૩૯

એમ સુણી શ્યામ રામ ગયા બે, મહાજળધિની બીચ;
વર પંચજન્ય શંખ ગ્રહ્યો તહીં, મારી અસુર અતિ નીચ. ૫૪૦

યમપુર જઈ શંખધુનિ કરતાં, યમરાજા ધેઇ આવ્યો;
ચરણ ધોઈ ચરણામૃત લીધું, હું દાસ તમારો કા'વ્યો. ૫૪૧

લેઈ બાળક ગુરૂ આગે મૂક્યો, રામ કૃષ્ણ સુખરાશિ;
આજ્ઞા લેઈ મધુપુરી સીધાવ્યા, પરબ્રહ્મ અવિનાશી. ૫૪૨

ક્રીડા કરતા વિવિધ મથુરામાં, અક્રૂર ભુવન સધાર્યા;
સ્તુતિ કરી બહુ નાના વિધિએ, નિર્ભય કર શિર ધાર્યા. ૫૪૩

કુબજાને ઘેર આપ પધાર્યા, સર્વ મનોરથ દીધો;
ઉદ્ધવ સંગે લેઈ પધાર્યા, આનંદનો રસ પીધો. ૫૪૪

ઉદ્ધવ ભક્તને પાસે તેડી; હરિ એકાંતે ભાખ્યો;
વ્રજવાસીની સંગે ઉદ્ધવ, મેં અંતર નવ રાખ્યો. ૫૪૫

સુરગુરૂશિષ્ય બુદ્ધિમાં ઉત્તમ, યદુકુળ માંહી પ્રમાણ;
મનસ્વી ભ્રાત સખા ને સેવક, એ સહુ આપ સુજાણ. ૫૪૬

મુજને લાડ લડાવ્યું લલના, ક્યાં લગી કરૂં બડાઈ;
સમજણમાં આવી નવ શકતું, જો જો નયણે જાઈ. ૫૪૭

વેગે જાઓ વ્રજમાં આજે, આજ્ઞા મારી માની;
ચરણરેણુ શિર ધરી ગોપીની, જમો જ્ઞાનની વાની. ૫૪૮

ગોપીને વિનવીને કે'જો, નિત્ય પ્રતિ મનશુદ્ધિ કરજો;

---

૫૪૦ પંચજન્ય—પંચજન નામે દૈત્યને મારીને તેની પાસેથી મેળવેલા શંખનું નામ. ૫૪૬ મનસ્વી ઈ૦—તમે મારા મનસ્વી (સ્વતંત્ર) વિચારમાં ભ્રાત વગેરે છો. ૫૪૮ ચરણરેણું—પગની ધૂળ.

ગુરૂદક્ષિણવિકળ વાત પૂછેછે, નયને નીરપ્રવાહ;
બાળક બૂતાં અતિશે દુઃખ વાધ્યું, અતિ આતુર શું દાહ. ૫૫૯
એમ સુણતાં શેષ નિશા ગઈ, ગયા ઉદ્ધવ કરવા સ્નાન;
વર પંચજરી ફરી વ્રજમાં આવ્યા, સુણતા ગોપાગાન. ૫૬૦
યમપુર જઇ સકળ ગોપીએ, કર્યું મનમાં અનુમાન;
ચરણ ધોઇ બહુ શ્રમ કીધો, ધઈ આવ્યા ફરી કાંન. ૫૬૧
લેઈ બાળકપખી કહે સુણીએ, શું સુફલ્કસુત ફરી આવ્યો;
આજ્ઞા લેઈ. લઇ પિંડ આપ્યા વિણ, દેહ લેવા મન ભાવ્યો. ૫૬૨
ક્રીડા કરતા કૃષ્ણ અનુચર, મુખથી ઉદ્ધવ જાણી;
સ્તુતિ કરી પ્રેમ કર્યો સહુને, વિનય વદી મૃદુ વાણી. ૫૬૩
કુબજાને ઘેર પ્રેમે લાવ્યા ઉત્તમ, કકડો કાગળ કાંન;
ઉદ્ધવ સંગે હરિ ગોકુળ છોડ્યું, રહી વિરહે બેભાન. ૫૬૪
ઉદ્ધવ ભક્તને એક ત્યાં જોયો, ચરણ માંહી લપટાયો;
વ્રજવાસીને ઉદ્ધવ સાથે, બોલે બાળા વાંચો. ૫૬૫
સુરગુરૂશિ દીનના બંધુ, ચરણ સ્પર્શ તુજ કરતાં;
મનસ્વી ભ્રા કુંકુમ કર રાતા, ડરે કો ન અનુસરતાં ? ૫૬૬
મુજને લાડ નારસ સફલ પાન દેઈ, કાંન થયા અતિ ભોગી;

---

સમજણમાં. વિકળ—વિકળ ( ગાંડા ) જેવી થઇને. ૫૬૫ મધુપ—ભમરો.
વેગે જાઓ ભમરા તેં અમને છેતર્યાં, એ ભાવછે.
ચરણરેણુ ૬ રે રે ૪૦—હે દીનના બંધુ એવા મધુપ ( ભમરા ) ! પ્રિયાના
કરતાં કુંકુમવડે તેના રાતા કરતું અંક ( ચિન્હ ) તને થયેલું છે
ગોપીને વિનવ છતાં કહીંક લાલ દેખાય છે. અર્થાત્ તું તારી પ્રિયાને તજીને
——— પ્રેમ રાખે છે માટે તારી ખંડિતા પત્ની રીસાઈ છે તેને મનાવવાને
૫૪૦ તું લાગવા ગયો હોઇશ તેણે તને હાથથી માર્યો છે તેથી તું લાલ
થા શંખઇને અહીં આવ્યો છે પણ તું ધૂર્ત શઠ નાયક છે એમ અમે જાણીએ
વિચારમા ટે તને અનુસરતાં કોણ ન ડરે ? સહુ કોઈ ડરે.

વિજયસખાને સખી કહે છે, તેથી રહે સંયોગી. ૫૮૮
ત્રેણ લોકની નારીને કહું, છે દુર્લભ બળવીર;
કમળા જેવી પાયે લોટે, આમો જાત આહીર. ૫૮૯
પે'લી એણે હણી પૂતના, બળિ બાંધ્યો દેતાં દાન;
શૂર્પણખા તાટકા સંહારી, અવિનાશી ભગવાન. ૫૯૦
એની કથા સાંભળી જેણે, શ્રવણ વનવિહંગે યોગી;
માગે ભીખ ફરે ઘર ઘર તે, સ્વજન કુટુંબ વિયોગી. ૫૯૧
ફરી હરિ આવ્યા યશોદાને ગૃહ, નવ-રંગ લીલા કરતા;
માગ્યો ચંદ્ર આણી તે આપ્યો, તે હરિ મન નવ ધરતા. ૫૯૨
બહુ દનુજ સંહાર શ્યામ ઘન, વ્રજની લીલા કરતાં;
યમલાર્જુન વિટપ ઉખાડ્યા, હરિ કાલિયવિષ હરતા. ૫૯૩
વેણુ વગાડી રાસ વન કીધો, અતિ આનંદ દર્શાવ્યો;
લીલા કથન સહસ્ત્રમુખ હારે, અન્તથી પાર ન કાં'વ્યો. ૫૯૪
મહાપ્રલયના મેઘ મોકલિયા, સુરપતિએ કરી કોપ;
ક્ષણ એકમાં ગોવર્દ્ધન ધારી, રાખ્યા રમણીય ગોપ. ૫૯૫
એવાં અનેક ચરિત્ર કા'નનાં, વર્ણનમાં નહિ આવે;
ઉદ્ધવ તમે નયને નવ દીઠું, ભ્રમ તમને ઉપજાવે. ૫૯૬
તવ ઉદ્ધવ કહે ધન્ય ધન્ય સહુ, ધન્ય ધન્ય વ્રજનાર;
તમ સંગાથે હરિવર ખેલ્યા, વ્રજમાં કરી વિહાર. ૫૯૭

---

૫૬૭ સકૃત્–એકવાર. વિજયસખા–કૃષ્ણ. ૫૭૦ એની ક૦ જેણે સાંભળી તે અમારા જેવાજ દુઃખી થાય છે. દૃષ્ટાંત આપે છેઃ એની કથાવન વિહંગે (વનના પક્ષી–શુક–પોપટે) સાંભળી ( મહાદેવ રૂપતિ– કહેતા હતાં ત્યાંથી ) તેથી તે યોગી ( શુકમુનિ ) થયો તથા ઘરઘર ભી છે, ઇત્યાદિ વ્યાજનિંદા સ્પષ્ટ છે. ૫૭૨ દનુજ—દૈત્ય. ૫૭૩ ૨૦ ૨૫, ખ—શેષ.

દુશ્મન ગાજે શિર પર તેથી, હરિએ વાત વિચારી. ૫૯૮
અંતરિક્ષથી દ્વિ રથ ઉપજ્યા, આયુધ તુરગ સમેત;
તે પર બેશી કૃષ્ણ સંકર્ષણ, છત્યા છે સહુ ખેત. ૫૯૯
નારદ જઈ યવનને ભાખ્યું, રામ કૃષ્ણ બે વીર;
તને ગણે નહિ વસે મથુરા, ઘણા બળી રણધીર. ૬૦૦
એમ સુણી યવન તરતજ ધાયો, મનમાં અતિ અકળાઇ;
ત્રણ કોટિ ભટ યવન સંઘાતે, મથુરા આવ્યો જ્યાંઇ. ૬૦૧
સુણી બળ ને મોહન કરતા, મન માંહે શું વિચાર;
માગધ મગધ દેશથી આવ્યો, સજી સેન અપાર. ૬૦૨
વિશ્વકર્માને આજ્ઞા આપી, રચી દ્વારિકા સાર;
નિશાએ સૂતા સહુ મથુરામાં, જાગ્યે દ્વારિકા અવિધ્વાર. ૬૦૩
હળધર હળ મૂશલ કર લેઇ, સહુ મ્લેચ્છ સંહાર્યા;
મારી ફોજ સહુ માગધની, જરાસંધ ઉગાર્યો. ૬૦૪
ભાગી ચાલ્યા બે ભાઈ ત્યાંથી, જ્યાં સૂતો મુચુકુંદ;
વસન ઓઢાવી રહ્યા છૂપાઇ, પૂરણ પરમાનંદ. ૬૦૫
મારી લાત આવી જવ નૃપને, તવ જાગ્યો મહાભૂપ;
નિકળી આગ્ય નયનમાંથી ઘણી, ભસ્મ થયો ભડરૂપ. ૬૦૬
એવામાં હરિ પોતે આવ્યા, દર્શન દીધું ભૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ ચતુર્ભુજ, સુંદર શ્યામ સ્વરૂપ. ૬૦૭

---

૫૯૮ ચમૂ-સેના. ૫૯૯ દ્વિ—બે. તુરગ—ઘોડા. સંકર્ષણ—બળરામ. ખેત—રણક્ષેત્ર. ૬૦૦ યવન—કાલયવન. બળી-બળવાન.

૬૦૧ ભટ—યોદ્ધા. ૬૦૨. માગધ—જરાસંધ. ૬૦૩ નિશા ૪૦-રાત્રે જે મથુરામાં સૂતા તે સવારમાં દ્વારકામાં જાગ્યા. ૬૦૫ વસન ઓઢાવી—પોતાનું વસ્ત્ર મુચુકુંદ ઉપર ઓઢાડીને.

તેણે પૂછ્યું તમે કોણ છો, કોણ દેવ અવતાર;
અદ્યાપિ દીઠા નહિ એવા, અતિશે તન સુકુમાર. ૬૦૮
તવ હરિએ કહ્યું જન્મ ઘણા છે, શેષ ન પામે પાર;
ભૂમિની રજ નભના સહુ તારા, તેટલા છે અવતાર. ૬૦૯
અધુના કહીએ દ્વાપરયુગમાં, નૃપ સુણ્ય વાસુદેવ મમ રૂપ;
ભૂતલભાર ઉતારવા આવ્યો, યદુકુળ સુખદ સ્વરૂપ. ૬૧૦
તવ નૃપતિ સ્તુતિ બહુ વિધ કરતો, વળી જન્મ કર્મ ગુણ ગાય;
તમે બ્રહ્મ અખિલ અવિનાશી, હરિજન સમ્યક સાંચ્ય. ૬૧૧
નવ ગુણ નવલ રૂપ પુરૂષોત્તમ, જય જદુકુળ અવતાર;
જય જય જય વૈકુંઠ મહાનિધિ, કમળનયન સુખ સાર. ૬૧૨
વેદ પુરાણ રટે યશ જેનો, તોય ન પામે પાર;
હું મુચુકુંદ નૃપતિ કૃતયુગનો, સૂતાં થયા યુગ ચાર. ૬૧૩
અધુના અમને આજ્ઞા દીજે, જેમ ચરણ સુખ સાંઉં;
સદા વશી નિજ લોક નિરંતર, જન્મ કર્મ ગુણ ગાઉં. ૬૧૪
ક્ષત્રી જન્મ બહુ અઘ કીધાં, તેથી મુક્તિ ન હોય;
વિપ્ર જન્મ ધરે મુક્તિ થાશે, કરી તપ સાધન સોય. ૬૧૫
આજ્ઞા લેઈ ચાલ્યો નૃપવર, ઉત્તર દિશા વિશાળ;
કરી તપ વિપ્ર જન્મને લીધો, મટ્યો જન્મ જંજાળ. ૬૧૬
ત્યાંથી ચાલ્યા શ્યામ ને હળધર, પરવરખન ગિરિ આવ્યા;
પર્વતે બહુ નમન કરી પૂજા, હરિ વિનતિ મન લાવ્યા. ૬૧૭
નિત્ય પ્રતિ મમ શિર મઘવા વરસે, લાગે શીત અપાર;
અગણિત પાપ મહાદુઃખ ટાળો, માગું એહ મોરાર. ૬૧૮

---

૬૧૧. સમ્યક—રૂડેપ્રકારે. ૬૧૨. નવ—નવીન. ૬૧૭ પરવરખન—પ્રવર્ષણ નામનો પર્વત. ૬૧૮. મઘવા—ઈંદ્ર-મેઘ.

એવામાં માગધ ત્યાં આવ્યો, તેણે જાણી એ વાત;
પર્વત માંહી ગયા બે બંધવ, અરિ મારા સાક્ષાત. ૬૧૯
ચહુદા અગ્નિ લગાવી દીધી, જાણી રિપુની હાણ;
રામ કૃષ્ણ બે કૂદી પધાર્યા, પુરી દ્વારિકા સુજાણ. ૬૨૦
થયો આનંદ દ્વારકામાં અતિ, ઘર ઘર ગીત ગવાય;
કરી રિપુ હાણ સમર સહુ જીત્યા, રામ કૃષ્ણ મહારાય. ૬૨૧
એક સમય નારદ મુનિ આવ્યા, નૃપતિ ભીષ્મને ગેહ;
પૂજા કરી બહુ નાના વિધિ, નૃપતિ જણાવ્યો નેહ. ૬૨૨
લખી રૂક્મિણી કહ્યું મુનિ નારદ, આ કમળા અવતાર;
પૂરણ બ્રહ્મ પ્રગટ પુરૂષોત્તમ, શ્રીવસુદેવકુમાર. ૬૨૩
તેને યોગ્ય આ કન્યા છે, સુણો દેવ મહારાજ;
તવ નૃપ બોલ્યો કરો નિશ્ચય એ, સફળ થાય મમ કાજ. ૬૨૪
તવ નારદ મુનિ ગયા દ્વારિકા, કૃષ્ણચંદ્રની પાસ;
વિનતિ કરી રૂક્મિણીની સહુ, સુણી હરિ થયા હુલાસ. ૬૨૫
કરો વેગે કંઇ વિલંબ ન કરશો, નારદને કહી વાત;
સુણી કમલાપતિ મનમાં રીઝ્યા, પ્રફુલ્લિત થયાં સહુ ગાત. ૬૨૬
કહે નારદ એ પણ દિન આવે, કરશું વેગે ઉપાય;
રથારૂઢ કરી હરિને લીધા, શોભા કહી ન જાય. ૬૨૭
દેશ દેશના નૃપતિ આવ્યા ભીષ્મક નૃપતિધામ;
રૂક્મ કહે શિશુપાળને આપું, નહિ કૃષ્ણનું કામ. ૬૨૮
એવામાં આપણ હરિ આવ્યા, સુણી નૃપતિની વાત;
ઉપવન રહ્યા જાણી સહુ લીધું, પરમ પુરૂષ સાક્ષાત. ૬૨૯

---

૬૨૦ ચહુદા—ચારે દિશાએ. ૬૨૧. સમર—સંગ્રામ. ૬૨૨. ભીષ્મ—ભીષ્મક. ગેહ—ઘેર. ૬૨૩ લખી—જોઇ. ૬૨૮. રૂક્મ—રૂક્મી—ભીષ્મકનો પુત્ર. ૬૨૯. આપણ—પોતે.

પૂજા કરવા ચાલી દેવીનું, સખીવૃંદ સહુ સંગ;
પૂજા કરી બોલી એમ કમળા, લોકલાજકૃતભંગ. ૬૩૦
અટલ શક્તિ અવિનાશ અધિક બળ, એક અનાદિ અનુપ;
આદિ અવ્યક્ત અંબિકા પૂરણ, અખિલ લોક તવરૂપ. ૬૩૧
કૃષ્ણચંદ્રનાં ચરણકમળમાં, સદા રહો અનુરાગ;
એજ પતિ નિત્ય થાવ અમારા, જે પૂરણ મહાભાગ. ૬૩૨
તવ દેવી કહે કૃષ્ણ પતિ તમ, થશે અચલ સુહાગ;
ચાલી મહાવર પામી રૂક્મિણી, અતિ પૂરણ અનુરાગ. ૬૩૩
એવે હરિ રથ માંહે બેશી, આવી મળ્યા મહાભાગ;
ગ્રહણ કરી કર રથમાં નાખી, મન પામી અનુરાગ. ૬૩૪
જાણે નીલ મેઘની સંગે, મળી દામિની આવી;
ચાલ્યા તુરત હરિ પુરી દ્વારિકા, કુંદનપુરી તજાવી. ૬૩૫
દુષ્ટ નૃપતિનું માન મથન કરી, ચાલ્યા દ્વારિકા નાથ;
જરાસંધ શિશુપાળ આદિ નૃપ, પાછળ લાગ્યા સાથ. ૬૩૬
રથ પાછળ મળી શોભે આ વિધિ, સકળ દુષ્ટની ખાણ;
મહાસિંહ નિજ ભાગ લઇ જાતાં, પાછળ દોડે શ્વાન. ૬૩૭
હલધરે આવી દુષ્ટ સહુ માર્યા, અસુર નૃપતિના મીર;
ભાગી ગયા શિશુપાળ જરાસંધ, અતિવ્યાપિતપીડશિર. ૬૩૮
આવ્યા નાથ દ્વારિકા નિકટ, મંડપ રચ્યા વિશાળ;
વિવા'કેરી વિધિ રચી સકળ સુખ, ગુણ ગાયે સુમરાળ. ૬૩૯
બ્રહ્મા રૂદ્ર દેવ ત્યાં આવ્યા, શુક નારદ સનકાદિ;
દર્શન કર્યાં મંગળ સુખકારી, મટ્યો વિરહ જે આદિ. ૬૪૦

---

૬૩૦. લોકલાજકૃતભંગ—લોકલાજનો જેણે ભંગ કરેલો છે એવી. ૬૩૧. અવ્યક્ત—પ્રકટ નહિ એવું. ૬૩૮. વ્યાપિત—વ્યાપ્ત થયેલી. ૬૩૯. સુમરાળ—સારા હંસ—પરમહંસ—સંત.

ચૈત્રમાસ પૂનમનો શુભ દિન, શુભ નક્ષત્ર શુભ વાર;
પરણ્યા હરિદેવ રૂક્મિણી, વાધ્યું સુખ અપાર. ૬૪૧
એક સત્રાજીત યાદવ કહીએ, સૂરજ દેવ ઉપાસક;
આપ્યો મણિ આદિત્ય સ્યમંતક, કોટિક સૂર્ય પ્રકાશક. ૬૪૨
ભાર ભાર નિત્યે કનક આપતો, નૃપતિ સુણી એ વાત;
તેથી માગ્યો તે નહિ આપ્યો, વાધ્યું વેર અગાધ. ૬૪૩
એક દિવસ મૃગયાએ નીકળ્યો, કંઠ મહામણિ સાથ;
સિંહે મારી મણિ શુભ લીધો, ઋક્ષ મળ્યો મહાનાથ. ૬૪૪
જામ્બવાન મહાબળી ઉજાગર, સિંહ મારી મણિ લીધો;
પર્વત ગુફામાં પેશી ઘર જઇ, સુતાને રમવા દીધો. ૬૪૫
ચરચા ચાલી બહુ દ્વારિકા, થાય કૃષ્ણચંદ્રની વાત;
તવ હરિ ગયા શૈલકંદરામાં, અતિ કોમળ યદુગાત. ૬૪૬
દિન અઠાવીશ યુદ્ધ કર્યું તવ, ઋક્ષ થયો બળભંગ;
તવ પગ પડી બહુ સ્તુતિ કીધી, જાણી રામપદ સંગ. ૬૪૭
તવ હરિ કહે ભક્ત તું મારો, તુંથી કર્યો સંગ્રામ;
કર્યાં શુદ્ધ તત્વ સહુ તનનાં, પૂરણ કીધી કામ. ૬૪૮
જાંબવતી અરપી કન્યા વર, મણિ આપ્યો મહાદાન;
કરી હરિધ્યાન ગયો હરિપુરમાં, જ્યાં યોગેશ્વર ભગવાન. ૬૪૯
લેઇ સ્યમંતમણિ જાંબવતી સહ, આવ્યા દ્વારિકાનાથ;
અતિ આનંદ કુલાહલ ઘર ઘર, ફૂલ્યો ફળ્યો સહુ સાથ. ૬૫૦
આશ્વિન સુદી નવમી શુભ દિન, હરિ આવ્યા નિજ ધામ;
ત્યાં સુધી ઘર ઘર પ્રતિ દુર્ગા પૂજન, કરતા વાસી ગ્રામ. ૬૫૧
સત્રાજિતે પોતાની તનયા, આપી ત્રિભુવન રાય;

---

૬૪૨ આદિત્ય—આદિત્યે. ૬૪૪ નીકળ્યો—(સત્રાજિતનો ભાઈ).
૬૪૬ શૈલકંદરા—પર્વતગુફા.

સત્યભામા નામ તેહનું, શોભા કહી ન જાય. ૬૫૨

કીધો વિવા' પરમ આનંદથી, સત્યભામા સુખરાશ;
દ્વારામતીમાં વિરાજી નિત્ય પ્રતિ, કરે આનંદ વિલાસ. ૬૫૩

ઇંદ્રિપ્રસ્થ હરિ ગયા કૃપા કરી, પાંડવકુળના તાર;
ત્યાં કાલિંદી વનમાં પરણ્યા, અતિ સુંદરી સુકુમાર. ૬૫૪

મિત્રવિંદા એક નૃપની નંદિની, તેને માધવ પરણ્યા;
સાત બેલ નાથવા કારણ, વાણીથી હરિ વરણ્યા. ૬૫૫

સત્યા પરણ્યા બહુ સુખ કીધું, મથ્યાં નૃપતિનાં માન;
આવ્યા ફરી દ્વારિકા મોહન, મંગલ કેલિ નિધાન. ૬૫૬

ભદ્રા પરણ્યા પુરૂષોત્તમજી, દ્વારામતી આનંદ;
તે વિધિ લક્ષ્મણાને પરણ્યા, પૂરણ પરમાનંદ. ૬૫૭

નરકાસુરને મારી શ્યામઘન, સોળસહસ્ર સ્ત્રી લાવ્યા;
એક લગને સહુના કર ઝાલ્યા, મુહૂર્ત મંગળ ભાવ્યા. ૬૫૮

એ સુણી નારદ અચરજ પામ્યા, બ્રહ્મલોકથી ધાયા;
કૃષ્ણચંદ્રનાં ચરણ સ્પર્શ કરી, વીણા ધરી ગુણ ગાયા. ૬૫૯

તવ હરિ રીઝી કહે નારદને, કહો કયહાંથકી આવ્યા;
તવ કે' દરશન કરવા આવ્યો, હરિ પરણ્યા મન ભાવ્યા. ૬૬૦

વ્યવહાર ચાલે કેઈ વિધિથી, એ જોવા હું આવ્યો;
રૂપ અનંત આદિ અવિનાશી, દર્શનનો કરૂં દાવો. ૬૬૧

તવ હરિ કહે જાવ ઘર ઘર પ્રતિ, જોશો સર્વે ઠોર;
જેવો અહીં તેવો પરિપૂરણ, મુજ વિણ કંઇ નહિ સોર. ૬૬૨

તવ મુનિ ચાલ્યા જોઇ ઘર ઘર પ્રતિ, પરમ કેલિ સુખધામ;
નાના ક્રીડા કરે નિરંતર, ઘર ઘર રૂપ સુખ ધામ. ૬૬૩

કયહું ક્રીડા કયહું દામ બનાવે, કયહું કરે શૃંગાર;

કયહું બાળકને રમાડે માધવ, કયહું ખેલે પરમ ઉદાર. ૬૬૪
કયહું ચોપટ ખેલે યુવતીસંગ, પાંચ શાત ઉચ્ચાર;
કયહું મૃગયાએ ચાલ્યા અશ્વ ચઢી, શ્રીવસુદેવકુમાર. ૬૬૫
કયહું કર લેઇ શસ્ત્ર સમારે, કયહું કંઇ કરે વિચાર;
કયહું કંઈ વાત કરે સહુમાં મળી, કયહું શ્રુતિ વેદ ઉચાર. ૬૬૬
કયહું મળી યજ્ઞ કરે વિપ્રોશું, અતિ આનંદી મોરાર;
નાના દાન દેતા હય ગજવર, એવા પરમ ઉદાર. ૬૬૭
કયહું ગોદાન કરતાં હરિ દીઠા, કયહું સુણતા પુરાણ;
કયહું નૃત્ય સહુ જુએ વારવધૂ, કયહું ગંધર્વ ગુણગાન. ૬૬૮
કયહું જપ કરે સનાતન નિજવપુ, બ્રહ્મ કરે કયહું ધ્યાન;
કયહું ઉપદેશ કયહું જ્ઞાનીજન, કયહું દઢાવે જ્ઞાન. ૬૬૯
કયહું ભોજન નાના વિધિ માગે, ષટ્ રસનાં પકવાન;
આરોગે વ્રજરાજ શ્યામળો, કયહું કરે જળપાન. ૬૭૦
કયહું જાગે દેખાએ મુનિને, કયહું પૂજા પરણામ;
સંધ્યા કરે કયહું ત્રિભુવનપતિ, સ્નાન કરે કયહું ધામ. ૬૭૧
કયહું પોઢ્યા કમળાની સાથે, પરમ રહસ્ય ઇકંત;
કયહુંવ્રત કરે કયહું નિગમનું, જ્ઞાન કર્મનો અંત. ૬૭૨
કયહુંક શ્રાદ્ધ કરે પિતનું, તર્પણ કરી બહુ ભાતિ;
કયહું વિપ્રને દેતા દક્ષિણા, કયહુંક ભોજન પાતિ. ૬૭૩
કયહુંક સુગંધ લગાવે લેઇને, કયહુંક અશ્વ શૃંગાર;
કયહુંક ગજ રથ કયહુંક વાજી રથ, સજી ડોલે ગૃહદ્વાર. ૬૭૪
કયહુંક ઉદ્ધવ શું વ્રજસુખ ક્રીડા, પરમ પ્રેમ ઉચ્ચાર;

---

૬૬૪ દામ—માળા. ૬૬૮ વારવધૂ—વેશ્યા. ૬૭૨ ઇકંત—એકાંત. નિગમનું ઇ૦—નિગમનું જ્ઞાન અને કર્મનો અંત (વિચારે છે).

ક્યહું પાંડવની કથા ચલાવે, ચિંતા કરે અપાર. ૬૭૫
ક્યહું મળી વિપ્ર કહે સહુને, કીજે બાળ સગાઇ;
ક્યહું સુતવિવા' ક્યહું કન્યાને, દેતા દાયજો રાઇ. ૬૭૬
ક્યહું ગજરાજ વાજી શૃંગાર્યા, તે પર ચઢિયા આપ;
સંગ બળીભદ્ર ચમૂ સહુ સાથે, ચાલ્યા અસુર દળ કાપ. ૬૭૭
ક્યહુંક હસ્તિનાપુર જોવા, કરે મન માંહી વિચાર;
ક્યહુંક અર્ધ્ય આપે સુરજને, ક્યહુંક પૂજત ત્રિપુરાર. ૬૭૮
ક્યહુંક દુર્ગા દેવીને જાણે, પૂજે વિપ્ર નિજધામ;
કરે હોમ બહુ ભાતિ વેદ ધ્વનિ, સહુ વિધિ પૂરણકામ. ૬૭૯
પ્રથમ પુત્રનો વિવાહ જાણી, પૂજે કંઈ ગણેશ;
ક્યહુંક ઋષિના ચરણ પખાળી, શિર પર ધરે નરેશ. ૬૮૦
ક્યહું વિવા'ની કેલિ પરમ સુખ, જોઇ મુનિ સકુચાય;
શેષ સહસ્ર મુખ પાર ન પામે, ગુણ બીજો શું ગાય. ૬૮૧
ફરી મુનિ આવ્યા ભવન કમળાને, ચરણકમળ શિર નામ્યું;
હું સહુ ઠાર ફર્યો રૂપ જોયાં, મન વિરામ નવ પામ્યું. ૬૮૨
જ્યાં ત્યાં જોયા તમે પરિપૂરણ, આદિ અંત અખંડ;
લીલા પ્રગટ દેવ પુરૂષોત્તમ, વ્યાપક કોટિ બ્રહ્માંડ. ૬૮૩
શિવ વિરંચી સનકાદિ મહામુનિ, શેષ સુરેશ દિનેશ;
એ સહુએ મળી પાર ન લાગ્યો, હે દ્વારાવતીનરેશ. ૬૮૪
તવ ચરણકમળનો મહિમા, જાણે છે ત્રિપુરારિ;
પ્રગટ ગંગા પાવન ચરણે ઉપજી, રહ્યા તેહ શિર ધારી. ૬૮૫
પુનિ ગૌતમઘરણી જાણે છે, નાવક શવરી જાણ;
ઉદ્ધવ વિદુર યુધિષ્ઠિર અર્જુન, અને ભીષ્મ સુરજ્ઞાન. ૬૮૬

---

૬૭૬ દાયજો—પેહેરામણી. રાઇ—રાય—કૃષ્ણ.

૬૮૧ મુનિ-નારદ. સકુચાય—મનમાં સંકોચાય (સર્વત્ર શ્રીકૃષ્ણને જોઇને)

૬૮૬ ગૌતમઘરણી—અહલ્યા. નાવક—હોડી હાંકનારો ( રામને હોડીમાં

હનૂમાન અને ભક્ત વિભીષણ, ચરણકમળ રજ માગી;
જો કૃપા કરી કરૂણાનિધિએ, તે માગે અનુરાગી. ૬૮૭
એમ કહી મુનિલોક સિધાર્યા, વીણા વગાડી રીઝાવી;
બ્રહ્મલોક પહોચ્યા ક્ષણમાં જઇ, હરિઆજ્ઞા મન ભાવી. ૬૮૮

પહેલો પુત્ર રૂક્મિણીએ જાયો, પ્રદ્યુમ્ન નામ ધરાવ્યું;
કામદેવ પ્રગટ્યા હરિને ગૃહ, રૂદ્રથી અંગ બળાવ્યું. ૬૮૯
નારદે જઇ કહ્યું શંબરને, તુજ રિપુ વપુ ધરી આવ્યો;
વેગે ઉપાય કરો મારણનો, મહાશૂર વર કા'વ્યો. ૬૯૦
સુણી શંબર ભયભીત દ્વારિકા, ગયો તરત તે કાળ;
હરિનું ચક્ર જોઇ રખવાળું, થયો વ્યાકુળ બેહાલ. ૬૯૧
તવ નારદ મુનિ ચક્ર નિકટ જઇ, વાત કરી અટકાવ્યું;
એવામાં તે પુત્ર લેઇ નાઠો, નિધિમાં રૂપ છુપાવ્યું. ૬૯૨
એક મીને ભક્ષણ કીધું, તવ હરજીએ રાખ્યો;
તે મત્સ્ય પકડી મોધુકે, જઈ અસુરને દાખ્યો. ૬૯૩
તે મત્સ્ય લેઈ પાકશાળામાં, અસુરે મોકલી દીધો;
ચીરતાં ઉદરથી પુત્ર નીકળ્યો, તે અતિ વા'લે લીધો. ૬૯૪
નારદ કહ્યું એ તવ પતિ છે, એને વેગે વધાર;
જ્યાં સુધી મોટો થાયે ત્યાં સુધી, અસુરને જોવો વાર. ૬૯૫
સેવા કીધી વડા થયા તવ, સમર્થ વિપુલ ઉદાર;

---

બેસાડી લેઇ ગયો હતો તેનું રામે કલ્યાણ કર્યું હતું તેથી ). શવરી—ભીલડી.

૬૯૦ શંબર—એ નામનો અસુર. એનું મૃત્યુ પ્રદ્યુમ્નને હાથે થવાનું હતું. ૬૯૨ નિધિ—સમુદ્ર. પ્રદ્યુમ્નને સમુદ્રમાં નાખી દીધો.

૬૯૩. મોધુકે—માછીએ ( ? ). ૬૯૫. નારદ ક૦—નારદે શંબરને ઘેર રહેલી રતિને કહ્યું.

મહાબળી બળરામ કૃષ્ણસુત, કીધો અસુર સંહાર. ૬૯૬
મારી અસુરને આવ્યા દ્વારિકા, કૃષ્ણચરણ આધાર;
ઘરમાં જઈ નમ્યા રૂક્મિણીને, નમિયા દેવ મોરાર. ૬૯૭
વર વધૂ આવ્યાં જાણી જનની, રૂકિમણી વેંચે વધાઈ;
રતિને કામ પ્રગટ્યાં તે દિનથી, કવિમતિ કીર્ત્તિ ગવાઈ. ૬૯૮
એ વિધિ કેલિ કરે દ્વારાવતી, પૂરણ પરમાનંદ;
મહિમાસિંધુ કયહાં સુધી વરણે, દયો કવિ મતિ મંદ. ૬૯૯
વળી અનિરૂદ્ધ ભેદ નારદને, ચિત્રલેહા હરિ લીધો;
ચાર વર્ષ ને ચાર માસ સુધી. ઉષાને આનંદ દિધો. ૭૦૦
ગયા હરિ હળધર સંગે લેઇ, સહુ યાદવ દળ જોડી;
સર્વ ભુજ છેદ્યા અસુરના, કીધા ચાર ભુજ છોડી. ૭૦૧
આવ્યા રૂદ્ર પક્ષ કરી તેની. યુદ્ધ કરવા હરિ સાથ;
ક્ષણમાં જીત્યા વધૂ સુત લેઇને, આવ્યા દ્વારિકાનાથ. ૭૦૨
વળી એક દિવસ સુધર્મા બેઠા, યાદવ સભા અપાર;
ઉગ્રસેન વસુદેવ સાત્યકિ, અને અક્રૂર ઉદાર. ૭૦૩
એવામાં દૂત એક આવ્યો. સર્વ પ્રકાર સમજાવ્યો;
વાસુદેવ નૃપ આજ્ઞા કરીને, મુજને ઠામ તજાવ્યો. ૭૦૪
વાસુદેવ એમ કહે વેદમાં. પ્રગટ બ્રહ્મ અવતાર;
તે હું પ્રગટ થયો ભૂમિમાં, એ વિધિ વદ્યો અપાર. ૭૦૫
ક્ષણમાં જઇ તુરત હરિ માર્યો, દીધી મુક્તિ કૃપાળ;
ફરી દ્વારિકા તુરત પધાર્યા, ગરૂડ ચઢી ગોપાળ. ૭૦૬
એક દુષ્ટે બહુ કર્યું તપ, તેથી રીઝ્યા ત્રિપુરાર;
શિવજીએ તેને કૃત્યા આપી, વધ્યો ક્રોધ અપાર. ૭૦૭

---

૭૦૧ અસુરના—બાણાસુરના. ૭૦૪ દૂત કહે છે: વાસુદેવ ૪૦—૨૫૨ છે. ૭૦૭ કૃત્યા—રાક્ષસી.

જાણે સરસ ઇંદીવર ફૂલે, તે મધ્યે ફૂલી ત્યાંય. ૭૨૦

જોઇ તેજ વૃષભાનસુતાનું, થઇ સહુ છબી હીન;
અતિ આનંદ મોદ મન માન્યો, રૂપ રાધિકા પીન. ૭૨૧

તવ હરિએ કહ્યું રાધા વિણ પળ, ક્ષણ ક્યહુંએ ન સુહાય;
સુણો રૂક્મિણી કથા ઘોષની, મુજથી કહી ન જાય. ૭૨૨

એક દિવસ વનમાં રાધાએ, અધરામૃત પીવડાવ્યું;
તેના બળથી ગિરિ ગોવર્દ્ધન, લેવાનું બળ આવ્યું. ૭૨૩

વળી કાળી ધેનુક દાવાનળ પ્રગટ્યો, પૂતના આદિક આવ્યાં;
એની કૃપાથી વિઘ્નમાં, અમો રૂક્મિણી ફાવ્યા. ૭૨૪

વિધ વિધ ભાતિ મને લડાવ્યો, સઘન કુંજમાં સાથ;
તેની કથા કહું શું તમને, થાકું ત્રિભુવનનાથ. ૭૨૫

રાસકેલિ કરી ક્રીડા કીધી, હોળી ખેલ મચાવ્યો;
મટુકી છોડાવી લીધું દધિ મેં, ભોગ મહામન ભાવ્યો. ૭૨૬

રતનજટિત પર્યંક દ્વારિકા, જો પોઢું સુખધામ;
તોપણ એમનું ધ્યાન કરતાં, વિતે છે સહુ યામ. ૭૨૭

ભોગ એમના વિણ (હુંને) નવ ભાવે, નંદરાયની આણ;
સુણો રૂક્મિણી લોચનમાં સહુ, વસી રહે મમ પ્રાણ. ૭૨૮

જાગું ઉંઘુ વળી હું ડોલું, ભોજન કરૂં વિહાર;
ધ્યાન કરૂં નખશિખ એહનું, વશી દ્વારામતિ મોઝાર. ૭૨૯

વળી મળ્યા રંગ બહુ ભાતિ, કીધો વિપુલ વિહાર;
વ્રજજન ચાલ્યાં સકળ ગોકુળમાં, દેઇ દાન અગાર. ૭૩૦

ચાલ્યું દ્વારિકા યદુકુળ સહુ મળી, થયો કુલાહલ સાર;
આવી પહોચ્યા દ્વારિકા સન્મુખ, ઘર ઘર મંગલચાર. ૭૭૩

---

૭૨૦ ઇંદીવર—કમળ. ૭૨૧. છબી—કાંતિ. પીન-પુષ્ટ—અધિક. ૭૨૨ ઘોષ—વ્રજ. ૭૨૭ જટિત—જડિત. પર્યંક—પલંગ.૭૩૦ વિપુલ—મોહોળું

એવો વિચાર યજ્ઞનો રાજા, રાજસૂય મન જાણી;
કૃષ્ણચંદ્રને વેગે તેડ્યા, સંગ સકળ પટરાણી. ૭૩૨
આવ્યું ઇંદ્રપ્રસ્થ સહુ યદુકુળ, મહામહોત્સવ માની;
મળ્યા ભૂપ બહુ સકળ દેશના, હરિનું દર્શન જાણી. ૭૩૩
ચારે ભ્રાતે ચતુર્દિશ જીતી, ભારતમાં કર્યું વખાણ;
ઠેર ઠેરથી નૃપ સહુ આવ્યા, લેઇ ઉપહાર પ્રમાણ. ૭૩૪
મોટો યજ્ઞ રાજસૂય રચાયો, મળ્યા વિપ્ર બહુ ભારી;
મહાભાગ્ય રાજા યુધિષ્ઠિર, જ્યાં માધવ અધિકારી. ૭૩૫
સહુએ કહ્યું પ્રથમ પૂજા હવે, કહો કવણની કીજે;
સહુમાં મોટા કોણ ભૂપતિ છે, જેને અર્ચન દીજે. ૭૩૬
તવ સહદેવે કહ્યું સહુને, સુણો નૃપતિ મન માંય;
પૂજા યોગ્ય પ્રગટ પુરૂષોત્તમ, કૃષ્ણચંદ્ર યદુરાય. ૭૩૭
સહુએ કહ્યું સાધુ એ વાણી, સુરમુનિ મનુજ સરાઇ;
એક શિશુપાળ દુષ્ટ નૃપતિ જે, સુણીને ઊઠ્યો રીસાઇ. ૭૩૮
ગોકુલ નંદ આહીર ગોપગૃહે, પય પીને એ જીવ્યો;
દધિ ચોરી ખાધું વૃંદાવન, થયો નૃપમાં તે દીવો. ૭૩૯
માતુલ મારી બહુ અઘ કીધાં, શી શી કહું બડાઈ;
વૃંદાવન ગોવર્દ્ધન કુંજમાં, લુંટી નારી પરાઈ. ૭૪૦
વન વન ગાય ચરાવે ડોલે, કાંધે કામળી રાજે;
લકુટી હાથે ગળે ગુંજમાળા, અધર મુરલિકા વાજે. ૭૪૧
એવા ખ્યાલ કર્યા બહુ વિધિ એણે. કે'તાં આવે લાજ;
વેદ વિદિત સુરકાજ બગાડ્યું, એ'કાવી વ્રજરાજ. ૭૪૨

---

૭૩૨ રાજા–યુધિષ્ઠિરે. ૭૩૮ સાધુ—સારી ( એ વાણી ). સુર ઈ૦—એ વાણી સુર, મુનિ અને મનુજ, એ સર્વથી સરાઈ ( વખાણાઇ ) છે. ૭૪૦ માતુલ–મામો.

યજ્ઞ કરતા વિપ્રે મથુરામાં, યાચ્યે ભીખ ન દીધી;
અર્પણ કર્યું નહિ દેવને, મુનિયે એ મતિ કીધી. ૭૪૩
માખણચોર ચોર ગોપીનો, દૂધ દધિ લઈ ખાધું;
યમુના ના'તાં ગોપકન્યાનાં, પટ ચોર્યાં એ સાધુ !! ૭૪૪
કાલિ હરિની આજ્ઞાને લેઈ, યમુના માંહે વસિયો;
તેને કાઢી દીધો ક્ષણમાં, તેક વિચાર ન કસિયો. ૭૪૫
એક પૂતના પય કરાવવા, પ્રેમ સહિત ગઈ પાસ;
તેને હૃદય સંગ લપેટી, કર્યો પ્રાણ લેઈ નાશ. ૭૪૬
જન્મ થતામાં માત તાતને, એણે બંધન કીધું;
યાદવજાતિ છૂપાવી એણે, અન્યતનું સુખ લીધું. ૭૪૭
વેણુ વગાડી રાસ રમ્યો એ, મધુપ ગોપની નારી;
પરનારીનો દોષ ન આણ્યો, એવો એ અવિચારી. ૭૪૮
દૂધ દધિનાં ભાજન ચાટ્યાં, એને લાજ ન આવી;
માંખણ ચોર કોડ મથનીનો, પીતાં છાશ બહુ ભાવી. ૭૪૯
ખાધું શાક જૂઠું ગોપનું, મનમાં દુઃખ ન માન્યું;
પરદારાની સંગે જતાં, નિકુંજમાં દુઃખ ન જાણ્યું. ૭૫૦
બહુ પ્રીત કરી ગોપિકાએ, બહુ વિધિ લાડ લડાવ્યો;
તેનું યત્ન કાંઈ નવ માન્યું, વસુદેવનો સુત કાવ્યો. ૭૫૧
જરાસંધથી ઘણી ઘણી વારે, સંગ્રામ માંહી હાર્યો;
આમારા જેવાનો ડર ધારી, આવ્યો સમુદ્ર વસવા વારે. ૭૫૨
કાળયવનની બીક ધરીને, નાસી ગુફામાં પેઠો;
લાત મારી મુચુકુંદ જગાડ્યો, ડાહ્યો થઇ ત્યાં બેઠો. ૭૫૩

---

૭૪૭ અન્યતનું—બીજા શરીરમાં—બીજી જાતમાં, અર્થાત્ યાદવ મટી ભરવાડ થઈને. ૭૪૮ મધુપ ઇ૦—એ ગોપની નારીઓનો મધુપ (ભ્રમર) બન્યો. ૭૪૯ ભાજન—પાત્ર. મથની—દહીં વલોવવાની ગોળી.

વાતો ઘણી મોહની લંપટ, સભા માંહી શું કહિયે;
મનમાં સમજી સનમુખ મુખ લખી, ચૂપ થઇને રહિયે. ૭૫૪
અતિશય ક્રોધ થયો પાંડવને, અન્ય નૃપતિ હરિદાસ;
રાખ્યા વારી સહુને વિઠ્ઠલ, નેક ન થયા ઉદાસ. ૭૫૫
ઘણી કરી અવજ્ઞા જાણી, ચક્ર સુદર્શન મૂક્યું;
માધવનો મન ભાવ જાણિયા, શિર છેદંતાં નવ ચૂક્યું. ૭૫૬
પરમ કૃપાળ દયાળ દેવકીનંદન પાવન નામ;
દીધી મુક્તિ દયા કરીને, પરમ પોતાનું ધામ. ૭૫૭
જય જયકાર થયો વસુધા પર, રાય યુધિષ્ઠિર હરખ્યા;
અમૃત સ્નાન કરાવી વેદ વિધિ, કનક કુસુમ શિર વરખ્યા. ૭૫૮
દીધી સભા બનાવી પાંડુની, મય માયાગત અંત;
તેને જોઇ ભ્રમ્યો દુર્યોધન, મહામોહ મતિમંત. ૭૫૯
જળમાં થળ મતિ, થળમાં જળ મતિ, થઇ નૃપતિની જાણ;
અંધસુત લખી હસ્યો પવનસુત, શર્માયો ભૂભાણ. ૭૬૦
ગયો ઘેર અકળાઇ ઘણો મન, ક્રોધાક્રાંત અભિમાની;
તે દિવસથી પાંડુપુત્રમાં, વૈરતણી મતિ આણી. ૭૬૧
સભા રચી ચોપટ ક્રીડા કરી, કપટ કર્યું અતિ ભારી;
જીત યુધિષ્ઠિર થઇ સહુ જાણી, તોય મનમાં અધિકારી. ૭૬૨
યુવતી ધરી જાણી દુષ્ટોએ, નવ દ્રૌપદી બોલાવી;
હરિનું સ્મરણ કર્યું પંથમાં, દુશ્મનને ડોલાવી. ૭૬૩
અહો નાથ વ્રજનાથ નાથ નિજ, યદુકુળના નિજનાથ;
ગોકુળનાથ નાથ સહુના, મુજ પતિ છે તમ હાથ. ૭૬૪

---

૭૫૮ કનક કુસુમ—સોનાનાં ફૂલ. ૭૫૯ માયાગત અંત—માયાનો અંત જે પામ્યો છે એવો-સઘળી માયાને જાણનારો (મયદાનવ). ૭૬૦ અંધસુત ઇ૦-દુર્યોધન.

જ્યમ ગજપતિ બચાવ્યો જળમાં, નેક વિલંબ ન કીધી;
પોતાનો ભક્ત બચાવવા કારણ, વિષ પિયૂષ મતિ દીધી. ૭૬૫
શબરી ગીધ ને પશુ પક્ષી સહુ, રક્ષ્યાં દીનદયાળ;
હવે સહાય કીજે શ્યામજી, પીડે દુષ્ટ ભૂપાળ. ૭૬૬
ચોપટ ખેલે ભવન આપણે, હરિ દ્વારિકા મોઝાર;
પાસા નાખે પરમ આતુર થઇ, કર્યો અનંત ઉચાર. ૭૬૭
ચીર વધારી દીધાં બહુ વિધિ, ખેંચે પાર ન પામે;
ભીષ્મ દ્રોણ ને કર્ણ યુધિષ્ઠર, સુખ દુઃખના દિન વામે. ૭૬૮
રહ્યો દુષ્ટ હારી દુઃશાસન, કાંઇ ન કળામાં ફાવ્યો;
બેઠો આવી સભામાં પાછો, દુષ્ટતાજ જે કાંવ્યો. ૭૬૯
ફરી દ્રૌપદી ભવનમાં આવી, શ્રીહરિએ લજ્જા રાખી;
વેદ પુરાણ તત્વ ભારતમાં, બહુ વિધિ કહી દાખી. ૭૭૦
વળી વનવાસ દીધો પાંડવસુત, હરિએ દ્વારિકામાં જાણ્યું;
અક્ષયપાત્ર અપાવ્યું રવિથી, જેણે સુખ ઘણું માણ્યું. ૭૭૧
દુર્વાસા શાપ દેવા આવ્યા, તેનું કાંઇ ન ચાલ્યું;
અક્ષય કાર્ય કર્યું કમળદળ લોચન, કૃપાદષ્ટિથી ભાળ્યું. ૭૭૨
પાંડવકુળના સહાય થયા હરિ, જ્યાં ત્યાં સાથે ડોલ્યા;
દુર્યોધનને કહ્યું દૂત થઇ, ભક્ત પક્ષ દઢ બોલ્યા. ૭૭૩
પાંચ ગામ પાંડવને આપો, સુણો નૃપતિ મમ વાત;
બીજું રાજ્ય સહુ તમો કરિયે, નિપટ જગત વિખ્યાત. ૭૭૪
પ્રાચી અને પ્રતિચી ઉદિચી, અને અવાચી માન;
ઇંદ્રપ્રસ્થ વચમાંથી આપો , બીજું રાજ્ય તું માણ. ૭૭૫

---

૭૬૫ પિયૂષ—અમૃત. ૭૭૪ નિપટ—અત્યંત.

૭૭૫ પ્રાચી—પૂર્વ. પ્રતિચી—પશ્ચિમ. ઉદિચી—ઉત્તર. અવાચી—દક્ષિણ.

સુણી(ને) ક્રોધ ભર્યો દુર્યોધન, સહુ પાંડવનું રાજ !
તમારૂં કુળ સહુ નાશ પામશે કહી આલ્યા મજરાજ. ૭૭૬
બહુ દુઃખ દીધું પાંડવને, તવ સંભાળ મેં લીધી;
લાક્ષાભુવન પેસાડ્યા કપટે, ભોજન વિષ મતિ દીધી. ૭૭૭
વન વન ફર્યા અર્ક તુલ સમ, વાસ વિરાટગૃહે કીધો;
અંતર ગુપ્ત રહ્યા તે પુરમાં, ભેદ કોઇને નહિ દીધો. ૭૭૮
જોડી નૃપતિ અઢાર અક્ષૌહિણી, યુદ્ધ થયું અતિ ભારી;
રથ હાંક્યો ગોવિંદે અર્જુન, શૂરપણું જ વિસારી. ૭૭૯
કરી પ્રતિજ્ઞા કહે ભીષ્મ મુખ, પુનિ પુનિ દેવ મનાવી;
જો તમને શર હું ન ધરાવું, ગંગા જનની ન ભાવી. ૭૮૦
લઢ્યાં પ્રબળ દળ બેઉ ભૂપનાં, મધ્ય અર્જુનરથ રાખ્યો;
ઇત પારથ ગાંગેય ઇતસ્થિત, મહાક્રોધ હૃય દાખ્યો. ૭૮૧
દશ દિન લઢ્યા બળી ગંગાસુત, હરિએ પ્રતિજ્ઞા જાણી;
સત્ય વચન હરિએ કર્યું ભક્તનું, નિગમ જૂઠ કરી વાણી. ૭૮૨
ધરી રથચક્ર શ્યામ નિજકરમાં, જદા ભીષ્મ પર દોડ્યા;
શીતળ થઈ ચક્રની જ્વાળા, ચક્રે કર જઇ જોડ્યા. ૭૮૩
ધન્ય ધન્ય કહી પડ્યા આવી પગ, ગુણનિધાન ગાંગેવ;
તવ હરિ કહે વિપુલ બળ તમારૂં, જીતી લીધા સહુ દેવ. ૭૮૪
તવ તેણે કહ્યું ચરણ આપમાં, રાખ્યું નિશિ દિન ધ્યાન;
મારી પ્રતિજ્ઞા તમે રાખી છે, મટાડી વેદનું માન. ૭૮૫
નાખી શસ્ત્ર શરશય્યા સૂતા, હરિચરણે ચિત્ત રાખી;
ઉત્તર દિશિ રવિ જાણી જીવ્યા, વિરોધ વાણી ન ભાખી. ૭૮૬

---

૭૮૦ જો તમને ઇ૦—ભીષ્મ કૃષ્ણને કહે છે કે જો તમને હું શર (બાણ—શસ્ત્ર) ન ધરાવું તો હું ગંગાનો પુત્ર નહિ. ૭૮૧ ઇત—અહીં. ઇતસ્થિત—અહીં રહેલો. ૭૮૬ શરશય્યા—બાણના પલંગમાં. ઉત્તર દિશિ ઇ૦—ઉત્તર દિશામાં.

નૃપતિ યુધિષ્ઠિર રાજ્ય બેસાડ્યા, કાપી દુષ્ટનાં શિર;
દ્રોણ કર્ણ ને શલ્ય મુક્તિપદ, પો'ચાડ્યા મા'ધીર. ૭૮૭
ગોવિંદ આવી દ્વારિકા નિજગૃહ, અતિ આનંદ વધાર્યો;
ઘર ઘર મંગળ મહાકુલાહલ, ભક્ત હેતુ એમ તાર્યો. ૭૮૮
શાલ્વ નૃપતિએ તપ કર્યું પંચાનન, તે વરદાન તો પામ્યો;
દીધું બનાવી નગર ગોપુરમાં, દુઃખદિન હરિથી જામ્યો. ૭૮૯
આવી દ્વારિકા સોર કર્યો અતિ, હરિ હસ્તિનાપુર જાણી;
પ્રદ્યુમ્ન લઢયા સપ્તદશ બે દિન, રંચ હાર નહિ માની. ૭૯૦
હરિ અપશુકન જાણી હસ્તિનાપુર, બેશી તરત રથ ધાયા;
બહુ દેશને પાવન કરી કરી, અગ્નિને આવી સા'યા. ૭૯૧
કીધું યુદ્ધ આવી શાલ્વશુ, તેણે બહુ માયા કીધી;
જળમાં સ્થળ ને સ્થળમાં જળ જોયું, તે ભ્રાન્તિ હરિએ હરી લીધી. ૭૯૨
માયા દૂર કરી નંદનંદન, ચક્ર મૂક્યું શિર મોઝાર;
ક્ષણ એકમાં દુષ્ટ સંહાર્યો, ઉતાર્યો ભૂમિભાર. ૭૯૩
જય જયકાર કરે દેવગણ, વરસે કુસુમ અપાર;
કર્યો પ્રવેશ દ્વારિકા મોહન, ઘર ઘર મંગલચાર. ૭૯૪
રાજસૂય કરી શ્યામઘને, જરાસંધને મરાવ્યો;
દંતવક્ર મહીપાળ મહાબડ, વિદૂરથ પ્રાણ હરાવ્યો. ૭૯૫
બાળક મૃતક દેવકીએ માગ્યાં, તે ક્ષણમાં હરિ લાવ્યા;
દીધું દર્શન ભક્ત નૃપ બલિને, તનના તાપ મટાવ્યા. ૭૯૬
બાળક આવ્યા દેવકીએ જોઇ, સ્તનપાન કરાવ્યું;
હરિતણું શેષ પાન કરીને, તેને હરિપદ ભાવ્યું. ૭૯૭
એક દિવસ યદુનાથ સંગ સહુ, વિપ્ર મંડળી લીધી;

---

૭૮૯ પંચાનન—મહાદેવ. ગોપુરમાં—અર્થાત્ દરવાજા સહિત. ૭૯૫ શ્યામઘને-ઘનશ્યામે -કૃષ્ણે.

મિથિલા ગયા જનક રાજગૃહ, દરશ કૃપા કરી દીધી. ૭૯૮
ત્યાં વસે શ્રુતદેવ મહામુનિ, સુણી દર્શનને ધાયા;
તેણે કહ્યું ચાલો મમગૃહ હરિ, પવિત્ર કરો મમ કાયા. ૭૯૯
નૃપતિ કહે મારે ઘેર ચાલો, કરો કૃતારથ હુંને;
તે બેને ગૃહ હરિવર પધાર્યા, બે રૂપે કહું તુંને. ૮૦૦
જોઇ ચરિત્ર વિનોદ લાલનાં, વિસ્મય થયા દ્વિજરાય;
અદ્ભુત કેલિ કૃપા હરિ કીધી, દ્વિજવર જ્ઞાન દઢાય. ૮૦૧
બહુ દિવસ સુધી કૃપા કરી હરિ, જનક રાય સુખ દીધું;
ઘણે દિવસે પધારી દ્વારિકા, યદુકુળમાં સુખ કીધું. ૮૦૨
બેન સુભદ્રા લગ્ન વિચારી, હરિએ અર્જુન ચિત્ત ધાર્યો;
શ્રીબળદેવે કહ્યું દુર્યોધન, તણો સંબંધ વિચાર્યો. ૮૦૩
હરિનો ભેદ જાણી અર્જુન મન, ધરી દંડીનું રૂપ;
ભિક્ષાને નિજ ભવન બોલાવ્યો, શ્રી બળભદ્ર અનુપ. ૮૦૪
નયન મિષોન્મિષમાં લઇ નાઠો, ફાલ્ગુન થઇ રથ રૂઢ;
સુણી બળદેવ ક્રોધ અતિ કરતા, કરી શાંતિ કૃષ્ણે ગૂઢ. ૮૦૫
ફરી બોલાવી વિવાહ કીધો, વિજય બહુ સુખ દીધું;
ફરી આવ્યા હસ્તિનાપુર પારથ, મઘવાપ્રસ્થ ત્યાં કીધું. ૮૦૬
એક દિવસ એક વિપ્ર ભક્ત અતિ, હરિનો સખા કે'વાય;
અતિ દારિદ્ર દુખિત જવ જાણ્યો, તવ પતની ગુણ ગાય. ૮૦૭
જાઓ પતિ તમે પુરી દ્વારિકા, કૃષ્ણચંદ્રની પાસ;
જેનાં દરશ પરશ કરૂણાથી, દુઃખ દરિદ્રનો નાશ. ૮૦૮
તાંદુળ માગી ઉછીના લાવી, તે દીધો ઉપહાર;

---

૮૦૫ નયન મિષોન્મિષ—આંખના પલકારામાં—અર્થાત્ થોડી વારમાં ફાલ્ગુન—અર્જુન. રૂઢ (આરૂઢ) ચઢેલો (રથમાં). ૮૦૬ વિજય—અર્જુન. મઘવાપ્રસ્થ—ઇંદ્રપ્રસ્થ. ૮૦૮ પરશ—સ્પર્શ. ઉપહાર—ભેટ (આપવાને). વસન

—વસ્ત્ર

ફાટ્યાં વસનમાં બાંધી દ્વિજવર, અતિ દુર્બળ તન હાર. ૮૦૯
આવ્યા દેવ દ્વારિકા હરિ સંગ, જઈ ચરણે શિર નામ્યું;
હરિ મળિયા ભ્રાતની પેઠે, દુઃખ ડુંગરવત વામ્યું. ૮૧૦
મુનિને સ્વઆસન બેસાડી, હસી હસી પૂછે વાત;
કહો વિપ્ર અમો ગયા અવંતિકા, ગુરૂ સદન વિખ્યાત. ૮૧૧
તે વનમાં વર્ષાઋતુ આવી, તેને કંઇ સંભારો;
ગુરૂ આવ્યા આપણને જોવા, મંત્ર કહ્યો વિચારો. ૮૧૨
તે દિનની જે કથા તમારી, વિસરે નહિ કંઈ મુને;
કીધું કશું કાર્ય શું આશય, તે પૂછું હું તુને. ૮૧૩
કાંઈ ઉપહાર મોકલ્યો, ભાભીએ તમ સાથ;
ફાટ્યાં વસનમાં શું સંતાડ્યું, ઢાંકો વળી વળી હાથ. ૮૧૪
હરિએ સ્વય કર છોડી ગાંઠ્યો, તાંદુળ લીધા હાથ;
મૂઠી એક પ્રથમ હરિ લીધા, ભક્ષ્યા છે યદુનાથ. ૮૧૫
દ્વિતીય મુષ્ટિકા લેવા લાગ્યા, તવ કમળાએ ગ્રહ્યો હાથ;
દીધો દ્વિજને મઘવાવૈભવ, વાધ્યો યશ વિખ્યાત. ૮૧૬
સવાર થયું ઊઠીને ચાલ્યા, હરિએ કાંઇ ન દીધું;
તેનો હર્ષ શોક નહિ મનમાં, શુભ અશુભ સરખું લીધું. ૮૧૭
ભલું થયું હરિ દર્શન પામ્યો, તનનો તાપ મટાડ્યો;
દુર્બળ વિપ્ર દરિદ્ર સુદામા, અતિશે સુખ પમાડ્યો. ૮૧૮
ધન્ય ધન્ય પ્રભુની પ્રભુતાઈ, હુંથી વરણી ન જાય;
શેષ સહસ્ત્ર મુખ પાર ન પામે, નિગમ નેતિ કહી ગાય. ૮૧૯
એમ કે'તા ગયા નિજપુરમાં, સહુ વિલક્ષણ દેખ્યું;
મણિમય મે'લ મે'લ સ્ફટિક ગોપુર લખી, કનક ભૂમિ અવરેખ્યું. ૮૨૦

---

૮૧૦ ડુંગરવત—દુઃખનું વિશેષણ. ૮૧૧ સદન-ઘર. ૮૨૦ ગોપુર—દરવાજા. અવરેખ્યું-દીઠું.

પત્ની મળી પરમ સુખ પામ્યા, કૃષ્ણચંદ્ર આરાધ્યા;
મઘવાનું સુખ થયું સુદામા, તોય કાંઈ નહિ બાધ્યાં. ૮૨૧
નવ લખ ધેનુ આપી રાજા નૃગ, બહુ દાનેશ્વરી કા'વ્યા;
કૃષ્ણભક્તિ વિણ વિપ્રશાપથી, ગિરગિટની ગતિ લાવ્યા. ૮૨૨
તેને ચરણસ્પર્શ કરી માધવ, દુખિત શાપ મટાડ્યો;
કૃપા કરી યદુનાથ મહાનિધિ, નિજવૈકુંઠ દેખાડ્યો. ૮૨૩
બળદેવજી વ્રજમંડળ આવ્યા, વ્રજવાસીને ભેટ્યા;
બહુ દિનનાં વિરહ તાપ દુઃખ, મળી એક ક્ષણમાં મેટ્યાં. ૮૨૪
ઘન નિકુંજ સુભગ વૃંદાવન, કીધા વિવિધ વિહાર;
ગોપીસંગે રાસરસ લેતાં, વાધ્યો શ્રમ સુકુમાર. ૮૨૫
કાલિંદીને નિકટ બોલાવી, જળ ક્રીડાને કાજ;
લીધી આકર્ષી એક ક્ષણમાં હરિ, અતિ સમરથ યદુરાજ. ૮૨૬
વિવિધ ભાતિ ક્રીડા હરિએ કરી, વ્રજવાસીને સુખ દીધું;
દ્વાદશ વન અવલોકી મધુપુરી, તીર્થે જવા ચિત્ત કીધું. ૮૨૭
શુભ કુરૂક્ષેત્ર અયોધ્યા મિથિલા, પ્રાગ ત્રિવેણી ના'યા;
પુણ્ય શતરૂદ્ર અને ચંદ્રભાગા, ગંગા વ્યાસ કર સા'યા. ૮૨૮
નિમિષારણ્ય આવ્યા બળ જ્યારે, સકળ વિપ્રે શિર નામ્યું;
કરી અવજ્ઞા કથા કે'નાર દ્વિજ, ધર્યું માન નકામું. ૮૨૯
નાશ કર્યો જોઇ પુરાણી કેરો, દ્વિજવર સહુ એમ બોલ્યા;
કથા હવે અમો ક્યાં સુણશું, બોલ્યા બળદેવ અમોલ્યા. ૮૩૦
એનો પુત્ર જેહ છે બાળક, તે વેગે જ્ઞાની થાશે;
ધરી હાથ શિર દીધી વિદ્યા, એથી દુઃખ સહુ જાશે. ૮૩૧
પુનિ દ્વિજે વિનતિ કરી ભાખ્યું, એક અસુર અહીં આવે;
યજ્ઞ કરીએ તે જાણ પડે કે, રૂધિર આવી વરસાવે. ૮૩૨

---

૮૨૨. ગિરગિટ—કાચંડો.

સુણીને બળદેવ મહાભડ, હળ મૂશળ લીધું હાથ;
લીધો પકડી હળ નભમંડળથી, કરિયો મૂશળથી ઘાત. ૮૩૩
જય જયકાર થયો સુરગણમાં, દેવ દુંદુભિ વાજે;
સ્તુતિ કરે પૂજા બહુ દ્વિજ અતિ, આનંદ અતિશે રાજે. ૮૩૪
વિનતિ કરી બહુ વિપ્રે ત્યાં મળી, રામ વિપ્ર તમે માર્યો;
તીરથ ના'યા શુદ્ધ શરીર કરી, હરિએ અઘગઢ વાર્યો. ૮૩૫
વરસ દિવસમાં અડસઠ તીરથ, નાહી કરી ઘેર આવ્યા;
પ્રભાસમાં આવી બહુ દીધાં, દાન માન મન ભાવ્યાં. ૮૩૬
વળી મિથિલા એક દિવસ પધાર્યા, હરિ બળદેવ ગોસાંઈ;
ગદાયુદ્ધ દુર્યોધન શીખ્યો, નાના ભેદ ચતુરાઇ. ૮૩૭
ફરી દ્વારિકા પધાર્યા નિજ પુર, અતિ આનંદ સુખ વાધ્યું;
પ્રગટ બ્રહ્મ નિત્ય વસે દ્વારિકા, રીઝયા હરિવર સાધુ. ૮૩૮
દશ દશ પુત્ર એક એક કન્યા, શ્રીહરીએ ઉપજાવી;
સુતના સુત ઘણા હરિવરના, શકે કોણ સમજાવી. ૮૩૯
જડા બળી પ્રદ્યુમ્ન કહાવે, કૃષ્ણઅંશ અવતાર;
તેણે સહુ જગ જીત્યું જાણો, વાધ્યો સુયશ અપાર. ૮૪૦
અશ્વમેધ કરાવી યુધિષ્ઠિર, કુળનો દોષ મટાડ્યો;
કરી દિગ્વિજય વિજય સહુ જગમાં, ભક્તપક્ષ લેખાડ્યો. ૮૪૧
નાના વિધિ કીધી હરિ ક્રીડા, યદુકુળ શાપ અપાવ્યો;
જે જ્યાંહીથી લોક છોડીને આવ્યા, ત્યાં મોકલી સુખ ઉપજાવ્યો. ૮૪૨
ઉદ્ધવને કહી જ્ઞાન પોતાનું, નિગમ તત્વ બતાવ્યું;
કહી કથા દત્તાત્રય મુનિની, ગુરૂ ચોવીશ તત્વ ઉપજાવ્યું. ૮૪૩
કહી આચાર ભક્ત વિધિ ભાખી, હંસધર્મ પ્રગટાવ્યો;
કહી વિભૂતિ સિદ્ધ સાધનતા, આશ્રમ ચાર ઉપજાવ્યો. ૮૪૪

---

૮૩૭ ગોસાંઈ—ગોસ્વામી—ઇંદ્રિયોના પતિ. ૮૪૪. હંસધર્મ—પરમહંસ ધર્મ. વિભૂતિ-મહિમા—વૈભવ.

સાંખ્યતત્વગીતા હરિએ કરી, ગુણ ભેદ સહુ દાખ્યા;
ઐલગીત પુનિ ભિક્ષુગીત, કહી પૂજા પાર ન રાખ્યા. ૮૪૫
સદા વસે હરિ પુરી દ્વારિકા, બહુ વિધિ ભોગ વિલાસી;
આદિ અનંત અઘટ અનુપમ, છે અવિગતિ અવિનાશી. ૮૪૬
એક દિવસ એક વિપ્ર દ્વારિકા, વસે સુખદ નિજધામ;
વેદરૂપ તદ્રૂપ મહામુનિ, કૃષ્ણ વિપ્ર નિજ નામ. ૮૪૭
બાળક દશ થયા તેને વર, ભૂમા લીધા મંગાવી;
ચિત્તમાં તે અનુરક્ત વિચારી, હરિ દર્શન આશ ઉપજાવી. ૮૪૮
દશ સુત ગયા જાણીને બ્રાહ્મણ, કરી પોકાર હરિ પાસ;
તવ હરિ કહે દેવકી ગતિ એ, કરે કાળ જગ નાશ. ૮૪૯
તવ અર્જુન કહે મત્ત થઇ મન, નૃપ નહિ એ ભૂભાર;
હું અર્જુન ગાંડિવ ધનુ જેનું, લઉં કાળથકી ક્ષણ વાર. ૮૫૦
જવ સુત થયો કહ્યું બ્રાહ્મણે જઈ, અર્જુન ગયા ગૃહ જ્યાંય;
શરપંજર રોપ્યું ચો દિશિએ, જ્યાં પવન નહિ જાય. ૮૫૧
તવ સુત ગયો દેહને લઈ, દર્શન થયું ન ત્યાંય;
અતિ ક્રોધ થયો બ્રાહ્મણને, બકયો આવ્યું મન માંય. ૮૫૨
તવ અર્જુન ખોળવા નિકળ્યા, ત્રણ લોક ફરી આવ્યા;
કાંઇ મળ્યો નહિ સુત બ્રાહ્મણનો, તવ મનમાં અકળાયા. ૮૫૩
કીધો વિચાર પ્રવેશ અગ્નિમાં, તવ શ્રીહરિ ત્યાં આવ્યા;
લઇ નિજ સંગે ચાલ્યા પશ્ચિમ, સ્વલોક જ્યાંહી સુહાવ્યા. ૮૫૪
કનકભૂમિ વળી ધામ દેવનાં, દીઠાં પરમ સુહાગ;

---

૮૪૫. ઐલગીત—ઐલરાજાએ કહેલા શ્લોક. ભિક્ષુગીત—ભિક્ષુએ કહેલો ઉપદેશ. (એ બન્ને વાનાં ભાગવતમાં છે).

૮૪૮. ભૂમા—ભૂમા પુરૂષ પણ. ૮૪૯. દેવકી ઈ૦—દેવની પણ એજ ગતિ છે. અથવા એ દેવની ગતિ છે.

બહુ નિબિડ તમ જોઇ ચક્ર ધરી, હાથે ધર્યો અનુરાગ. ૮૫૫
મહાકાળપુર તરત પધાર્યો, હરિ ભૂમાની પાસ;
તુલ્ય અગન વર અગન સમાને, ભૂમા તેજ પ્રકાશ. ૮૫૬
કૃષ્ણતેજને જોઇ સકળ સુર, તન મન થયા હુલાસ;
અતિ મંદ તેજ ભૂમાનું, હરિના તેજ પ્રકાશ. ૮૫૭
અતિ આનંદ પરસ્પર વાધ્યો, જદા તેણે વિનતિ કીધી;
ભલું થયું ભૂમિભાર ઉતાર્યો, વળી મારી શુદ્ધિ લીધી. ૮૫૮
લેઇ દશ પુત્ર દ્વારિકા આવ્યા, આપ્યા વિપ્ર બોલાવી;
કીધું દુઃખ દૂર અર્જુનનું, આંટી આવી તજાવી. ૮૫૯
કીધી કેલિ બહુ બળ મોહુન, ભૂમિનો ભાર ઉતાર્યો;
પ્રગટ બ્રહ્મ રાજે દ્વારામતી, વેદ પુરાણ વિચારો. ૮૬૦
એક દિવસ રૂક્મિણીશું માધવ, કરે વાત સુખદાઈ;
સુણી રૂક્મિણી રાધિકા વિણ ગુજને, પલ ક્ષણ કલ્પ દુઃખદાઈ. ૮૬૧
કનકભૂમિ રચી ખચિત દ્વારિકા, કુંજતણી છબી કયાંહી;
ગોવર્દ્ધન પર્વતની ઉપર, બોલે દ્વિજવર જ્યાંહી. ૮૬૨
યમુનાતીર ભીડ ખગ મૃગની, મને નિત્ય પ્રતિ શુદ્ધિ આવે;
વૃંદાવન વિપિન રાધિકામંદિર, નિત્ય પ્રતિ લાડ લડાવે. ૮૬૩
રાત દિવસ રસ શ્રવે સુધામા, કામધેનુ દર્શાવે;
લૂંટી લૂંટી દધિ ખાઉં હું, તે સ્વાદ અહીં ના આવે. ૮૬૪
ખટરસ ભોજન નાના વિધનાં, કરૂં મેંહેલની માંહી;
તાજી છાશ પીધી ગોપમાં, તે વૈભવ અહીં નાંહી. ૮૬૫
જન્મભૂમિ જોવાને કારણ, મુજ મન અતિ લલચાયે;

૮૫૫. નિબિડ—સજડ. તમ-અંધકાર. ૮૫૬. તુલ્ય ઇ૦-ભૂમા પુરૂષ અગ્નિસમાન હતો તથા તેના તેજનો પ્રકાશ પણ વર (શ્રેષ્ઠ) અગ્નિ સરખો હતો.

ધોળી ધેનુ બોલાવા કારણ, મધુર વેણુ ચિત ચા'ચે. ૮૬૬
રાસ વિલાસ વિવિધ મેં કીધા, સંગ રાધિકા લીધી;
કીધી કેલિ વિવિધ ગોપીમાં, સહુને આશિષ દીધી. ૮૬૭
બલ મોહન ફરી વ્રજમાં આવ્યા, ઉદ્ધવને સંગ લીધા;
દીધો વાસ ચરણરજ ગોપી, ગુલ્મલતા રસ દીધા. ૮૬૮
સદા વિલાસ કરે ગોકુળમાં, ધન્ય ધન્ય યશોમતી માત;
જ્યમ દીપકથી દીપક કીધો, થયો દ્વારિકાનાથ. ૮૬૯
નિત્યપ્રતિ મંગળ રહે મે'લમાં, નિત્યપ્રતિ વાજે વધાઇ;
નિત્યપ્રતિ મંગળકળશ ધરાયે, નિત્યપ્રતિ વેદ ચતુરાઇ. ૮૭૦
શ્રીવૃષભાનુ રાયને આંગણ, નિત્યપ્રતિ વાજે વધાઇ;
નિત્યપ્રતિ મળે રાજમંડળી, સુણે સરસ મંગળ સરસાઇ. ૮૭૧
બાલકેલિ ક્રીડે વ્રજ આંગણ, યશોમતીને સુખ દીધું;
તરૂણરૂપ ધરી ગોપીને હિત, સહુનું ચિત હરિ લીધું. ૮૭૨
ચંદ્રાવળી ગોપીની કન્યા, ચંદ્રભાગા ગૃહ જાય;
થઇ કિશોર શ્યામને દેખી, અદ્ભુત પ્રીતિ થાય. ૮૭૩
તવ લલિતાએ પૂછ્યું તેને, કેઇ વિધિએ શ્યામ મળાય;
હવે પડે નહિ કળ મુજને ક્ષણ, મનમાં અતિ અકળાય. ૮૭૪
ત્યારે તેણે કહ્યું શીશ ગોરસ, લેઇ કરી અહીં આવો;
ગોવનર્દ્ધન પર ગોવિંદ ખેલે, જોઇ પરમ સુખ લાવો. ૮૭૫
કરી શૃંગાર ચાલી ચંદ્રાવળી, નખ શિખ ભૂષણ સાજે;
જ્યમ કરિણી ગજરાજ વિલોકે, ખોળે ને અતિ ગાજે. ૮૭૬
ગોવર્દ્ધનના શિખર ચારૂ પર, સખા વૃંદ સંગ લેઈ;

---

૮૬૯ સદા ઇ૦—જે વિલાસ પૃથ્વીના ગોકુળમાં છે તેવો વિલાસ અખંડ વૃંદાવનમાં સદૈવ છે. ૮૭૨ ગોપીને હિત—ગોપીને માટે.

ગોપી જોઇ બોલ્યા હરિવર, છૂપાવે દાણ મમ કેઇ. ૮૭૭

રાખો ઘેરી સકળ યુવતીને, સખાવૃંદમાં ભાખ્યા;
પોતે જઇ પકડ્યો કોમળ કર, દધિ અમૃતરસ ચાખ્યા. ૮૭૮

આપો દધિનું દાણ નાગરી, એ લાગ્યું મમચિત્ત;
તમારે કાજે નિત્ય હું ઊભો, અરપો તન મન વિત્ત. ૮૭૯

વૃંદાવનમાં ધેનુ ચરાવું, માગું ગોરસ દાન;
નાના ખેલ સખાસંગ ખેલું, પિયૂષ પીઉં નૃપયાન. ૮૮૦

અલિ ગ્વાલિની મહામત્ત વચન એ, બોલું કરી વિચાર;
અચળ રાજ ગોવર્દ્ધન મારૂં, વૃંદાવન મોઝાર. ૮૮૧

ગોપી—જો તમે રાય પોતે કે'વાઓ, વૃંદાવનની ઠોર;
લુંટી લુંટી દધિ ખાઓ સહુનું, સહુ ચોરના ચોર. ૮૮૨

કૃષ્ણ—ચોરી કરૂં ભક્તના ચિત્તની, વળી દધિ નવનીત;
સખાવૃંદ સહુ મિત્ર અમારા, મહારાજ રજનીત. ૮૮૩

ગોપી—જો તમે રાજનીતિ સહુ જાણો, બહુ બનાવો વાત;
જદા જન્મ લીધો મથુરામાં, આવ્યા અરધી રાત. ૮૮૪

કૃષ્ણ—સુણો ગોપી સહુ વાત કહો એ, તમે વિના વિચાર;
કમળકોશમાં વસે મધુપ જેમ, તેમ ભૂમિ રહે મોરાર. ૮૮૫

દૂધ દહીંની નાત બનાવે, વાત કરે ગોપાળ;
ઘડી ઘડી વાત કરો એવી શું, શું લુંટું વ્રજબાળ. ૮૮૬

જો પ્રભુ દેહ ધરૂં ભૂમિમાં, દીન અધમને તારૂં;
મહાઅસુર અપવિત્ર ખળ અતિ, તેવાને જઈ મારૂં. ૮૮૭

યોગ યુક્ત કરી ધ્યાન લગાવે, યોગ સિદ્ધ કરી જ્ઞાન;
નેતિ નેતિ કરી નિગમ બતાવે, તેથી થાય નિરમાણ. ૮૮૮

---

૮૮૦ પિયૂષ—અમૃત. ૮૮૧ મહામત્ત—મોટી બુદ્ધિવાળું. ૮૮૩ રજનીત—રાજનીતિ.

ધોળી ધેનુ બોલાવ્યા કારણ, મધુર વેણુ ચિત ચાંપે. ૮૬૬

રાસ વિલાસ વિવિધ મેં કીધા, સંગ રાધિકા લીધી;
કીધી કેલિ વિવિધ ગોપીમાં, સહુને આશિષ દીધી. ૮૬૭

બલ મોહન ફરી વ્રજમાં આવ્યા, ઉદ્ધવને સંગ લીધા;
દીધો વાસ ચરણરજ ગોપી, ગુલ્મલતા રસ દીધા. ૮૬૮

સદા વિલાસ કરે ગોકુળમાં, ધન્ય ધન્ય યશોમતી માત;
જ્યમ દીપકથી દીપક કીધો, થયો દ્વારિકાનાથ. ૮૬૯

નિત્યપ્રતિ મંગળ રહે મેલમાં, નિત્યપ્રતિ વાજે વધાઇ;
નિત્યપ્રતિ મંગળકળશ ધરાયે, નિત્યપ્રતિ વેદ ચતુરાઇ. ૮૭૦

શ્રીવૃષભાનુ રાયને આંગણ, નિત્યપ્રતિ વાજે વધાઇ;
નિત્યપ્રતિ મળે રાજમંડળી, સુણે સરસ મંગળ સરસાઇ. ૮૭૧

બાલકેલિ ક્રીડે વ્રજ આંગણ, યશોમતીને સુખ દીધું;
તરુણરૂપ ધરી ગોપીને હિત, સહુનું ચિત હરિ લીધું. ૮૭૨

ચંદ્રાવળી ગોપીની કન્યા, ચંદ્રભાગા ગૃહ જાય;
થઇ કિશોર શ્યામને દેખી, અદ્દ્ભુત પ્રીતિ થાય. ૮૭૩

તવ લલિતાએ પૂછયું તેને, કેઇ વિધિએ શ્યામ મળાય;
હવે પડે નહિ કળ મુજને લાગુ, મનમાં અતિ અકળાય. ૮૭૪

ત્યારે તેણે કહ્યું શીશ ગોરસ, લેઇ કરી અહીં આવો;
ગોવર્દ્ધન પર ગોવિંદ ખેલે, જોઇ પરમ સુખ લાવો. ૮૭૫

કરી શૃંગાર ચાલી ચંદ્રાવળી, નખ શિખ ભૂષણ સાજે;
જ્યમ કરિણી ગજરાજ વિલોકે, ખોળે ન અતિ ગાજે. ૮૭૬

ગોવર્દ્ધનના શિખર ચારૂ પર, સખા વૃંદ સંગ લેઇ;

---

૮૬૯ સદા કo—જે વિલાસ પૂર્વીના ગોકુળમાં છે તેવા વિલાસ આજે વૃંદાવનમાં સદૈવ છે. ૮૭૨ ગોપીને હિત—ગોપીને માટે.

એ અવલોકી દેવ ગંધર્વ મુનિ, વરસે કુસુમ અપાર;
જય જય કરે વાર નીરાજન, બોલે જય જય કાર. ૯૦૦
ગોવર્દ્ધનની સઘન કંદરા, કીધો રેણી નિવાસ;
પ્રાતઃકાળે નિજ ઘરમાં જઈ, કર્યો આનંદ વિલાસ. ૯૦૧
નંદધામ હરિ બેહુ પધાર્યા, પોઢી રહ્યા નિજસેન;
યશોમતી માત જગાવે જદુપતિ, જાગે અંબુજનેન. ૯૦૨
દાતણ પાણી કરી મુરારિ, કર્યું શુભ જળ સ્નાન;
કરી શૃંગાર ચાલ્યા બે ભાઇ, દેવાને સુખદાન. ૯૦૩
કયહું ખેલે મળી ગ્વાલ મંડળી, આંખ મીચામણી ખેલ;
ચઢા ચઢીનો ખેલ સખામાં, ખેલે છે રસરેલ. ૯૦૪
કયહુંક આમલી દાવ વિટપમાં, ખેલે સખા મોઝાર;
કૂદી કૂદી ધરણીમાં બહુ વિધિ, કરતા મુખ કીલકાર. ૯૦૫
ભોજન સમય થયો એવામાં, યશોમતી ગઈ બોલાવી;
યશોમતી માત ગોદ લઈ બેઠી, આરત સહુ તજાવી. ૯૦૬
બહુ વિધિનાં પકવાન બનાવ્યાં, પીરસે યશોમતી માય;
આરોગે વ્રજરાય ને હળધર, હર્ષિત છે વ્રજરાય. ૯૦૭
કદા તિક્ત લાગે ખાતામાં, ખીજે દેવ મોરાર;
નાશી જાયે રોહિણી લાવે, બેસાડે ધરી પ્યાર. ૯૦૮
ભોજન કરી નાના વિધિ બે જણ, જાયે રમવા સાર;
આનંદના ઘન ઉલટે એવા, કોઈ ન પામે પાર. ૯૦૯
બીડી ખાઇ ચાલ્યા મોહન, મળી ગઈ વ્રજનાર;
બાંહ્ય પકડીને ચાલ્યા ચૌટે, ગયા સઘન કુંજને દ્વાર. ૯૧૦

---

મારેછે- તજે છે. અર્થાત કૃષ્ણના કામસુખ જેવું કામદેવને પણ કામસુખ નથી.

૯૦૦ નીરાજન—આરતી. દેવો વારંવાર જય જય કહીને આરતી કરેછે. ૯૦૮ તિક્ત-તીખું.

યોગ સાંખ્ય ને જ્ઞાન ભામિની, માયા હૃદય વિનાશ;
પ્રેમી ભક્ત મારો યશ ગાયે, તે ઘટ મારો વાસ. ૮૮૯

મુખ ઉપર કહ્યું ગોપિકાએ, અમો માનું રણછોડ;
જદા યશોમતીએ ઉખળ બાંધ્યો, અમે થયાં ત્યાં છોડ. ૮૯૦

બાળક નિપટ અજ્ઞાન ગ્વાલના, કાંઇ શુદ્ધિ જાણી ન જાય;
લેઇ ચીર કદમ પર ચઢિયા, નેક નહિ લજાય. ૮૯૧

બહુ થયા છો ધીટ શ્યામળા, મુખ પર ગાળો આપે;
તમારા ડરથી અમો ડરૂં નહિ, કષ્ટ કૃષ્ણજી કાપે. ૮૯૨

શ્યામ સખાને કહે બોલાવી, ઘેરો સહુ જે જાય;
બહુ ધીટ થઇ છે વ્રજનારી, ડાહી મુજથી થાય. ૮૯૩

જઇ શ્યામે કંકણ કર લીધાં, ગ્રહી હારાવલિ ઓર;
લુંટી લુંટી દધિ ખાધું હરિએ, તરૂણી ઉતાર્યો તોર. ૮૯૪

ઇંદ્રા વૃંદા અને રાધિકા, ચંદ્રાવલિ સુકુમારી;
વિમલ વિમલ દધિ ખાય સહુનું, કરે બહુ મનુહારી. ૮૯૫

ગ્રહી બાંહ્ય લઇ ચાલ્યા શ્યામઘન, સઘન કુંજને દ્વાર;
ગથમથી સખીએ ત્યાંહી સમારી, કુસુમ સેજ સુખકાર. ૮૯૬

નાના કેલિ સખી સંગ કીધી, નાગર નંદકુમાર;
આલિંગન ચુંબન પરિરંભન, મિલન ભરી અંક ઇક વાર. ૮૯૭

શ્રમ જળબિંદુ ઇંદુઆનન પર, રાજે અતિ સુકુમાર;
જાણુ વિવિધ ભાવ મળી ઝૂલે, મગન સિંધુરસ સાર. ૮૯૮

કુંજરંધ્ર અવલોકી સહચરી, આપણું તન મન વારે;
જોઇ જોઇ દંપતીકેરૂં સુખ, માર મારસુખ મારે. ૮૯૯

---

૮૯૦ છોડ–છોડનારાં. ૮૯૨ ધીટ—ધૃષ્ટ—નિર્લજ્જ. ૮૯૭ પરિરંભન–ભેટવું. ૮૯૮ ઇંદુઆનન—ચંદ્ર સમાન મુખ. સિંધુરસ—રસનો સમુદ્ર. ૮૯૯ કુંજરંધ્ર–કુંજનાં છિદ્રોમાંથી. માર ઈ૦—કામ દેવ પણ કામ સુખને

નવ નિકુંજમાં મળો શ્યામને, ભેટો ભરી એક વાર;
કુસુમ સેજ પર કરો કેલિ પ્રિય, ગિરિધર પરમ ઉદાર. ૯૨૨

તુજ વિણ પ્રિયને કશું નહિ ભાવે, તુંથી પ્રિય આધીન;
તુજ વિણ શ્યામ રહેછે એવા, જેવું જળ વિણ મીન. ૯૨૩

આ શો સ્વભાવ પડ્યો સખી તારો, વિનવું વારંવાર;
માનધરે ગિરિવરધર સાથે, (વળી) માને નહિ લગાર. ૯૨૪

કરી શૃંગાર સકળ વ્રજ સુંદરી, નીલાંબર તન સાજ;
રેણ અંધારી કાંઈ ન સૂઝે, નૂપુર ઘૂઘરી ગાજ. ૯૨૫

કુવલય દલ કુસુમ સજ્જા રચી, કંથ પંથ નિહાળે;
સૂતાં જાગે સૂવે ન રાતે, સુનૃત વચનને ટાળે. ૯૨૬

શીત પીત વર વેણી ગુંથે, વિવિધ ખેલમાં ખેલી;
રચ્યો ભાલ નિજ તિલક મનોહર, અંજન નયન રંગ રેલી. ૯૨૭

તું છબી સિંધુ વિહર વ્રજનાયક, ક્ષુદ્ર નદી નહિ ભાવે;
જદા નામ સુણ્યું શ્રવણે તારૂં, રેણ નીંદ નહિ આવે. ૯૨૮

હરિ રાધા રાધા રટે જાપમાં, મંત્ર એક ધરી દામ;
વિરહ વિરાગ મહાયોગી જ્યમ, વીતાડે સહુ યામ. ૯૨૯

ક્યહું એક કિશલ લઇ સેજ સમારે, રાધિકાહિત લાલ;
ક્યહું એક ગિરિધર હાથ સમારે, ગુંથે કુસુમની માળ. ૯૩૦

---

૯૨૨ નવ–નવીન. ૯૨૬ કુવલય દળ–કમળ પત્ર. સુનૃત ઈ૦–કોઈ સુનૃત (મધુર) વચન કહે તે પણ ગમતું નથી. ૯૨૮ તું ઈ૦–તું છબી (કાંતિ) નો સિંધુ (સમુદ્ર) છે માટે વ્રજનાયકની સાથે વિહાર કર, તેને તારા વિના બીજી ક્ષુદ્ર નદીઓ જેવી નાયકા ગમતી નથી. ૯૨૯ ધરી૰ દામ–માળા લેઇને. ૯૩૦ કિશલ–(કિશલય)કોમળ પત્ર.

રાધાને મળી અતિ સુખ લીધું, તેણે પૂછી એક વાત;
કહો આજ રાત્રિ કયાં વસિયા, મેં જાતાં દીઠા નાથ. ૫૧૧

તવ હરિ કહે સુણો મૃગનયની, ગાય ગઇ એક દોડી;
તેને લેવા ગયો ગોવર્દ્ધન, તું ધારે રતિ તોડી. ૫૧૨

કંદ મૂળ ફળ આપ્યાં ગોવર્દ્ધન, તે નિશાએ મેં ખાધાં;
પ્રાતર થયો ઊઠી અહીં આવ્યો, તુજ ચરણકમળ મન બાંધ્યાં. ૫૧૩

નિજ પ્રતિબિંબ વિલોકી રાધા, હરિ નખ મંડળ માંય;
દ્વિતીય રૂપ જોયું અબળાએ, ક્રોધ ઉપન્યો ત્યાંય. ૫૧૪

ચાલી રીસાવી કુંજ મૃગનયની, જ્યાં અતિ થાય ગુંજાર;
બેઠી જઈ એકાંત ભુવનમાં, જ્યહાં માનગૃહ સાર. ૫૧૫

નંદકુંવર વિરહી રાધાના, વિરહ ભર્યા ભરપૂર;
બેઠા જઇ એકાંત કુંજમાં, સખા કર્યા સહુ દૂર. ૫૧૬

લલિતા બોલી કહી મૃદુવાણી, કૃષ્ણ કમલદળનેન;
રાધા વિણ હુંને કળ પડે નહિ, કહું મધુર મૃદુ વેણ. ૫૧૭

વેગે જઇ પડી પાગે રાધા, તમે લાવો મનાવી;
દર્શન આપો સકળ દુઃખ જાયે, વેગે આવો બોલાવી. ૫૧૮

તમ વિના ખાન પાન નહિ ભાવે, ગૌ ચારવી કે શૃંગાર;
રેણી નિદ્રા આવે નહિ મુજને, રૂચે નહિ સંભાષણ વ્યવહાર. ૫૧૯

કરી દંડવત્ ચાલી લલિતા, ગઈ રાધિકા ગેહ;
પાયે પડી બહુ બહુ વિનતિ કરી, કરો સફળ જઈ નેહ. ૫૨૦

વેગે ચાલો વૃષભાન નંદિની, બોલાવે નંદકુમાર;
તમ વિણ પળ ક્ષણ કળ ન પડે હરિ, ભોજન સુખ વ્યવહાર. ૫૨૧

---

૫૧૫ માનગૃહ -માનવતી સ્રીને રહેવાનું ઘર. ૫૧૭ લલિતા બો-હે લલિતા! એમ બોલીને.

નવ નિકુંજમાં મળો શ્યામને, ભેટો ભરી એક વાર;
કુસુમ સેજ પર કરો કેલિ પ્રિય, ગિરિધર પરમ ઉદાર. ૯૨૨

તુજ વિણ પ્રિયને કશું નહિ ભાવે, તુંથી પ્રિય આધીન;
તુજ વિણ શ્યામ રહેછે એવા, જેવું જળ વિણ મીન. ૯૨૩

આ શો સ્વભાવ પડ્યો સખી તારો, વિનવું વારંવાર;
માનધરે ગિરિવરધર સાથે, (વળી) માને નહિ લગાર. ૯૨૪

કરી શૃંગાર સકળ વ્રજ સુંદરી, નીલાંબર તન સાજ;
રેણ અંધારી કાંઈ ન સૂઝે, નૂપુર ઘૂઘરી ગાજ. ૯૨૫

કુવલય દલ કુસુમ સજ્જા રચી, કંથ પંથ નિહાળે;
સૂતાં જાગે સૂવે ન રાતે, સુનૃત વચનને ટાળે. ૯૨૬

શીત પીત વર વેણી ગુંથો, વિવિધ ખેલમાં ખેલી;
રચો ભાલ નિજ તિલક મનોહર, અંજન નયન રંગ રેલી. ૯૨૭

તું છબી સિંધુ વિહર વ્રજનાયક, ક્ષુદ્ર નદી નહિ ભાવે;
જદા નામ સુણ્યું શ્રવણે તારૂં, રેણ નીદ નહિ આવે. ૯૨૮

હરિ રાધા રાધા રટે જાપમાં, મંત્ર એક ધરી દામ;
વિરહ વિરાગ મહાયોગી જ્યમ, વીતાડે સહુ યામ. ૯૨૯

ક્યહું એક કિશલ લઇ સેજ સમારે, રાધિકાહિત લાલ;
ક્યહું એક ગિરિધર હાથ સમારે, ગુંથે કુસુમની માળ. ૯૩૦

---

૯૨૨ નવ–નવીન. ૯૨૬ કુવલય દળ–કમળ પત્ર. સુનૃત ઇ૦–કોઈ સુનૃત (મધુર) વચન કહે તે પણ ગમતું નથી. ૯૨૮ તું ઇ૦–તું છબી (કાંતિ) નો સિંધુ (સમુદ્ર) છે માટે વ્રજનાયકની સાથે વિહાર કર, તેને તારા વિના બીજી ક્ષુદ્ર નદીઓ જેવી નાયકા ગમતી નથી. ૯૨૯ ધરી. દામ–માળા લેઇને. ૯૩૦ કિશલ–(કિશલય) કોમળ પત્ર.

તુજ વિણ બટ સંકેત સદન વન, જોતાં લાગે ઉદાસ;
વિરહ અગ્નિ ચોદિશથી ધાયે, ફૂલ્યાં જોઇ પલાશ. ૯૩૧
સારસ હંસ મોર પારાવત, બોલે અમૃત વાણ;
બેશી રહે દૂર સદન સઘન વન, ધૂનિ નવ સુણતા કાન. ૯૩૨
કાલિંદી તટ વિમળ કદમ તરૂ, કરે વદન તુજ ધ્યાન;
સુહૃદય સખા ત્યાગી મન મોહન, કરે મધુર તુજ ગાન. ૯૩૩
ગુંજે શ્રવણ મધુપ સુણે છે, તુજ શ્રુતિની શુધી આવે;
કંચન વરણ જોઇ તારૂં વપુ, પીતાંબર પે'રાવે. ૯૩૪
સુણી કોકિલા શબ્દ મધુર ધૂનિ, કમળનયન અકળાય;
તારા બોલ ધરે હૃદયામાં, વિરહે સમય ન જાય. ૯૩૫
તુજ નાસાપુટ ગ્રાહ્ય મુક્તફળ, અધર બિંબ અનુમાન;
ગુંજાફળ સહુને શિર ધારે, પ્રગટી મીન પ્રમાણ. ૯૩૬
સિંધુસુતાસુત તે રિપુગમની, સુણ મારી તું વાત;
કામપિતાવાહકભક્ષણતન, કયમ ન ધરે નિજ ગાત. ૯૩૭
અલિવાહનપતિવાહનરિપુની, તપતવડી તન ભારી;
શૈલસુતાસુત તે સુતઅંગના, તે તો ત્યહાં વિસારી. ૯૩૮

---

૯૩૧ પલાશ–ખાખર. ખાખરનાં ફૂલ ખીલવાથી વસંતનું ભાન થઇ તેવડે વિરહાગ્નિ પ્રકટયો છે.

૯૩૨ પારાવત—કબુતર. બેશી રહે—( કૃષ્ણ ). ૯૩૩ તરૂ—વૃક્ષ.

૯૩૬ તુજ ઇ૦—નાકની વાળીનાં બે મોતી અને તે મધ્યેની બુલાખ ઉપર આ કલ્પના જણાય છે. બુલાખને ઠામે ગુંજાફળ સમજવું.

૯૩૭ સિંધુ ઇ૦–સિંધુ( સમુદ્ર )ની સુતા( પુત્રી–છીપ )ના સુત ( મોતી )ના રિપુ ( હંસ ) સમાન ગમન કરનારી હે રાધા ! તું મારી વાત સાંભળ કામપિતા ( કૃષ્ણ )ના વાહન ( ગરૂડ )ના ભક્ષણ ( સર્પ )ના તન ( અંગ ) ઉપર જે હોય છે તેને ( અર્થાત્ કાંચળીને ) તું પોતાના ગાત ( અંગ ) ઉપર કેમ ધરતી નથી ?

૯૩૮ અલિ ઇ૦–અલિ ( ભ્રમર )ના વાહન ( કમળ )ના પતિ ( બ્રહ્મા )

ભૃંગયુક્ત ચતુરાનનતનયા, બ્રહ્મનાદ સુરસંગ;
જલસુત વાહન તે જન ધારે, વિષમ લાગે વિષ અંગ. ૯૩૯

ચતુરાનનસુત તે સુત વા સુત, ઉદિત થવાને આવ્યો;
મન્મથમાતતાતસુત અથયો, તે તોં વૃથા ગુમાવ્યો. ૯૪૦

પંકજઉર પંકજ જેહના, તારો અટલ સુહાગ;
સુરપતિવાહન તે સુત શિરપર, માગ ભર્યો અનુરાગ. ૯૪૧

કમલપુત્ર તે સુતકર રાજે, તે હરિ નિજકર લીધો;
સપ્ત સુર ઉપજાવી વજાડે, રટે રાધિકા લીધો. ૯૪૨

સુતપ્રહ્લાદ તેહ સુત તે પિતુ, ભ્રાતા વૃથા ગુમાવ્યો;
સંજ્ઞાસુત વપુ સદશ વસન તન, તે તન લાગે છાયો. ૯૪૩

સારંગ ઉપર સારંગ રાજિત, સારંગ શબ્દ સુણાવે;
સારંગ જોઇ સુણે મૃગનેણી, સારંગ સુખ દર્શાવે. ૯૪૪

સારંગ રિપુની વદન ઓટ દઈ, કહે બેઠી છે મૌન;
બ્રહ્મસુતા સારંગને ધ્યાએ, કરે સકળ વ્રજ ગૌન. ૯૪૫

---

ના વાહન ( હંસ-અર્થાત્ પરમહંસ )ના રિપુ કામદેવની તપત તનમાં ભારે છે. અને તેથી શૈલસુતા ( પાર્વતી )ના સુત ( ગણપતિ. ) તે સુતની અંગના ( સ્રી-શુદ્ધિ ) તેને વિસારે છે. અર્થાત્ તારા વિરહ તાપથી કૃષ્ણની શુદ્ધિ જતી રહી છે.

૯૩૯ ભૃંગ છ૦—( ? )૯૪૦ ચતુરાનનસુત છ૦—ચતુરાનન(બ્રહ્મા )ના સુત ( મરીચિ )ના સુત ( કશ્યપ ) વા ( એનો ) સુત ( સૂર્ય )ઉદય થવા આવ્યો. અને મન્મથ ( કામ )ની માત( લક્ષ્મી )ના તાત ( સમુદ્ર )નો સુત ( ચંદ્ર ) અથયો ( આથમ્યો ). તે ચંદ્ર તેં મિથ્યા ગુમાવ્યો ।—તેના અજવાળામાં કૃષ્ણ ચંદ્ર સાથે રમી નહિ માટે. એજ પ્રકારની કૂટકાવ્ય ૯૬૬ સુધી છે. આ પ્રમાણેજ બીજી કૂટ કાવ્યના અર્થના કલ્પના બેસાડવી. ટીકા નથી જવાના કારણથી આ જાતની બધી કૂટ કાવ્યના અર્થ આપી શકાયા નથી.

સારંગસુતા જોઈ સારંગનો, તારો અટલ સુહાગ;
સારંગપતિ તે પતિ તે વાહન, કીરત રટે અનુરાગ. ૯૪૬

દધિસુતવાહન સુભગ નાસિકા, દધિસુત વાહન દેખ્યો;
દધિસુત વાહન વચન સુણે, તુજ અંગ અંગ અવરેખ્યો. ૯૪૭

શશિનો ભ્રાત કહે તે વાહન, કુંદ કુસુમ લલચાય;
ખંજન સદશ જોઈ તુજ ચક્ષુ, તન મનમાં અકળાય. ૯૪૮

મારૂત સુરપતિ રિપુ તે પતની, તે સુત વાહન વાત;
શ્રવણ સુણે અકળાય શ્યામળો, કરિયે કશું વિખ્યાત. ૯૪૯

ચતુરાનનસુત તે સુતપતની, તે સુતનો જે દાસ;
તે સુતવાહન પુત્ર અંગ ધરી, જળસુત કરો પ્રકાશ. ૯૫૦

શ્રીબળદેવ રાસ જે કહીએ, તેમાં ભાનુ ભેળાય;
તેની સુતા કહે ચતુરાનન, નિગમ સદા ગુણ ગાય. ૯૫૧

સિંધુસુતા તુજ ભાગ્ય વિલોકે, મનમાં રહી લજાય;
કામપિતામાતાગુરૂ તા વપુ, યુવતી કોટિ દર્શાય. ૯૫૨

તે તો રાસ મેળ દ્વાદશમાં, એવા વીતે યામ;
દ્વિતીય રાસમાં મળે સપ્તમી, તે જાણે નિજધામ. ૯૫૩

શૈલસુતા ધરી તે રિપુ બાંધે, અંગ અંગ પિય આજ;
કોટિ યત્ન કરી સિંચે તુજને, મટે નહિ વ્રજરાજ. ૯૫૪.

વાયસ અજા શબ્દ મન મોહન, રહે રટે દિન રેણ;
તારાપતિના રિપુપર ઊભી, જુએ છે હરિનેન. ૯૫૫

ગંગાસુતરિપુરિપુશિખ્ય મેરી, સુણે નહિ સખી કાંય;
નારાયણસુત તે સુત તે સુત, લાગે વિષમ વિષ ત્યાંય. ૯૫૬

જલસુતવાહન જોઈ વદન તુજ, બ્રહ્મસુતા અકુલાણી;
મંગલ માત તેસુપતિ વાહન, રાજે સદશ ભૂલાણી. ૯૫૭

દક્ષ પ્રજાપતિની તનયાપતિ, તે સુતનાર ગઇ;
સિંધુસુતાસુતવાહનની ગતિ, જોતાં વિસ્મ્ય થઇ. ૯૫૮
અગ્નિતાત તેહ તાતઅંગના, ત્યાં એમાં તુજ રાખી;
બંધુકુસુમદ્રુમ તે રિપુનો પતિ, સારંગ રિપુકર ભાખી. ૯૫૯
પતિપાતાળ લગન તન ધારણ, તે સુખ ભુજા વિચારી;
પ્રથમ મથે જળનિધિ જે પ્રગટ્યો, તે લાગે સહુ નારી. ૯૬૦
બંધુકુસુદપતિપિતાસુતા, જે તુજ યશ મધુરા ગાય;
બ્રહ્મસુતાસુતપદરજ સ્પરશે, સારંગસુતા દેખાય. ૯૬૧
ઇંદ્રસુતાપતિભુજા લગન લખી, જલસુત હૃદય લગાડે;
ઇંદ્રિસુતાતનયાપતિનો સુત, તેના ગુણે ન પાડે. ૯૬૨
ધરે કમળમાં કમળ કમળકર, મધુર વચન ઉચ્ચાર;
કમલાવાહન ગ્રહે કમળશુ, કમળોકરે વિચાર. ૯૬૩
કાલિંદીપતિ નયન તેહ સુત, લાગેછે સહુ લોક;
ઇંદ્રિમાન તેજ તાત તે, સરવે પ્રગટ જોઇએ ભોગ. ૯૬૪
અંબુજમાન તાતપતિ તે રિપુ, તે પતિ કામ વિજારે;
તેથી સુણ તું ભાનનંદિની, મારૂં વચન વિચારે. ૯૬૫
તે ભાન દૈ માસ સકળ ઋતુ, સિંધુસુતા સન જાણું;
ભૂપ અંગ લસે ગુંજાવળી, અવર ન કાંઇ સમાન. ૯૬૬
કહી એક સેજ રચ્યે વેદીકરી, હૃદય હોમ ઘૃત નેન;
વિપ્રભોજ બાળે તુજ જોતાં, અંગ કુસુમ નહિ ચેન. ૯૬૭
હવે તું વેગે વિચાર વચન મમ, સુણ વૃષભાન કુમારી;
મળ જઈ વેગે કમળદળ લોચન, સુણ મારી મનુહારી. ૯૬૮
ગૌર વરણ થઇ જાય શ્યામળો, ધ્યાન કરતાં તુજ અંગ;
પુનિ લલિતા હરિની કને આવી, જ્યાં બેઠા શ્યામળ રંગ. ૯૬૯
વેગે ચાલો તમે શ્યામ મનોહર, સ્વકાજ તે મહાકાજ;

લેઉં મનાવી પ્રાણપ્યારીને, પ્રગટો કુંજ સમાજ. ૯૭૦
ઋતુ વસંત હવે આવી જોઇએ, ફૂલ્યાં કુસુમ સુરંગ;
જાણે મદન વસંત મળ્યા બે, ખેલે છે રસ રંગ. ૯૭૧
વેગે ચાલો પ્રિયા મનાવા, નેક વિલંબ ન લાવો;
મારી કહી વાત ન માને, તેને જ્ઞાન દૃઢાવો. ૯૭૨
પડો પાય અપરાધક્ષમાવંત, સુણી મળશે એ ધાઈ;
સુણી વચન દૂતિકા વદનથી, શ્યામ ચાલ્યા અકળાઈ. ૯૭૩
જ્યાં બેઠી વૃષભાન નંદિની, ત્યાં આવ્યા ધરી મૌન;
પડ્યા પાય હરિચરણ સ્પર્શી કરી, ક્ષણ અપરાધ સલૌન. ૯૭૪
સુણી હરિવચન વિલોકે શોભા, માન ગયું સહુ છૂટી;
મળ્યા ધાઇ અકળાઈ શ્યામઘન, પ્રેમે કામ રસ લુંટી. ૯૭૫
રચ્યો શૃંગાર શ્યામ સ્વકરથી, નખશિખ પ્રિયા બનાવી;
શીશફૂલ વેણી નક વેસર, તિલક ભાલ ધરાવી. ૯૭૬
યુગ તાટંક ચિબુક દશનાવલિ, કર કંકણ ઉર માળ;
નૂપુર પદકડિ ક્ષુદ્રઘંટિકા, સહુ શૃંગાર રસાળ. ૯૭૭
સકળ શૃંગાર કરે વરણનવત, કૃપા યથા મતિ જોડી;
થાય વિમળ મળવાને કારણ, જેની વર્ણના થોડી. ૯૭૮
ગયાં ધાઇ નવ કુંજ બેઉ મળી, કિશલય સેજ વિરાજે;
પરિરંભન સુખરાસ હાસ મૃદુ, સુત કેલિ સુખ સાજે. ૯૭૯
નાના બંધ વિવિધ રસ ક્રીડા, ખેલે શ્યામ અપાર;
રસ રસતત્વભેદ નહિ જાણે, દંપતી અંગ સંભાર. ૯૮૦

---

૯૭૧ મદન—કામદેવ. ૯૭૪ સલૌન—હે મીઠી રાધા! ૯૭૬ નક—નાકે. ૯૭૭ યુગ—બે. તાટંક—કાનનાં ઘરેણાં. ૯૭૯ કિશલય—કોમળ નવાં પાંદડાં. સુખરાસ—સુખ રાશિ.

સુરત સમુદ્ર મગ્ન દંપતીરસ, ઝૂલે અતિસુખ ઝેલ;
નિરવધિ રમણ અપરિમિત અચ્યુત, મનુજ માયાં બહુ ખેલ. ૯૮૧
નૂપુર સિંજિત કિંકણીની ધૂનિ, સુણે મધુર કિલકાર;
મદનસિંધુ મધુમત્ત મધુપગણ, ફૂલે કરે ગુંજાર. ૯૮૨
મધુપયૂથ મળી સર્વ ચંદ્રમા, તડિત ગ્રહે આકાશ;
ખંજન મીન બજાવે ગાવે, નાચે સુખ સુવિલાસ. ૯૮૩
જલદ સમૂહ ખસે ઉડગણગણથી, સમુદ્રકેરી વિચ;
મકર કપોલ બોલ મૃદુ કોકિલ, અમૃત સુધારસ સિંચ. ૯૮૪
મોહનવેલ શૃંગાર વિટપશું, ઉપની આનંદ વેલ;
કંચનવેલ તમાલજ લપટી, રસિક રંગ ભરી રેલ. ૯૮૫
યુગલ કમલને મળે કમળયુગ, યુગલ કમળ લેઇ સંગ;
પાંચ કમળમાં યુગલકમળ લખી, મનસા થઇ અપંગ. ૯૮૬
કિરણ કદંબ મંજુકા પૂરણ, સૌરભ ઉડે અવેશ;
અગર ધૂપ સૌરભ નાસા સુખ, વરસે પરમ સુદેશ. ૯૮૭
કુંદ કુમુદ બંધુક મળે, પુનિ મીન જોઇ લલચાય;
તે પર ચંદ્ર જોઇ સંજ્ઞાસુત, તનમાં બહુ રીઝાય. ૯૮૮
વરણા ભૂષણમાં અવિલોકે, કેશપાશકૃત બંધ;
અધર સમુદ્ર સદલ જે સહમા, ધૂનિ ઉપજે સુખકંદ. ૯૮૯
મુદિત મરાળ મળે મધુકરશું, ખંજન મળે કુરંગ;
કીર કીર રણધીર મળે સમ, રત રસ લહર તરંગ. ૯૯૦

---

૯૮૧ ઝેલ—તરંગ ? નિરવધિ ઇ૦—અચ્યુત( કૃષ્ણ )નું રમણ નિરવધિ ( છેડા વિનાનું ) અને અપરિમિત ( માપવગરનું ) છે. મનુજમાયા—માયારૂપે મનુષ્ય.

૯૮૨ સિંજિત—ઝણઝણાટ. કિંકિણી—ઘૂઘરીઓ. નૂપુરની ઘૂઘરીઓના અવાજને સરખાવે છે. મદન ઇ૦—તે જાણે મદન (કામ) રૂપી સિંધુ ( સમુદ્ર )ના મધુથી મત્ત થયેલા મધુપ ( ભ્રમર ) ગણ ( સમૂહ ) ફૂલોમાં ગુંજારવ કરે છે.

સુરત સમુદ્ર કહે દંપતી કઈ, નિરવધિરમણ અપાર;
થયો શેષ મન મૂઢ વદવાથી, રાધા કૃષ્ણ વિહાર. ૯૯૧
શોભા અમિત અપાર અખંડિત, આપ આતમારામ;
પૂરણ બ્રહ્મ પ્રગટ પુરૂષોત્તમ, સહુ વિધિ પૂરણ કામ. ૯૯૨
આદિ સનાતન એક અનુપમ, અવિગતિ અલ્પ આહાર;
ઓંકાર આદિ વેદ અસુરહન, નિરગુણ સગુણ અપાર. ૯૯૩
ચતુરાનન પંચાનનને પુનિ, ષટ્આનન સમ જાણ;
સહસ્રાનન બહુઆનન, ગાતાં પાર ન પામે વખાણ. ૯૯૪
સઘન કુંજમાં અમિત કેલ લખ, તન સુગંધની રેલ;
મધુકર નિકટ આવી પીએ રસ, સુખદ સદા રસ ઝેલ. ૯૯૫
મિલન થયાં રસ માનસરોવર, મુનિજન માનસહંસ;
થકિત વિલોક શારદા વરણન, કરવે બૃહત્ પ્રશંસ. ૯૯૬
વૃંદાવન નિજ ધામ પરમ રૂચિ, વર્ણન કર્યું બનાવી;
વ્યાસ પુરાણ સઘન કુંજમાં, જદા સનકાદિક આવી. ૯૯૭
ધીર સમીર બૃહત તે કાનન, બોલે મધુકર મોર;
પ્રીતમ પ્રિયાવદન અવિલોકે, ઊઠી ઊઠી મળે ચકોર. ૯૯૮

---

૯૯૩ સનાતન—સદૈવ રહે એવા. અસુરહન્—દૈત્યોને મારનાર. ૯૯૪ ચતુરાનન—બ્રહ્મા. પંચાનન—શિવ. ષટ્આનન—કાર્તિકેય. સહસ્રાનન—શેષ. બહુઆનન-વિષ્ણુ. ( 'હજારો માથાંવાળો 'એમ વેદમાં કહ્યું' છે માટે ).

૯૯૫ કેલ-કેલિ ( ક્રીડા ). લખ-લખી ( જોઇ ). ૯૯૬ માનસહંસ—મુનિજનનાં મનરૂપી હંસ. અથવા એ માનસરોવરના મુનિજન એ હંસ થકિત—આશ્ચર્ય યુક્ત. વિલોક—વિલોકન કરીને. બૃહત્—ઘણી—મોટી પ્રશંસ—પ્રશંસા ( વખાણ ). ૯૯૮ સમીર—પવન. કાનન—વન. ચકોર—ચકોરરૂપ નેત્ર.

અમિત એક ઉપમા અવિલોકે, મનમાં પડે વિચાર;
નહિ પ્રવેશ અજ શિવ ગણેશ મુનિ, કવણ વાત સંસાર. ૯૯૯

સહસ્રરૂપ બહુ રૂપ રૂપ વળી, એક રૂપ વળી કોય;
કુમુદકળી વિકસિત અંબુજ મળી, મધુકર ભાગી સોય. ૧૦૦૦

નલિન પરાગ મેઘ માધુરી તે, મુકુલિત અંબ કદંબ;
મુનિ મન મધુપ સદા રસ લોભિત, સેવે અજ શિવ અંબ. ૧૦૦૧

ગુરૂ પ્રસાદ હોય એ દરશન, સડસઠ વરસ પ્રવીણ;
શિવ વિધાન તપ કર્યું બહુ દિન, પાર ન પામ્યા પીન. ૧૦૦૨

સુખ પર્યંક અંક ધ્રુવ જોતાં, કુસુમકંદ દ્રુમ છાય;
મધુર મલ્લિકા કુસુમિત કુંજ, દંપતી મળી સહાય. ૧૦૦૩

ગોવર્દ્ધન ગિરિ રતન સિંહાસન, દંપતી રસ સુખમાન;
નિબિડ કુંજ જ્યાં કોઇ ન આવે, રસ વિલસે સુખખાણ. ૧૦૦૪

નિશા પ્રભાત કયહું એ નહિ જાણે, પ્રેમ મત્ત અનુરાગ;
લલિતાદિક સીંચે સુખ નયને, મળી સહસપ્ત બડભાગ. ૧૦૦૫

આ નિકુંજનું વર્ણન કરતાં, વેદ સરખા પચી જાય;
નેતિ નેતિ કરી કહે સહસ્ર વિધિ, તદપિ પાર ન પમાય. ૧૦૦૬

દર્શન દીધાં કૃપા કરી મોહન, વેગે આપ્યું વરદાન;

---

૯૯૯ અમિત—માપ વગરની—મોટી. ૧૦૦૧ નલિન—કમળ. માધુરી—મધુરતા. મુકુલિત—ટીશીઓવાળા થયેલા. અજ—બ્રહ્મા.

૧૦૦૨ દયારામ પોતાનો અનુભવ કહી બતાવે છેઃ ગુરૂ પ્ર૦—સડસઠ વરસના પ્રવીણ થયા ત્યારે ગુરૂના પ્રસાદથી એ દર્શન થયું; નહિતો શિવ (કલ્યાણ)નું વિધાન કરનારૂં તપ બહુ દિન કર્યું તથાપિ પીન (પુષ્ટ અર્થાત ખરેખરો) પાર પામ્યા નહિ. ૧૦૦૩ પર્યંક—પલંગ. અંક—ચિન્હ. ધ્રુવ—નિશ્ચળ. નિબિડ—સઘન—ઘટ.

આગમ કલ્પ રમણ તવ થઈ છે, શ્રીમુખ કરી વખાણ. ૧૦૦૭
તે શ્રુતિ રૂપ હોય વ્રજમંડળ, કીધો રાસ વિહાર;
નવલ કુંજમાં અંશ બહુ ધરી, કીધી કેલિ અપાર. ૧૦૦૮
પુનિ કપિ રૂપ રામ વર મળિયું, હરિથી પ્રીતમ પ્રાણ;
ચરણપ્રસાદ રાધિકા દેવી, તે હરિકંઠ સુજાણ. ૧૦૦૯
વૃંદાવન ગોવર્દ્ધન કુંજે, યમુના પુલિન સુદેશ;
નિત્ય પ્રતિ કરે વિહાર મધુર રસ, શ્યામા શ્યામ સુવેશ. ૧૦૧૦
નિરખી નિરખી સુખ દંપતીનું નિત્ય, કવિકુળ સહુ પચી જાય;
ભૂષણ ખસે સુરત વશ બેઉ, કેશ ન ઠીક કરાય. ૧૦૧૧
લલિતા લલિત બજાવી રીઝવે, મધુર વેણ નવીને;
જાણી પ્રભાત રાગ પંચમ ષટ્, માલકૌંસ રસ ભીને. ૧૦૧૨
સુર હીંડોળ મેઘમાલવ પુનિ, સારંગ સુર નટ જાણ;
સુર સામન ભૂપાલી ઇમણ, કરણ કાનડો ગાન. ૧૦૧૩
ઉચ્છ અડાણનકે સુર સાગીને, નિપટ નાયિકા લીન;
કરે વિહાર મધુર કેદારો, સકળ સુર સુખ દીન. ૧૦૧૪
સોરઠ ગૌડ મલાર સુહાવે, ભૈરવ લલિત વગાડે;
મધુર વિભાસ સુણે બિલાવલ, દંપતી અતિ સુખ પમાડે. ૧૦૧૫
દેવગિરિ દેશાખ દેવ પુનિ, ગૌરી શ્રીસુખરાશ;
જઇત્રશીને પૂર્વીટોડી, આશાવરી સુખવાસ. ૧૦૧૬
રામકલિ ગુણકલિ કેતકી, સુર સુઘરાઇ ગાય;
જય જયંતી જગત મોહનિ, સુરશુ વીણા વાય. ૧૦૧૭
સૂવા સરસ મળે પ્રિતમસુખ, સિંધુ વીરરસ માણ્યો;
જાણી પ્રભાત પ્રભાતી ગાયે, પ્રાતથયો દ્વય જાણ્યો. ૧૦૧૮

---

૧૦૦૭ આગમકલ્પ ઇ૦—ત્યારે આ શાસ્ત્રની કલ્પનાનું રમણ થયું છે.
૧૦૧૦ પુલિન—ભાઠું.

જાગ્યા માત નિપટ અળસાઇ, ભૂષણ સહુ અવળાં લહી;
કરે શૃંગાર પરસ્પર બે જણ, અતિ આળસ શિથિળાઇ. ૧૦૧૯

જાળરંધ્ર થઈ સહચરી જોતી, જન્મ સફળ કરી લેખે;
જાણી પ્રભાત ઉત્સંગે દંપતી, લઇ પ્રાણ રસ પેખે. ૧૦૨૦

એકઠું દૂધ કપૂર મેળવી, લઇ લલિતા તહીં આવી;
પ્રથમ શ્યામાને આરોગાવી, કા'ને પ્રીત બતાવી. ૧૦૨૧

કરી શૃંગાર સઘન કુંજમાં, નિશિદિન કરે વિહાર;
નીરાજન બહુ વિધિ ઉતારે, લલિતાદિક વ્રજનાર. ૧૦૨૨

કોઇ વાર કેલિ કરે યમુનાજળ, સુંદર શરદ તડાગ;
કોઇ વાર મધુર માધુરી ઝૂલે, આનંદ અતિ અનુરાગ. ૧૦૨૩

પ્રથમ વસંતપંચમી શુભ દિન, મંગળચાર વધાવે;
પંચાનને બાળ્યો મન્મથને, તે પ્રકટ્યો એમ જણાવે. ૧૦૨૪

યશોમતી માત વધાઇ વેંચે, ફૂલી અંગ નવ સમાય;
ઉમગી સ્નાન કરાવે હરિને, આભૂષણ વર રાય. ૧૦૨૫

ઘર ઘરથી આવી વ્રજ સુંદરી, મંગળ ચાર સમારી;
હેમ કળશ શિરપર ધરી પૂરણ, કામ મંત્ર ઉચ્ચારી. ૧૦૨૬

અબીલ ગુલાલ અરગજા સુગંધી, લીધાં લાલને કાજ;
મનમાં કર્યા મનોરથ બહુ વિધિ, મેળવીઓ સુસમાજ. ૧૦૨૭

ભીડ જોઇ ગોપિકાકેરી, યશોમતી ઘરમાં પેઠી;
બોળી ત્રિયાએ માતાને ઝટ, મંદિર માંહે બેઠી. ૧૦૨૮

કેસર ચંદન અને અરગજા, માતાને શિર નાખ્યા;
જે જે વિધિ ઉપજી જેને મન, અભિલાષ નવ રાખ્યા. ૧૦૨૯

---

૧૦૨૦ જાળરંધ્ર—જાળિયાનાં બાકાં. ૧૦૨૪ મંગળચાર—મંગળાચાર. પંચાનને—શિવે. ૧૦૨૯ નવ રાખ્યા—બાકી ન રાખ્યા.

ફગવો આપ્યો માત મન માન્યો, યશોમતિ પરમ ઉદાર;
પકડી લીધા ઘનશ્યામ મનોહર, ભેટ્યાં ભરી એક વાર. ૧૦૩૦

પેહેલી જાણી વસંતપંચમી, યશોમતી મન બહુ રીઝ્યાં;
કેસર ચૂવા અને અરગજા, શ્યામ અંગથી ભીંજ્યાં. ૧૦૩૧

તે પછી ગોપિકાએ છાંટ્યા, કનક કળશ ભરી નાખ્યા;
જાણે શીશ તમાલ અમૃત ઘન, સરસ સુધાનિધ રાખ્યા. ૧૦૩૨

ચંદન ચૂવા મથે હાથે કરી, નીલ જલદ તન અરપે;
જાણે પ્રગટ કર્યું સ્વયને ચિત્ત, પ્રીતમ પ્રાણ સમરપે. ૧૦૩૩

કર્યા મનોરથ નાના વિધના, મેવા બહુ વિધિ લાવી;
તે હરિએ સ્વીકાર કર્યા સહુ, નિરખી ભક્તિ ભાવી. ૧૦૩૪

સુબળ સુબાહુ અને શ્રીદામા, સકળ સખા મળી આવ્યા;
રતન ચોકમાં ખેલ મચાવ્યો, સરસ વસંત વધાવ્યા. ૧૦૩૫

કરે પરસ્પર ગોપી ગ્વાલ મળી, ક્રીડા અતિ મનમાની;
સુરંગ અબીલ ગુલાલ ઉડાવે, થયું ગગન અસમાની. ૧૦૩૬

ફગુવા આપું કહ્યું મન માન્યો, સહુ ગોપી મન ફૂલી;
કંઠ વળગાડી ચાલી પ્રીતમ, ઘર ઘરની અનુકૂલી. ૧૦૩૭

કરે આરતી વિવિધ ભાતથી, યશોમતી મનમાં રીઝે;
સખા વૃન્દ સહુ ચાલ્યું યમુના તટ, શ્યામ રંગમાં ભીંજે. ૧૦૩૮

બેઠા જઇ સઘન કુંજમાં, યમુના તીર ગોપાળ;
સખી એક ત્યાં આવી નિકટમાં, બોલી બોલ રસાળ. ૧૦૩૯

વૃન્દાવન ફૂલ્યું નંદનવન, સઘન કુંજ બહુ ભાત;
હરિ પ્રતીત મુકુલિત દ્રુમપલ્લવ, મુખરિત મધુકર પાત. ૧૦૪૦

---

૧૦૩૨ સુધાનિધ—અમૃતનો ભંડાર. ૧૦૪૦ નંદનવન—ઇંદ્રનું વન. હરિ ઈ૦—હરિની પ્રતીત ( વિશ્વાસ )થી દ્રૂમ ( વૃક્ષ )નાં મુકુલિત ( દોડારૂપ ) પલ્લવ ( પાંદડાં ) ઉપર મુખરિત ( ગુંજારવ કરતા ) મધુકર ( ભમરા ) નો પાત થાયછે—આવી પડે છે.

સ્થળ સ્થળ દ્વિજ વર ધ્રુનિ સંભળાયે, મધુર મેઘ ગુંજાર;
જાણે મન્મથ મળી કુસુમાકર, ફૂલી કરે વિહાર. ૧૦૪૧
સર્વસ્વ ગુણ તમને દરશાવા, સ્મર વસંત મળી આવ્યા;
મધુર માધુરી મુકુલિત પલ્લવ, તેણે મન મનાવ્યાં. ૧૦૪૨
ગોવર્દ્ધનના શિખર સુભાગ પર, ફૂલ્યા કુસુમ પલાશ;
સાહજ સુરત સુખ દે સંયોગીને, વિરહીને કરે ઉદાસ. ૧૦૪૩
પુહુપ પરાગ પરસે મધુકરગણ, મત્ત કરે ગુંજાર;
જાણે કામીજન દેખી યુવતી, વિષયા સક્ત અપાર. ૧૦૪૪
વિપિન વિપિન વિલોકી વિવિધ વન, મંડિત કુસુમિત કુંજ;
જાણે હેમ મંડપિકા સુખરિતિ, કલ્પલતા રસ પુંજ. ૧૦૪૫
વેગે ચાલો વૃંદાવન નાયક, રાધા વાટડી જોતી;
હળી મળી ખેલો મન્મથ ક્રીડા, વસંત અવધિ હોતી. ૧૦૪૬
સુણી વચન લલિતાનાં મોહન, તરત ગયા મકલાઇ;
કર્યો વસંત ખેલ વૃંદાવન, અદ્‌ભુત ફાગ ફલાઇ. ૧૦૪૭
લતા લતા વન વન કુંજોમાં, ખેલે ફરી વસંત;
જાણે કમળ મંડળમાં મધુકર, વિહરેછે રસમંત. ૧૦૪૮
ઉત શ્યામ દ્યુતિ સખા મંડળી, ઇત હરિ દ્યુત વ્રજનાર;
જાણે તામરસ પારસ ખેલે, મળી મધુકર ગુંજાર. ૧૦૪૯
ખેલી વસંત બહુ સુખ માન્યું, હરખ્યાં ગોપી ગ્વાલ;
વિલાસી ગયાં વ્રજરાજ ભુવન સહુ, ચંચલ નયન વિશાળ. ૧૦૫૦

---

૧૦૪૧ દ્વિજ વર—ઉત્તમ પક્ષી. કુસુમાકર—વસંત. ૧૦૪૫ વિપિન—વન. મંડિત—અલંકૃત. કુસુમિત—ફૂલવાળા. સુખરિતિ—આસન. ૧૦૪૯ ઉત—એ બાજુએ. ઇત—આ બાજુએ. તામરસ—લાલ કમળ. પારસ—પારસ મણિ.

હોરિકાના દિવસ જાણીને, અતિ ફૂલ્યા મજરાજ;
બેઠા સિંહદ્વાર શું પોતે, મેળી ગોપ સમાજ. ૧૦૫૧
વિપ્ર બોલાવી વેદ વિધિ કરી, એરંડો કર્યો આરોપ;
આનંદી સહુ ગોપ મંડળી, મન્મથ કર્યો પ્રકોપ. ૧૦૫૨
પ્રથમ પરિવાર દિવસ હોળીનો, નંદરાય ઘેર આવ્યો;
સકળ સાથ ગોપિકા લઈને, વાદ વિખવાદ તજાવ્યો. ૧૦૫૩
બીજે બાજુએથી હોળી મચી, સુરંગ ગુલાલ ઉડાવ્યું;
જાણે અનુરાગ બેયને અંતર, સહુથી પ્રકટ લખાવ્યું. ૧૦૫૪
ત્રીજે તરૂણી મળી પકડ્યા મોહન, ગ્રહીને અંજન કીધું;
મત્ત મધુપ બેઠો અંબુજ પર, મુખરત શું સુર લીધું. ૧૦૫૫
ચંપક લતા ચોથ દિન જાણ્યે, મૃગમદ સોર લગાડ્યો;
જાણે નીલ જળધરની ઉપર, કૃષ્ણરાગ લપટાડ્યો. ૧૦૫૬
પાંચમ પ્રમદા પરમ પ્રીતિશું, કેસર છાંટ્યું ઘોર;
જાણે સુધાનિધિ વરસે ઘન પર, અમૃત ધાર વિણ સોર. ૧૦૫૭
છઠે છ રાગણી ગાઈ રીઝાવે, અતિ નાગર બળવીર;
ખેલે ફાગ સંગ ગોપી લઇ, ગોપ વૃંદની ભીડ. ૧૦૫૮
સાતમે રિઝી સુગંધે સુંદરી, લઈ આવી ઉપહાર;
બળ મોહનને હસે રમાડે, રીઝ ભરે અંક વાર. ૧૦૫૯
આઠમે અતિ આતુર અબળા પ્રિય, ચુંબન દેતી ગાલ;
નાના વિધ શૃંગાર બનાવ્યો, બેંદો દીધો ભાળ. ૧૦૬૦

---

૧૦૫૫ મત્ત છં૦—મુખ ઉપર નેત્રને ઉપમા આપે છે કે જાણે મત્ત મધુપ ( ભમરો ) અંબુજ ( કમળ ) ઉપર બેઠો હોય, અને મુખથી જે વાંસળીના સુર કાઢે છે તે જાણે ભમરો મુખરત ( ગુંજારવ કરે છે ).

૧૦૫૬ મૃગમદ—કસ્તુરી. ૧૦૫૭ સુધાનિધિ—ચંદ્ર. ૧૦૬૦ બેંદો —બિંદી.

નવમી નવસપ્ત સાજી રાધિકા, ચંદ્રાવલી વ્રજનારી;
હો હો કરે પલાશકુસુમરંગ, વરસે છેલ અપારી. ૧૦૬૧

દશમી દશે દિશા થઈ પૂરિત, સુરંગ અબિલ ગુલાલ;
જાણે પ્રીતમ મળવા કારણ, ફૂલ્યાં નયન વિશાળ. ૧૦૬૨

એકાદશી એક સખીએ આવી, નાખ્યું સુભગ અબીર;
એક હાથ પીતાંબર પકડ્યું, છાંટે કુંકુમ નીર. ૧૦૬૩

દ્વાદશી મચી દ્વાદિશી હોળી, ઇતિ ગોપી ઉત ગ્વાલ;
ઇત નાયક બલ મોહન બે જણ, ઉત રાધા નવ લાલ. ૧૦૬૪

તેરશ તરુણી સહુ મળીને, કાંઈક કર્યો ઉપાય;
મધુ મંગલકારી મતવાલા, આનંદ માંહી સુહાય. ૧૦૬૫

ચૌદશે ચહુ દિશાથી મળીને, ગાંઠ જોડી ગ્રહી ઘોર;
મનમોહન પિય હુલારો રાજે, હુલારો રાધા સોર. ૧૦૬૬

જોઈ કહું કુસુમાકર ફૂલ્યો, મધુપ કરે ગુંજાર;
ચંદ્રાવલિ કેસર લેઈ આવી, છાંટે નંદકુમાર. ૧૦૬૭

શુક્લ પક્ષ પડવે પુરુષોત્તમ, ક્રીડા કરે અપાર;
હલધર સંગ સખા સહુ લેઇ, ફરતા ગૃહ ગૃહ દ્વાર. ૧૦૬૮

દ્વિતીયા દામ કુસુમની ગુંથી, પોતાને હાથ સભાર;
મોકલી દીધી ભાનુતનયાને, પેરે ઘોષકુમાર. ૧૦૬૯

ત્રીજે તરુણી સહુ ગાતી આવી, નંદ રાય દરબાર;
પકડ્યા આવી શ્યામ નટ સુંદર, ભેટે ભરી અંકવાર. ૧૦૭૦

---

૧૦૬૧ નવસપ્ત—સોળ (શણગાર). પલાશકુસુમ—કેસુડાં. ૧૦૬૩ સુભગ—સુંદર. ૧૦૬૬ પિય—પ્રિય. હુલારો—હોડેરો. ૧૦૬૯ ભાનુતનયા—રાધા. ઘોષકુમાર—વ્રજબાળ.

ચોથે ચાર દિશાથી ધાયા, સખા શ્યામના જેહ;
આમથી આવી કુંવરી રાધિકા, રમવા હોળી નિઃસંદેહ. ૧૦૭૧
પંચમી પંચ શબ્દ કર્યા સાજે, સજ્યા વાજિંત્ર અપાર;
રૂંજ મુરજ ડફ તાલ વાંસળી, ઝાલરનો ઝણકાર. ૧૦૭૨
વગાડે વીર રબાબ કિન્નરી, અમૃતકુંડળી યંત્ર;
સુર સુરમંડળ જળતરંગ મળી, કરે મોહિની મંત્ર. ૧૦૭૩
વિવિધ પખાજ અવાજ સીંચે, વિચ વિચ મધુર ઉપંગ;
સુર સરણાઈ સરસ સારંગી, ઉપજે તાન તરંગ. ૧૦૭૪
કંસ તાલ કઠ તાલ વગાડે, શૃંગ મધુર મોરચંગ;
મધુર ખંજરી પટહ આણવ મળી, સુખ પામે રતઅંગ. ૧૦૭૫
નિપટ ભેરી શ્રવણ ધ્વનિ સુણી, ધીર રહે વ્રજલાલ;
મધુર નાદ મુરલિનો સુણીને, ભેટે શ્યામ તમાલ. ૧૦૭૬
છઠે ખટરસ સરસ બનાવી. હરિને ભોજન દીધું;
નાના વિધ પકવાન પીરસ્યાં, જમતાં મા' સુખ લીધું. ૧૦૭૭
સાતમે સખી મળી વારી લાવી, આરોગ્યા વ્રજરાજ;
આઠમે દિશા સકળ મળી જોતી, દૂર કરી સહુ લાજ. ૧૦૭૮
નવમીએ નવસપ્ત સાજી રાધિકા, હરિશું ખેલે ફાગ;
દશમી દશ દિશા પરિપૂરણ, વાધ્યો અતિ અનુરાગ. ૧૦૭૯
એકાદશી રાધિકા મોહન, બે મળી ખેલે ફાગ;
બેઠાં જઈ સઘન કુંજમાં, જ્યાં સહચરી બડ ભાગ. ૧૦૮૦
સઘન કુંજમાં ડોળ બનાવ્યો, ઝૂલે છે પિય પ્યારી;
લલિતાદિક બીડી ખવરાવે, નાના ભાતિ સમારી. ૧૦૮૧

---

૧૦૭૨ રૂંજ-રૂંજ વગેરે વાજાંનાં નામ છે. ૧૦૭૬ શ્યામ તમાલ-શ્યામ (કૃષ્ણ) રૂપી તમાલ વૃક્ષ. ૧૦૮૦ સહચરી-સખી. ૧૦૮૧ ડોળ-હીંડોળો.

નારાયણે ચતુરાનનને કહ્યું, નારદે ભેદ બતાવ્યો;
તેથી સુણીને વ્યાસે ભાગવત રચી, શુકદેવ સાર ભણાવ્યો. ૧૦૯૩
શેષે કહ્યું જે સાંખ્યાયનને, સૂણ્યું સનતકુમાર;
કહ્યું બૃહસ્પતિએ મૈત્રેયને, ઉદ્ધવે કર્યો વિચાર. ૧૦૯૪
એ વિધિ પ્રમાણ પ્રગટ લીલા કરી, વ્રજમંડળ વ્રજઈશ;
તે શ્રીશુકદેવ મહામુનિએ, પ્રગટ કહી રાધીશ. ૧૦૯૫
વૃંદાવન હરિ આ વિધિ ખેલે, સદા રાધિકા સંગ;
વાસર ક્ષપા જાણે નહિ કદીએ, સદા રહે રસરંગ. ૧૦૯૬
સઘન કુંજમાં રમતાં ગિરિધરને, મથુરાની શુદ્ધિ આવી;
રાખ્યા વશ કરી રાધારાણી, ભક્તિ ભલી ભજાવી. ૧૦૯૭
રાખ્યા કંઠ લગાડી લાલને, પલક આડ ના કીધી;
યુગ કુચ વિચ ભુજા બે ભરીને, દૃઢાલિંગન ગ્રંથિ દીધી. ૧૦૯૮
સદા એક રસ એક અખંડિત, આદિ અનાદિ અનુપ;
કોટિ કલ્પ વીત્યા નહિ જાણ્યા, રમતાં યુગલ સ્વરૂપ. ૧૦૯૯
સંકર્ષણના વદન અનલથી, ઉપજ્યો અગ્નિ અપાર;
સકળ બ્રહ્માંડ તુરત તેજથી, હોળીવત્ થયું ઉજાર. ૧૧૦૦
સકળ તત્વ બ્રહ્માંડ દેવ પુનિ, માયા સહુ વિધિ કાળ;
પ્રકૃતિ પુરૂષ શ્રીપતિ નારાયણ, સહુ છે અંશ ગોપાળ. ૧૧૦૧
કર્મ યોગ પુનિ જ્ઞાન ઉપાસન, સહુ ભ્રમથી ભરમાયો;
શ્રીવલ્લભ ગુરૂ તત્વ સુણાવ્યું, લીલા ભેદ બતાવ્યો. ૧૧૦૨
તે દિનથી હરિ લીલા ગાઇ, એક લક્ષ પદબંધ;
તેનો સાર દયા સારાવલિ, ગાતાં અતિ આનંદ. ૧૧૦૩

---

૧૦૯૪ સાંખ્યાયન—એ નામના ઋષિ. ૧૧૦૦ સંકર્ષણ-ભગવાનનું સંહારરૂપ.

રીઝી વધ્યા જગદીશ જગતગુરૂ, સુણો દયા મમ ગાથ;
તવ કૃત મમ યશ જે ગાયે જન, સદા રહે મમ સાથ. ૧૧૦૪
ખેલે એ વિધિ હરિ હોળી હો, વેદ વિદિત એ વાત;
દયા પ્રીતમ દામોદર રીઝે, દિયે દરશ સાક્ષાત. ૧૧૦૫
નિયમ ધારી દયા સારાવલિ, ગાય ઉત્તર દક્ષિણ કાળ;
મન વાંચ્છિત ફળ સહુ તે પામે, મટે જન્મ જંજાળ. ૧૧૦૬
શીખે સુણે ભણે મન રાખે, લખે પરમચિત લાવી;
તેને સંગ રહુ હરિ કે' હું, નિશ દિન મોદ ઉપજાવી. ૧૧૦૭
સરસ સંમતસર લીલા ગાશે, યુગલ ચરણે ચિત્ત જશે;
ગર્ભવાસને બંદીખાને તે, આવવું ભૂલી જશે. ૧૧૦૮
સહુ પાપ સંતાપ શાંત થઇ, પ્રગટે નિત્યાનંદ;
નિષ્કપટ ભાવે ભજન કરે દ્દઢ, પામે પદ ગોવિંદ. ૧૧૦૯
ગુરૂ આજ્ઞાએ ગ્રંથ આ કીધો, ભાષાનો ભણી ભેદ;
ચાર વેદથી ચતુરાઈ ચોવણી, રૂપ અભેદ અછેદ. ૧૧૧૦
આજ્ઞા અનુસારે આજ્ઞા પાળી, ગ્રંથ કર્યો અશેષ;
સ્વકૃતિ સારી બંધન નહિ કંઇ, ખંચાવું નહિ રેષ. ૧૧૧૧
જ્યાં ત્યાં હરિએ પાર ઉતાર્યો, વલ્લભેશ વિઠ્ઠલેશ;
હરિજન હરિગુણ ગાવો પ્રીતે, તજી તન મનથી દ્વેષ. ૧૧૧૨
શ્રીનર્મદા પૂરી ચંડિપુરીમાં, શ્રીશેષશાયી નિવાસ;
ત્યાંનો નિવાસી કવિજન દયો, શ્રીરાધા કૃષ્ણનો દાસ. ૧૧૧૩
શ્રીમંત ભટ સાઠોદરા દ્વિજ, છે જ્ઞાતિ નાગર વંશ;

---

૧૧૦૬ ઉત્તર દક્ષિણ કાળ—ઉત્તરાયન તથા દક્ષિણાયન સમય.

પ્રભુરામપુત્ર કવિ દયાશંકર, છે નામ શ્રીહરિ અંશ. ૧૧૧૪

શાક અષ્ટાદશ એંશી શ્રાવણ, દ્વાદશી રવિવાર;
વર વસંત પક્ષોત્સવ વાસર, સારાવલિ સરસ વિચાર. ૧૧૧૫

સંખ્યા એક સહસ્ર શતસપ્તની, ભાષા માંહી પ્રમાણ;
વીશ પદ્ય વધારેનાં કરી, રચ્યો ગ્રંથ ભૂભાણ. ૧૧૧૬

શ્રીનાથજી કરૂણા કરી મસ, ગ્રંથ કરો સુપ્રસિદ્ધ;
કવિજનની શ્રુતવાણી વિલસે, તો તે પામ્યો નવ નિધ. ૧૧૧૭

# મૂર્ખલક્ષણાવળિ.

## કવિત.

શ્રીગુરૂ વલ્લભ દેવ, કરૂં તેની ભાવે સેવ,
વિઠ્ઠલેશ મહાપ્રભુ, સેવું સંત નાથને;
કૃષ્ણપદ પંકજમાં, મન અહો નિશ રહે,
માગું હું એ ગુરૂદેવ, શુચિ સર્વ સાથને;
મૂર્ખલક્ષણાવળિ આ, રીઝાવવા શ્યામ લખું,
મૂર્ખપણું તજી કદા, ગ્રહે હરિ હાથને;
શ્રી વલ્લભકુળમણિ, હરિજન શિરમણિ,
ગુણ તેના ગાઉં ગણી, દયો નમે નાથને. ૧

અંગ રંગ નવરંગ, દેહ હોય જો અભંગ,
તોય હરિનામ નવ, રટે રજ વાર જે;
રંડી બાજી બાજી ખેલે, પાજી કાજ રંગ રેલે,
ગાજી ગાજી હું હું ભણે, બળમાં ધિઃકાર એ;
હરિસેવ સાધે નહિ, સંત સંગ લાધે નહિ,
જોરાળો જોરાળો ભાખે, ગર્ધવ ગુમાર તે;
દાસ દયો આશ આણી, કથે કૃષ્ણ કેરી કાંણી,
જોર તોર ત્યારે રુચ્યું, જાણ્યા મુરમાર જે. ૨

રંગ્યું રચ્યું હોય વેણ, જાણે જેહ સુખ દેણ,
ધર્મ ધ્યાન જાણે નહિ, મૂર્ખ શિરતાજ છે;
જ્ઞાનવાન અંગ નહિ, રંગમાં અભંગ નહિ,
અમે ખરા તમે ખોટા, એહ મૂર્ખ રાજ છે;

---

૨ મુરમાર—મુર નામે દૈત્યને મારનારઃ

આડંબર વાર વાર, ગમાર શો કરે અતિ,
જાણે નહિ મૂઢ મતિ, કપરૂં આ કાજ છે;
દયા પ્રીતમને નિંદે, વલ્લભ કુળ ન વંદે,
ધર્મ ગુરૂ થાવા મંડે, નહિ લવ લાજ છે. 3
કરૂં પુણ્ય આજ હું જે, પુનર્જન્મ પામું નહિ,
શંકા ધરે એવી મન, તેહ ગાયભાઈ છે;
ખેતી જઇ ખેડે નહિ, આશ ધરે મન એવી,
પાકશે કશું ન માંહી, મૂર્ખ કેરી માઈ છે;
પ્રારબ્ધનો વાદ કરે, યાદ તજી ઇશ્વરની,
અનીશ્વરવાદી કેરી, યાદી આ જણાઈ છે;
દઢાશ્રમ રંચ નહિ, સારાતણો સંચ નહિ,
પ્રપંચનો પાર નહિ, દુભ્યો જદુરાઇ છે. ૪
વર્ષ શત પાંચ થયાં, બુદ્ધિ બળ નાશી ગયાં,
તેજ તાન તૂટી ગયાં, કાકો કહે લોક તો;
પીયા તણો પાર નહિ, અંગ માંહિ સાર નહિ,
ઉંચુ જોવા વાર નહિ, ખું ખું કરી ઓક તો;
તોય કે'શે વરૂં નારી, ભલે નવ થાય મારી,
શાણી સેવા કરે સારી, ટળે માને શોક તો;
ભજનને ભાંડે સહી, માથાકૂટ માંડે કહી,
દાસ દયો મૂર્ખ કહે, તજે ત્રાણ લોક તો. ૫

---

૩ લવ—લવલેશ-લગાર. ૪ કરૂં ઈ૦—આજ હું જે પુણ્ય કરું છું તેના યોગથી હું પુનર્જન્મ પામીશ નહિ, અથવા તે પુણ્યનું ફળ બીજે જન્મે પામીશ કે નહિ પામું, એવી શંકા જે કરે તેને ગાયનો ભાઈ (બળદ) જાણવો.

૫ પીયા—(આંખમાં). ઊંચું જોવા—અર્થાત્ મરવા. ટળે ઈ૦—એથી શોક ટળે એમ માને છે.

અદ્વૈતને મત બાઝી, ચક્ષ દીઠું નહિ માની,
ઇતિહાસ ના પિછાની, ભ્રમે ભટકાય છે;
રાધારાણી કૃષ્ણ હાણી, કહે મૂઢ મિથ્યા એ તો,
વ્રજ મથુરા ન દેખે, કૂડી જેની કાય છે;
જગતને ભ્રમ માને, બ્રહ્મ થઇ પોતે પડે,
જ્ઞાનતણે ઘોડે ચડે, કહે કાળ ખાય છે;
જુવે નહિ લાગે આ તો, ઘર મારૂં જોઉં જાતો,
રહું દયા જ્ઞાન ગાતો, ખતા ખાતો જાય છે. ૬

વાદી બની વાદ કરે, ડરે નહિ મૂઢ મતિ,
રતિ ગતિ હોય નહિ, કહે વિદ્વાન છું;
ભાષ્યકાર વલ્લભને, લેખે નહિ વિઠ્ઠલને,
આગમનો પાઠી બની, કહે બળવાન છું;
હારી જાય હરાયો તે, ફરે ભવ ભટકતો,
તોયે નહિ અટકતો, કહે મતિવાન છું;
દયા મૂર્ખ માનો તેહ, પો'ચ્ય વિણ પો'ળો થાય,
વરજોળો થાય જાય, કહે જ્ઞાનવાન છું. ૭

અનન્યાશ્રયનું યાન, ભુંડાને ન હોય ભાન,
તોય કહે એમાં શુંય, શ્રીજી તો સમક્ષ છે;
લેખું લખી જાણે નહિ. પેખુ કે'શે પૂરૂં હું તો,
તાલ ઉઠ ગણે વાગે, તોય કહે પક્ષ છે;
કાવ્ય રસમાં નિપુણ, કવિ કેરી સાથ લડે,
અડે પૂછે અવળાઇ, સાચો કહે લક્ષ છે;
દયા મૂર્ખ પુર્ખ એવા, વલ્લભ વિઠ્ઠલ તજે,
ભજે નહિ ભક્ત જન. કહે એવા લક્ષ છે. ૮

---

૮ યાન—વાહન. અનન્યાશ્રય રૂપી વાહન. પુર્ખ—પુરૂષ.

આવા મૂર્ખ છે અનેક, થાય ગણતી ન તેની;
ભાજન ભરચેથી એક, દાણો તો જોવાય છે;
પરીક્ષા પ્રમાણ જડે, ઘાટ કોણ પછી ઘડે,
વલ્લભને જાણી અડે, ખરૂં તે ખોવાય છે;
કાંઇ નહિ કરે કોઇ, રાંડ શા રહે તે રોઇ;
ક્ષેત્રજ્ઞ ને ક્ષેત્ર એક, બીજ ક્યાં બોવાય છે;
વૈષ્ણવે માન્યું પ્રમાણ, જુગો જુગ જાણ થયું,
દયાના પ્રીતમ વિના, રાંડીને રોવાય છે. ૯

---

૯ ભાજન—પાત્ર. ક્ષેત્રજ્ઞ ઇ૦—જો ક્ષેત્રજ્ઞ રૂપ આત્મા અને ક્ષેત્ર રૂ-પ જગત્ એકજ છે તો પછી ઉત્પત્તિનું કારણ બીજ ક્યાં વવાય છે? અર્થાત્ જેમ ક્ષેત્રમાં બીજ વાવનાર ક્ષેત્રપતિ ક્ષેત્રથી જૂદો છે તેમ જગતનો દ્રષ્ટા, આ-ત્મા જગતથી જૂદોજ છે.

# ચાતુરચિત્તવિલાસ.

## દુહા.

શ્રીગુરૂ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠલ શ્રીનાથ;
સહ વલ્લભ વંદુ ચરણ, ધરિયે મમ શિર હાથ. ૧

ક્રમ ન કથન પ્રસ્તાવ સંબંધ કૃષ્ણ પ્રિય દાસ;
રચન ગ્રંથ અભિધાન એ, ચાતુરચિત્તવિલાસ. ૨

## સમસ્યા.

### છપ્પા.

*
દધિ નવનીત મુખ લેપ, નહિ વ્રજરાજ દુલારો;
ત્રિનેત્ર શિવ નહિ શીશ, ફૂલ સુર રખે વિચારો;
કટિમેખળા બટુક ગણપતિ નહિ કર મોદક પાણ;
અરૂણોદય મંગળ ધ્વનિ કરે ભક્ત નહિ બ્રાહ્મણ;
તે નર ટળી નપુંસક નારી થઇ, ધાડ ગૃહસ્થને ધામ છે;
શ્રીકૃષ્ણ દયા પ્રભુના શ્વશુર, તેને નામે નામ છે. ૩

---

૨ ક્રમ ઇ૦—આ ગ્રંથનું અભિધાન ( નામ ) ચાતુરચિત્તવિલાસ છે અને કૃષ્ણ તથા તેના પ્રિય દાસનો સંબંધ એમાં વર્ણ્યો છે. એ વિના બીજો કાંઇ કથન( કથા )નો કે પ્રસ્તાવનો ક્રમ એમાં નથી.

૩ આ ગ્રંથમાં સમસ્યાઓ વગેરે કૂટ કાવ્ય છે. આ છપ્પાની ટીકા રસિકવલ્લભમાં કરેલી છે તથાપિ અહીં સંક્ષેપમાં બતાવી છે. "વલોણાની રવઇ" એ સમસ્યાનો ખુલાસો છે. ફૂલ ઇ૦—રવઇને (નીચે) ફૂલ છે પણ તે સુરફૂલ (પારિજાતક) નથી. કટિમેખળા—નેતરાં. મોદક—રવઈ ઉપરનો લાડવો. અરૂણોદય-પ્રભાત કાળે. મંગળ ધ્વનિ—શુભ ઘોષ. વલોણાના

---

* રસિકવલ્લભ નામના ગ્રંથને છેડે કૂટ કાવ્યાદિના નમુના બતાવવા આ ગ્રંથ માંથી આ નિશાનીવાળા ત્રણ છંદ છપાવ્યા છે, તે આ ગ્રંથ પૂરો છાપતાં ફરી લેવા પડ્યા છે.

# દૃષ્ટકૂટ.

મિત્રપુત્રસુતભુખન, સુરસુતભગિનીભરતા;
સુતરિપુલોચનરિપુધર, નાદજનકસંહરતા;
મિત્રબંધુપિતુગુરૂરિપુ, મિત્રશિષ્યઆભૂખન;
શત્રુવાહનસુતવાહનવલ્લભકૃતસુખ ન;
સુતરિપુરિપુસુતજાપતિપિતા, પિતુભ્રાતાભૃત્યપ્રાનહર;
હરદૈવત તાકે હિતુ દયા—નાથ કૃષ્ણ ગિરિરાજધર. ૪

---

અવાજને શુભ ગણેલો છે. " यत्रनास्तिदधिमंथनघोषो—જ્યાં દધિ મંથનનો ઘોષ નથી " ઇત્યાદિ વાકયમાં તેની મંગળતા કહેલી છે. નર—વાંસ. નપુંસક—વલોણું. નારી—રવઈ. પ્રભુના શ્વશુર—રવિ. કેમકે યમુના રવિની પુત્રી અને કૃષ્ણની પત્ની છે.

૪ મિત્ર ઇ૦—મિત્ર( અગ્નિ )ના પુત્ર ( દીવા )ના સુત( કાજળ ) છે ભૂષણ જેનું એવા નેત્ર ના સુર (દેવ–સૂર્ય )ના સુત (યમ)ની ભગિની ( બ્હેન—યમુના ) ના ભર્ત્તા ( સ્વામી–કૃષ્ણ )ના સુત (પ્રદ્યુમ્ન—કામદેવ )ના રિપુ ( શિવ )નું લોચન ( ત્રિજું નેત્ર–અગ્નિ )ના રિપુ ( જળ )ને ધર ( ધરનાર–મેઘ)માં નાદ મૂકવાથી જે થાય તે ( મેઘનાદ–ઇંદ્રજિત )ના જનક ( રાવણ )ના સંહરતા (રામ )ના મિત્ર ( સુગ્રીવ )ના બંધુ ( વાલી )ના પિતુ ( બાપ–ઈંદ્ર )ના ગુરૂ ( બૃહસ્પતિ )ના રિપુ ( ચંદ્ર )ના મિત્ર ( શુક્ર )ના શિષ્ય ( કચ )છે આભૂષ જેનું એવા(મસ્તક–અર્થાત્ રાહુ)ના શત્રુ (ચંદ્ર સૂર્ય)છે વાહન જેનું એવા (શિવ) ના સુત ( કાર્त्तિકેય )ના વાહન (મોર) ને વલ્લભ (વાહાલો–મેઘ)ને કૃત સુખ ન ( સુખ ન કરે તે–વાયુ ) ના સુત ( ભીમ )ના રિપુ ( દુર્યોધન અર્થાત્ કલિયુગ) ના રિપુ( ધર્મ )ના સુત ( નર નારાયણ )થકી જાનો ( ઉપજેલી ઉર્વશી )ના પતિ (પુરૂરવા)ના પિતા ( બુધ )ના પિતુ ( ચંદ્ર )ના ભ્રાતા (દત્તાત્રેય)ના ભૃત્ય ( સેવક–સહસ્રાર્જુન )ના પ્રાણહર ( પરશુરામ )ના દૈવતહર (રામચંદ્ર)ના હિતું ( હેતુ–કારણ )જે કૃષ્ણ તે દયારામનો નાથ અને ગિરિરાજ( ગોવર્દ્ધન )નો ધરનારો છે.

## સમશ્યા.

### ચોપાઇ.

ધર્મધુરંધર વડો વિવેક, તે ઘેર કૌતુક દીઠું એક;
પિતા પોતાના સુતનો ભ્રાત, સ્વામી તેજ પિતાનો તાત. ૫
માત શ્વશુરની પોતે પત્ની, જનક જનેતા સત્ય સપત્ની;
સ્વામી હરિઅરિનો તાત, સ્રી કોણ નામ જગતની માત. ૬
સ્રીના કાકા કમળાપતિ, નવ સમજાય અટપટું અતિ;
શ્રી ભાગવતતણી એ કથા, રખે માનતા ટીખળ વૃથા. ૭
દયારામ કહે ચેત ચતુર, જો તુજમાં બુદ્ધિ ભરપૂર.

---

૫ આ સમસ્યા કશ્યપઋષિ પોતાના દીકરાની દીકરીઓને પરણ્યા હતા તે સંબંધી છે એનો વિશેષ ખુલાસો નીચે પ્રમાણે: આ સૃષ્ટિ કાશ્યપી છે એટલે કશ્યપ મુનિ સહુના પિતા છે એ વાત પુરાણોમાં અને લોકોમાં પ્રસિદ્ધ છે. તેનો અનુવાદ કરીને દયારામ દક્ષ પ્રજાપતિને કશ્યપના પુત્ર માને છે. (વસ્તુતઃ દક્ષ બ્રહ્માના અંગૂઠાથી ઉત્પન્ન થયેલા છે) એ દક્ષની તેર પુત્રીઓ કશ્યપને પરણી હતી. તેમાં અદિતિથી દેવ તથા વામન વગેરે થયા હતા અને દિતિથી દૈત્ય વગેરે થયા હતા. હવે કશ્યપ અને તેની અદિતિ પત્ની વિષે વિચારતાં નીચે પ્રમાણે અર્થ બંધ બેસશે. ધર્મધુરંધર-કશ્યપ. પિતા ઇ૦—અદિતિનો પિતા દક્ષ તે પોતાના સુત વામનનો ભાઇ થાય, કેમકે દક્ષ અને વામન બન્ને કશ્યપના પુત્ર છે. સ્વામી ઇ૦—અદિતિનો સ્વામી કશ્યપ તે પોતાના પિતા દક્ષનો બાપ થાય. ૬ માત ઇ૦—અદિતિનો બાપ દક્ષ અને તેનો બાપ કશ્યપ હોવાથી કશ્યપ એ અદિતિની માનો સસરો થાય, અને પોતે તેની પત્ની પણ છેજ. જનક ઇ૦-અદિતિના જનક દક્ષની જનેતા (મા) તે કશ્યપની પત્ની હોવી જોઇએ, કેમકે દક્ષ કશ્યપનો પુત્ર છે; અને પોતે પણ કશ્યપની પત્ની હોવાથી દક્ષની માની શોક્ય થાય. સ્વામી ઇ૦—અદિતિનો સ્વામી કશ્યપ એ હરિના અરિ (દૈત્ય)નો તાત છે. ૭ સ્રી ઇ૦—એ સ્રી કોણ છે? તે જગત્-ની માતા છે. જવાબ કે, અદિતિ. સ્રીના ઇ૦—અદિતિ દક્ષની પુત્રી હોવાથી અને વામન એ દક્ષના ભાઇ હોવાથી અદિતિના કાકા વામન થાય. અને વામન એ વિષ્ણુ હોવાથી કમળાપતિ છે.

## સમશ્યા.

માત પુત્રી (બે) જોડે અવતર્યાં, એક ધણીને બન્ને વર્યાં;<br>
માત કરે તે પુત્રી કરે, માત મરે તો પુત્રી મરે. ૮<br>
માતા સંગે સઘળે ડોલે, મા બોલે પુત્રી નવ બોલે;<br>
દિવસે બેસે આસન જુએ, રાતે માતા પાસે સૂએ. ૯<br>
માતા ગોરી પુત્રી શ્યામ, જુગલ વરણ બે જૂદાં નામ;<br>
જળ ભીંજે ના અગ્નિ બળે, તે બળ મા પાસે ના મળે. ૧૦<br>
કૃષ્ણતાણી સાસુ દિકરી, માને કાંઇ સગા નહિ હરિ;<br>
દયારામ કહે ચેતો દક્ષ, જો પહોચે બુદ્ધિનો લક્ષ. ૧૧

## સમશ્યા.

પ્રેમ કુંઅર કંસારિ નામ, ભરૂચમાં છે તેનું ધામ;<br>
સ્વરૂપતણું તો લેખું નથી, ગુણ તો કોઇ શકે નહિ કથી. ૧૨<br>
દેખે તેનું મન મોહવાય, ઘણા મોહવાયા જોગીરાય;<br>
તેને જે પ્રાણી સાથે લગન, તેનું વિષય ઉપર નહિ મન. ૧૩<br>
વિષથી ઘણા મરે છે મથી, તે તો તેને ગમતા નથી;<br>
ભાખ્યાં દયે વિનોદ વચન, હરિના યશ સમજે હરિજન. ૧૪

---

૧૧ આ સમસ્યાનો જવાબ: દેહ અને તેની છાયા. કૃષ્ણ ઇ૦—સૂર્ય. પુત્રી યમુનાના પતિ કૃષ્ણ હોવાથી સૂર્ય કૃષ્ણનો સસરો થાય છે અને તેની પત્ની છાયા નામની હોવાથી તે દીકરી (દેહથી ઉપજેલી છાયા) કૃષ્ણની સાસુ કહેવાય છે.

૧૪ આ સમસ્યા શ્રીકૃષ્ણને લાગુ પડે છે. પ્રેમ ઇ૦—કૃષ્ણ એ સર્વના પ્રેમરૂપ કુંવર છે. કંસારિ—કંસનો શત્રુ. ભરૂચમાં—ભૃગુપુરમાં. અર્થાત્

## સમશ્યા.

### કુંડળિયો.

જુઓ આજની છોકરી, જાણી બેઠી જગરાય;
તેની કથની સાંભળે, પ્રાપ્ત બકારિ થાય;
પ્રાપ્ત બકારિ થાય, સદા જે માનો માંટી;
વિષ દે તેશો બાળક, ગાથા અમૃત વાટી;
પર ઉચ્છિષ્ટ ખા દયા, મૂકય હરિ વાત લાજની;
પરનારીમાં પ્રીત રાખ, જો વખત આજની. ૧૫

## સમશ્યા.

### છપ્પો.

*વિષધર વેરી આપ, આપનો વિષધર વેરી;
વળી વિશ્વધરસુત તાત, મિત્રસુતકેરો કેરી;

---

ભૃગુઋષિના મનમાં તેનું ધામ (તેજ) છે. ભૃગુએ વિષ્ણુને લાત મારી હતી તથાપિ તે શાંત રહ્યા હતા તેથી તેમને સત્યમૂર્તિ ઇશ્વર જાણીને ભૃગુએ તેમને બીજા દેવોથી શ્રેષ્ઠ માન્યા હતા એવી કથા છે. બીજું સ્પષ્ટ છે.

૧૫ આ કુંડળિયાનો અર્થ રસિકવલ્લભમાં કૂટ કાવ્યના નમુનામાં પૃષ્ટ ૨૧ મે વિસ્તારથી આપેલો છે માટે અહીં સંક્ષેપમાં બતાવ્યો છેઃ આજની—સ્વયંભુવ મનુની છોકરી—દેવહૂતિ. જગરાય—કપિલ મુનિ (કેમકે તે ભગવાનનો અવતાર છે). કથની—કપિલનું કહેલું સાંખ્યશાસ્ત્ર. બકારિ—બકદૈત્યના શત્રુ કૃષ્ણ. માનો—લક્ષ્મીનો માટી—સ્વામી. વિષ ઇ૦—તે કૃષ્ણ જે વિષ (જળ) દે છે તેના જેવો (મેઘ જેવો) શ્યામ છે. બાળક ઇ૦—તેના બાળક (વાળક—વાળ) ની ગાથા સાંભળનાર અમૃતનો (મોક્ષનો) વાટી (ભાગદાર) થાયછે—તેના પ્રત્યેક રોમમાં રહેલાં અનંત કોટિ બ્રહ્માંડની કથા સાંભળનારને મોક્ષ મળે છે. પરઉચ્છિષ્ટ—પરમેશ્વરનો મહાપ્રસાદ. હરિવાત—કામ અને સોનાની વાત. પર ઇ૦—પર (હરિ) થી ન્યારી (જુદી) પ્રીત મા રાખ્ય.

નામ કહું છું પ્રગટ, વિકલ્પ ચતુર લ્યો ચેતી;
જે ઘરમાંથી જાય, થાય તે ઘરની ફજેતી;
જેના બે પુત્ર બલિષ્ઠ બહુ, રામ કૃષ્ણના દાસ છે;
સહુ સમજો સેં'લું કે' દયો, સહુના ઘટમાં વાસ છે. ૧૬

## દૃષ્ટકૂટનાં પદ.

### પદ ૧ લું.

રાગ કાનડો.

મનમથતાત કહ્યો કર મેરો;
ઉત્તર અર્ધ નામ હરિ અગ્રજ, જો સહૂ કિયો ચાં'ય તું તેરો. મનમથ૦
પુરષ નારીપતિ જાકર લાલિત, તામે સંતત રાખી બસેરો;
તા વિન સબ થલ ડર ભટકે, તેહ ધ્રુવ ધ્રુવ સોપાન ઘનેરો. મનમથ૦
શ્રુતિદૃગભુખનકો કર ચિંતન, લોભાનુજ ઉર નસે અંધેરો;
દયાનાથરછક મહી શરનો, દયા પ્રીતમદાસી ટારી ચેરો. મનમથ૦૧૭

---

૧૬ આ કવિતા પણ રસિકવલ્લભ કૂટકાવ્ય પૃષ્ઠ ૨૨ મે સ્પષ્ટ કરી છે, માટે અહીં સંક્ષેપમાં સમજાવી છે. એનો જવાબ વાયુ છે. વિષધર-જળધર (મેઘ) નો વેરી આપ (પોતે) છે. અર્થાત્ વાયુ મેઘને વિખેરી નાખનારો હોવાથી તેનો શત્રુ છે, વિષધર—સર્પ— સાપ વાયુને ખાઈ જાય છે એ પ્રસિદ્ધ છે. વિષધર ઈ૦—વિષધર (મહાદેવ)ના સુત (હનૂમાન્)નો તાત વાયુ છે તે રામાયણમાં પ્રસિદ્ધ છે. મિત્ર ઈ૦—મિત્ર (અગ્નિ) ના સુત (દીવા)નો વેરી (તે ઉપર કેહેર કરનાર તે વાયુ). વિકલ્પ-વા. અર્થાત્ પવન. ઘરમાંથી—દેહરૂપી ઘરમાંથી. બે પુત્ર—હનૂમાન અને ભીમ.

૧૭ મનમથ ઈ૦—મન્મથ (કામ)નો તાત (મન)-હે મન! તું મારૂં કહ્યું કર. ઉત્તર ઈ૦—જો તું હરિના અગ્રજ (મોટાભાઇ—બળભદ્ર)ના નામનું ઉત્તર અર્દ્ધ (અર્થાત્ ભદ્ર—કલ્યાણ) કરવાને ચાહાતો હોય તો મારૂં કહ્યું કર. એવો પૂર્વાર્ધ સાથે અન્વય. શું 'કહ્યું કર'? તે કહે છે પુરૂષ ઈ૦—પુરૂષ (વિરાટ)ની નારી (નાડી-નદીઓ)નો પતિ (સમુદ્ર) થી જા (ઉપજેલી—લક્ષ્મી)ના કર (હાથ)વડે લાલિત (લડાવેલા)હરિ-

## પદ ૨ જું.

### રાગ કાનડો.

પુરૂષ અનુપમ સુન્યો હમ એક;

જાકે ઘટમે જાય બસત બે, વ્હાંતે ભાજે બુદ્ધિ વિવેક. ટેક.

બડ બલવંત અજિત કોઉ જીતે, મિલે ન ખરચત દામ અનેક;

દેવ અદેવ નહિ વિધિ હરિ હર, પરબ્રહ્મતેં પ્રવર વિપેક. પુરૂષ૦

અકથિત મિષ્ટાનંદ રૂપહે, નેટ ન નાગર સો દ્રઢ ટેક;

દયાપ્રિતમકો પરમ મિત્રહે, બિન પાત્ર રહી શકે ન નેક. પુરૂષ૦ ૧૮

---

ના ચરણમાં સંતત ( નિરંતર ) નિવાસ કર. તા૦ ઈ૦—તે વિના જે (અન્યત્ર) ભટકે તો તે સબ ( સર્વ ) થળ ( સ્થળ )માં ડર છે કોનો ડર છે ? ધ્રુવ ઈ૦—ધ્રુવ સોપાન ( ધ્રુવના પગથિયા રૂપ ) ઘનેરા ( પાહાણો ) તેનો અર્થાત્ કાળનો ડર છે. શ્રુતિ ઈ૦—શ્રુતિ—ગોપીઓ ( ગોપીઓ વેદની શ્રુતિઓ છે એવું પુરાણમાં કહેલું છે )ના દ્રગ ( નેત્ર )નું ભૂખન ( અલંકાર )રૂપ કૃષ્ણનું ચિંતન કર; કેમકે તેથી તારા ઉર ( હૃદય )થી લોભાનુજ (અર્થાત્ મોહ )નું અંધારૂં નાશ પામશે. દયા ઈ૦—દયાના નાથ ( ધર્મ )નો રછક ( રક્ષક—હરિ ) નો શરનો ( શરણ ) ગહી ( ગ્રહણ કરીને ) દયારામના પ્રીતમ ( કૃષ્ણની દાસી) ( માયા ) નો ચેરો ( દોષ ) ટારી ( ટાળી ) દે.

૧૮ પુરૂષ ઈ૦—અમે એક ( પ્રેમ રૂપી )અનુપમ પુરૂષ સાંભળ્યોછે. એ પ્રેમ જેના ઘટમાં જઈને વસેછે ત્યાંથી બુદ્ધિ અને વિવેક નાસેછે, તે પ્રેમે બડા બળવાન અને કેટલાક અજિત પુરૂષોને જીત્યાછે, તથા તે પ્રેમ અનેક દામ ખરચતાં મળતો નથી. તમે કહેશો કે, એ તે દેવ છે, અદેવ ( અસુર ) છે, વિધિ (બ્રહ્મા) છે, હર છે, કે હરિ છે? તો તે કોઇ નથી; પણ તે પ્રેમ છે. તે પરબ્રહ્મ કરતાં પણ વિશેષ પ્રવર શ્રેષ્ટ છે. તે ન કહેવાય એવો મધુર આનંદરૂપ છે. તે પ્રીતિમાં ચતુર છે અને દ્રઢ ટેકવાળો છે. તે દયાના પ્રીતમનો પરમ મિત્ર છે. અને તે પાત્ર વગર રહી શકતો નથી.

## પદ ૩ જું.

### રાગ બિહાગ.

માન કહ્યો વૃષભાન દુલારી;
ગોપતિવામનભૂખનપિતુરિપુ, રિપુરિપુનાથ માનકી પ્યારી. ટેક.
વિષદનાદપિતુભ્રાત લડાઇ, તાઇશસુતકો અબદ ડારી;
ભવારિતિલકઅરિપિય દેખત, તેરો માનસસૂનુ રૂજ ભારી. માન૦
બહુ ગુનીહુ જાબિન દુઃખપાવે, ઉઠી ચલી યહ કરી મિલી ગિરિધારી;
દયાપ્રીતમકો જાય મિલી સુની, તન મન ધન કીનો બલિહારી. માન૦૧૯

## દૃષ્ટકૂટ.

### દુહા.

પુરૂષનારીપતિસુતસ્વસા, ભજી તાકે પ્રતિપાલ;
હરિઆયુધસુતસુતસુતા, સુત હોઇ સબ કાલ. ૨૦

---

૧૯ માન ઇ૦—હે વૃષભાનુની દુલારી ( પુત્રી ) તું મારૂં કહ્યું માન ગો ( ઇંદ્રિયો )ના પતિ ( મન )ના વાહન ( નેત્ર )ના ભૂખન ( કાજળ )ના પિતા ( દીવા )ના રિપુ ( વાયુ )ના રિપુ ( સર્પ )ના રિપુ ( ગરૂડ )ના નાથ ( કૃષ્ણ ) ના પ્રાણની પ્યારી હે રાધા ! વિષદ ઇ૦—વિષ ( જળ )નો દ ( આપનાર ) અર્થાત્ મેઘ ( યુક્ત ) નાદ એટલે મેઘનાદ ( ઇંદ્રજિત )ના પિતુ ( રાવણ )ના ભ્રાત ( કુંભકર્ણે લડાઈ-લડાવેલી—નિદ્રા )ના ઇશ ( સ્વામી—અર્જુન )ના સુત ( અભિમન્યુ અર્થાત્ અભિમાન )ને અબ ( હવે ) ડારી દે ( તજી દે ). કેમકે પિય ( પ્રિય-કૃષ્ણ ). ભવ ( સંસાર )ના અરિ ( શત્રુ—શિવ )ના તિલકરૂપ ( ચંદ્ર )ના અરિ ( રાહુ—અર્થાત્ રાહ—રસ્તો ) દેખત ( જુએ છે )-કૃષ્ણ તારી રાહ જુએ છે. રાહ જોવાનું કારણ કહે છે: માનસ ઇ૦—તેને માનસ ( મન )ના સૂનુ ( પુત્ર—કામ )ની રૂજ ( પીડા ) ભારી ( ભારે ) છે. બહુ ગુની ઇ૦—બહુ ગુણી ( પંડિત ) જે વિના ( ભાગરૂપ રતિ વિના ) દુઃખ પામે છે માટે તું ઊઠીને ચાલ અને ગિરિધારિને મળીને તે ( રતિ ) કર. દયા ઇ૦—એમ સાભળીને રાધા દયારામના પ્રીતમને જઇને મળી અને તેને તન, મન અને ધન અર્પણ કર્યું !

૨૦ પુરૂષ ઇ૦—પુરૂષ ( વિરાટ ) ની નારી ( નાડી—નદી )ના પતિ ( સમુદ્ર )ના સુત ( ચંદ્ર ) ની સ્વસા ( બેહેન—લક્ષ્મી )ના પ્રતિપાળ (હરિ)

નરપત્નીપિતુભગિનપતિ, સખસુતસુતશૃંગાર;
તા સવાર સુત ઘરૂની દિહુ, નિજપદ નંદકુમાર. ૨૧

કંદકુસુમસુતસુતસુતા, વાહન ભખકી માત;
ભ્રાત તાત પતિ પૂજ્ય તજ, સુધરી જાય સબ વાત. ૨૨

કબંધદુહિતા શુકઅરન, છાંડી અંત છંદ અને;
આયુધર કે તે અને, સો મુહી હુહી ગિરિધર્ન. ૨૩

વ્યાધિબેરીવાહનપિતા, ગુરૂવાહન સુરનારી;
તા સમાન મુહિ રાખિયે, નિત્ય નિકટ ગિરિધારી. ૨૪

---

ને ભજ ( ભજને અર્થાત્ ભજવાથી ), સબ કાળ ( સર્વદા ) હરિ ( વિષ્ણુ ) ના આયુધ ( સુદર્શન ચક્ર ) ના સુત ( નેત્ર ) ના સુત ( જળ ) ની સુતા ( પૃથ્વી ) નો સુત ( મંગળ ) થાય.

૨૧ નર૦—હે નંદકુમાર ! નિજ પદ ( તમારા ચરણને વિષે ) નર ( અર્જુન ) ની પત્ની ( સુભદ્રા )ના પિતા ( વસુદેવ )ની ભગિની ( કુંતી )ના પતિ ( વાયુ )ના સખા ( અગ્નિ ) ના સુત ( દીવા ) ના સુત ( કાજળ ) છે શૃંગાર જેનો એવા નેત્રના સવાર ( સ્વાર—મન )ના સુત ( કામ ) ની ઘરૂની ( પત્ની—રતિ ) દિહુ ( આપો ). અર્થાત્ તમારા ચરણને વિષે પ્રીતિ થાએ.

૨૨ કંદ૦—કંદ ( મેઘ )ના કુસુમ ( પુષ્પ અર્થાત્ જળ )ના સુત ( કમળ ) ના સુત ( બ્રહ્મા )ની સુતા ( સરસ્વતી ) ના વાહન ( હંસ ) ના ભખ ( ભક્ષણ–મોતી )ની માતા ( છીપ )ના ભ્રાત ( શંખ ) ના તાત (સમુદ્ર ) ના પતિ ( વરૂણ ) ના પૂજ્ય ( કૃષ્ણ ) ને ભજ ( અર્થાત્ ભજવાથી )સઘળી વાત સુધરી જાય એમ છે.

ભૂધરઅરિસુત જો ન દ્વે, તિની વિચમેરે માંહી;
વસિયે કરતલ રેખ જ્યો, શ્રીગિરિધર નિજ ચાહી. ૨૫
વડઆભૂષનરાસીધ્વજ, જનનીભ્રાતવાહન;
તાસુતતીયપ્રેરક ચરન, સદા વસો મો મન. ૨૬
મિત્રપુત્રઅરિઅરિઅરિ, બંધુપતિ આસક્ત;
તા વાહન જીન શીશપેં, સો સાચો હરિભક્ત. ૨૭

---

( નારદ. નારદ એ હરિનું મન છે માટે નારદ એટલે મન. ) તેનાં વાહન (નેત્ર) ના સુર ( દેવ—સૂર્ય )ની નારી ( છાયા )ની પેઠે મને નિત્ય નિકટ ( પાસે ) રાખો.

૨૫ ભૂધરારિ ઈ૦—હે શ્રીગિરિધર ! મને નિજ ( પોતાનો ) ચાહીને ભૂધર ( પર્વત )ના અરિ ( ઇંદ્ર )ના સુત ( અર્જુન )ને જે દ્વે (બે) નથી ( અર્થાત્ સ્તન નથી ), તેની બિચ ( વચમાં ) જે છે, તે ( હૃદય ). મારા ( તે હૃદય )માં, જેમ કરતળ ( હથેળી )ની રેખા હથેળીની વચ્ચે વસે છે તેમ તમે વસો. તાત્પર્ય કે નિરંતર મારા હૃદયમાં વસો.

૨૬ વડ ઇ૦—વડ ( વડા )નું આભૂષણ ( ક્ષમા )ની રાશિ ( મીન ) છે ધ્વજ ( ધજા )માં જેને એવા ( કામદેવ )ની જનની ( રૂકિમણી )નો ભ્રાત ( રૂકિમ—રૂકમૈયો ) છે. રૂમૈયો વિષ આપનાર છે માટે વિષરૂપ છે અને વિષને શિવે કંઠમાં રાખ્યું છે માટે શિવ વિષનું અર્થાત્ રૂકમૈયાનું વાહન છે. એ વાહનરૂપ શિવના સુત ( ગણપતિ )ની તિય ( સ્ત્રી—બુદ્ધિ )ના પ્રેરક ( શ્રીકૃષ્ણ )ના ચરણ સદા મારા મનમાં વસો.

૨૭ મિત્ર ઇ૦—મિત્ર ( અગ્નિ )ના પુત્ર ( દીપક )ના અરિ ( વાયુ ) ના અરિ ( સર્પ )ના અરિ ( ગરૂડ )ના બંધુ ( અરૂણ )નો પતિ (સૂર્ય) કિરણરૂપી જાળને ધારણ કરે છે માટે સૂર્ય એટલે જાલંધરને વિષે આસક્ત ( વૃંદા—તુળસી ) ને કૃષ્ણના ચરણ ધારણ કરે છે માટે કૃષ્ણ ચરણ તુલસીનું વાહન છે. તે વાહનરૂપ કૃષ્ણચરણ જેના શીશ ઉપર છે તે હરિભક્ત સાચો જાણવો.

બિષધરરિપુસુતસુતનિધિ, જનનીપતિપ્રિય ધામ;
તિનકો જીનકો પ્યાર હે, દયા સુપૂરન કામ. ૨૮

સારનાથઇકમીત પ્રિયા, જ્યેષ્ઠા પૂરવ બર્ન;
મધ્ય સંત મિલી જો ભયે, હમકો તીનકો શર્ન. ૨૯

## સમશ્યા.

### છપ્પા.

બે મુખની એક નાર, એક ગોરૂં એક કાળું;
રહે ગુણીજનની સંગ, ગાણું પણ ગાય રસાળું;
મૂરખ નવ લહે મર્મ, સમજે કોઇ સમજુ સાચા;
તેમાં એક અવગુણ, વણવાંકે ખાય તમાચા;
નિત્ય ભોજન કરીને રીઝે, એટલું અવળું કામ છે;
કહે દયો દારા ખરી, મરદ અંગનું નામ છે. ૩૦

## સમશ્યા.

કડવો તાત નપુંસક, પુત્ર પુરૂષ છે મીઠો;
ઉદર ઉપર અશ્વની, સુગુણ સંજોગી દીઠો;
સાત દેવ સંગી, જૂડાને કાંડે બાંરો;
કંઠે ખરૂં જનોઇ, વિવાણ શાખે વિચારો;

---

૨૮ બિષધર ઇ૦—વિષધર ( મેઘ )ના રિપુ ( વાયુ )ના સુત ( અગ્નિ ) ના સુત ( જળ )ના નિધિ ( સમુદ્ર )ની જનની ( વિરજા )ના પતિ ( કૃષ્ણ )ના પ્રિય ધામ ( ભક્ત )નો જેના ઉપર પ્યાર છે તેને પૂર્ણકામ સમજવો.

૨૯ સાર ઇ૦—સાર ( શોગઠી )ના નાથ ( પાસા—અક્ષ ) છે એક જેને એવા ( શુક્રાચાર્ય )ના મિત્ર ( ચંદ્ર )ની પ્રિયા ( રોહિણી )ની જ્યેષ્ટ બ્હેન ( કૃતિકા )નો પૂર્વ વર્ણ (કૃ) અને સંત ( વૈષ્ણવ )નો મધ્ય વર્ણ ( ષ્ણ ) ગણીને જે થાય ( અર્થાત્ કૃષ્ણ ) તેનું શરણ અમોને છે. ૩૦ બે ઇ૦—આ સમશ્યાનો અર્થ 'મૃદંગ' છે.

નર એક ત્રિયા ત્રણ ગ્રહીને, બેસાડે નિજ ગોદમાં;
શિર ઉપર નાચે નારીઓ, દયા રહે મન મોદમાં. ૩૧

## પ્રશ્ન.

### પદ ૧ લું.

### રાગ આશાવરી.

*કરો મારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાની, પૂછું પંડિત બુદ્ધયભિમાની. ટેક.
હરિએ[1] કરી નથી શી એક વસ્તુ, શ્રીહરિ[2] શું નવ જાણે;
શ્રીહરિના[3] ઘરમાં શું નથી, શું[4] ના નીપજે વિશ્વને રાણે. કરો૦
શ્રીહરિ[5] નામ કોને નવ તારે, ધર્મ[6] પાપ થાય કોને;
પાપ[7] તે ધર્મ રૂપ કહાવે ક્યાં, જૂઠો[8] જાણી શાથી સાધુ માને. કરો૦
આહાર[9] પોતાનો કોણ ન જાણે, ક્યાં[10] થયો ધર્મ અધર્મી;
પ્રેત[11] ઉદ્ધારના પરમ ભક્ત કા'વે, હરિભક્ત[12] દ્રોહી ક્યાં નર્મી. કરો૦
સંચિત[13] ક્રિયમાણ પ્રારબ્ધ, એ ત્રણમાં કોણ છે આદિ;
દેહ[14] પ્રથમ કે કર્મ પ્રથમ, કે'તાં સંભવે ને બે અનાદિ. કરો૦
કરવું[15] જીવ કરે કે ઇશ્વર કરે, નિશ્ચે બતાવો કોય;
જીવ કર્યું થાય તો દુઃખી ન હોય કોઈ, હરિમાં વિસ્મયતા હોય. કરો૦
હરિએ[16] કરી મૂક્યું છે તે ખરૂં કે, કરશે તે બેહુ નિશ્ચે કે'ણી;
અકથ અકળ ગતિ દયા પ્રીતમ, ન્યારી ન્યારી સર્વેની રે'ણી. કરો૦ ૩૨

---

૩૧ કડવો ઇ૦—અર્થ—"તંબુરો". કડવો તાત—તુંબડું. પુત્ર-તાર. અશ્વની—ઘોડી. સુગુણ સંજોગી—સારા દોરા( તાર )ના સંજોગ વાળો. સાતદેવ—સાતસ્વર. જૂઠાને—ખોટા સ્વરને જૂદો પાડી આપે અથવા તૂટેલા તારને દૂર કરે. નર એક—અંગૂઠો. ત્રણ ત્રિયા—ત્રણ આંગળીઓ. નારીઓ—ખીંટીઓ-ભમરીઓ.

*કરો ઇ૦—લીટી ઉપર મૂકેલા આંકડાના અનુક્રમે ઉત્તર આ પ્રમાણે:— ૧ પોતાનું ઐશ્વર્ય. ૨ પોતાનો પાર. ૩ દીનતા. ૪ ભક્તનું અહિત

## અવળવાણી.

### ચોપાઇ.

અભક્તને અચ્યુત પદ મળે, અકર્મીનાં અઘ દૂર ટળે;
નરકે જાય ભજે ભગવતી, હરિવલ્લભ મોટી દુર્મતિ. ૩૩
વિષદાતા સહુને સુખકારી, સુણી સિદ્ધાંત ઉદય ભય ભારી;
યોગીને દુઃખ દે ભગવાન, તે મોટા જેને અજ્ઞાન. ૩૪
વેદ શાસ્ત્ર નિંદે ગોપાળ, મનન કરે હરિ તે ચંડાળ;
પાપી મોટા હરિજન કા'વે, પીપા ભક્ત નહિ સહુ ગાવે. ૩૫
મનમાં મદન મોટા તે સંત, અબળા ભજે મળે ભગવંત;

---

૫ ભક્તદ્રોહીને. ૬ હરિનો અનાદર કરનારને ધર્મ તે પાપ રૂપ થાય. ૭ હરિભક્તિને અર્થે કર્મનો ત્યાગ. ૮ હરિના બાહાનાથી. ૯ અગ્નિ. ૧૦ કેદાર કન્યાની પાસે. ( જુવો કૃષ્ણજન્મખંડ ). ૧૧ શિવ પરમ ભક્ત છતાં તેની પાસેનાં પ્રેતનો ઉદ્ધાર થતો નથી. ૧૨ હરિભક્તદ્રોહી ( પૂતના ) નર્મી (સુખવાળી ) થઈ. ૧૩ એકકે નહિ. ૧૪ એકકે નહિ. ૧૫ કરે છે તો ઈશ્વર, પણ જીવ વ્યવહારદશામાં પોતાને કર્તા માની લે છે માટે જીવ એજ કર્તા. ૧૬ કરી મૂક્યું છે તે ખરૂં છે અને ભક્તને માટે કરશે તે પણ ખરૂં છે.

૩૩ અભક્ત ઇ૦-અભક્ત-અ (વિષ્ણુ)નો ભક્ત. અકર્મી—કર્મરહિત—જ્ઞાની. અઘ—પાપ. ભગવતી—સ્ત્રી. હરિવલ્લભ-કંચન અને કામ જેને વાહાલાં છે એવો. ૩૪ વિષદાતા-વિષ ( જળ )ને આપનાર-મેઘ. સિદ્ધાંત-(કાળરૂપી). અર્થાત મરણ નિશ્ચય છે એવો સિદ્ધાંત. ભગવાન—ઈંદ્ર ( અપ્સરા મોકલીને યોગીઓને યોગથી ચળાવી દુઃખમાં નાખે છે). અજ્ઞાન—અ (વિષ્ણુ)નું જ્ઞાન. ૩૫ ગોપાળ-ઇંદ્રિયોને લાડ લડાવનાર-ઇંદ્રિયવશ. મનન કરે-મન ન કરે. અર્થાત્ હરિમાં મન ન કરે તે ચંડાળ. પાપી—પ્રથમ બીજાને પાઇને પછી પોતે પીએ તે. પીપા—પ્રથમ પોતે પીએ અને પછી બીજાને પાય તે.

બાળક પ્રસન્ન કરે તે ભક્ત, અસ્ત્રીમાં નર હરિ આસક્ત. ૩૬
હરિજન દૈત લહે તે દાસ, સ્વજન સંબંધે મોટો ત્રાસ;
મુગ્ધ મનુષ્યને અવળું લાગે, પંડિતને સુણતાં સુખ જાગે. ૩૭
દયારામ કહે જે હરિદાસ, તેને સુણી ઉપજે ઉલ્લાસ.

## દુહો.

તેતીસ લખી છાસટ લખે, લખી આઇ છત્તીસ;
જીન સોચે અબ કરૂંગી, તીન સહિત ત્રીણીસ. ૩૮
આરોહી અવરોહી ગતિ, સમુજત નહિ મતિમંદ;
દૂ ચોઘડિયામે લખે, ચૌદહ તિથિકે ચંદ. ૩૯

---

૩૬ મદન—મદ નહિ તે. અબળા—અ ( વિષ્ણુ )ના બળવાળી-ગોપીઓ. બાળક ( વાલક )-વાળ વાળ પ્રતિ જેને બ્રહ્માંડ છે એવા વિષ્ણુ. અસ્ત્રી—અસ્ત્રીવિદ્યા જાણનાર તે અસ્ત્રી અર્થાત્ અર્જુન. ૩૭ દૈત—દયિત—વાહાલા. સ્વજન—શ્વજન—કૂતરાં. મુગ્ધ—મૂર્ખ.

૩૮ ક્રિયા વિદગ્ધા નાયકાનું ઉદાહરણ આપે છે: તેતીસ ઈ૦—એક સખીએ રાધાકૃષ્ણના સમાચાર નેત્ર સમસ્યાથી પૂછતાં બીજીએ પોતાની હથેળીમાં પ્રથમ ૩૩ લખીને તે પછી ૬૬ લખ્યા અને વળી પછી ૩૬ લખ્યા. તે જોઇને પેહેલી સખીએ હથેળીમાં ૬૩ કરી બતાવ્યા. તાત્પર્ય કે નાયકા અવળે મોઢે સૂતી છે, તે ૩૩ના આંકડાથી બતાવી આપ્યું પછી ૬૬ લખીને સૂચવ્યું કે નાયકાએ ન માનવાથી નાયક અવળો ફરીને સૂઇ ગયો—પછી ૩૬ ના આંકડાથી બતાવ્યું કે બન્ને અવળે મોઢે સૂતાં. ૬૩ નો અર્થ એ કે હું હવે તેમને સન્મુખ કરૂં છું.

૩૯ આરોહી ઈ૦—આરોહી ( ચઢતી ) અને અવરોહી ( ઉતરતી ) ગતિ છે, પણ તેને મતિમંદ પુરૂષો સમજશે નહિ. દૂ ઈ૦—બે ચોઘડીઆમાં ( આઠ ઘડીમાં ) ચૌદ તિથિઓના ચંદ્ર જોયા. અર્થાત્ આઠ ઘડીના સૂર્ય ગ્રહણમાં આ દોહરામાં કહેલું બધું સંભવે છે.

રવિસુતકે ઉપર વસે, દક્ષ શુકલ બિચ અંત;
સદા બસત હરિ નામસો, લાડે દયા ભગવંત. ૪૦

આદિ બરન બિન સંતહિન, મધ્ય બિન રહિત સંત;
અંત બરન બિન સંતહિન, પ્રિય સુભક્ત ભગવંત. ૪૧

જક્ત સકળ જાકે જઠર, પેખે નહિ ભગવાન;
કમલ હુતે કોમલ અધિક, કઠોર વજ્ર સમાન. ૪૨

## પદ. ૧ લું.

## રાગ બીહાગ.

દેખે સખી બીશ શશિ એક ઠોર;
પાંચ પંકજ ચાર જલચર, એક રવિ એક મોર. ટેક.
તા સમે એક ત્રિયા પ્રગટી, બઢયો તાકો જોર;
ભજ્યો અરિ તબ દુઃખદાયક, જાકો હૃદય કઠોર. દેખે૦
પંચ પંચ ફણાકે મણિસહ, આયે અહિ દે ડોર;
દયા પ્રભુકો દયા પ્રભુને, લાય લિયે ઉર ઓર. દેખે૦ ૪૩

---

૪૦ રવિસુત ( શનિ અર્થાત્ મંદ )નો ઉપર વસે તે અક્ષર—પેહેલો અક્ષર ( મં ), દક્ષ—ચતુર અર્થાત્ નાગરનો વચલો અક્ષર ( ગ ) અને શુક્લનો છેલ્લો અક્ષર ( લ )=મંગળ, તે સદા હરિના નામ સાથે રહે છે.

૪૧ બહિર્લાપિકા—" કામળ " એના આદિ વર્ણ ' કા ' રહિત જે શબ્દ મળ, તેથી સંત રહિત છે. વળી સંત પુરૂષો કામળના મધ્ય અક્ષર ' મ ' થી રહિત જે શબ્દ કાળ, તેથી પણ રહિત છે અને અંત અક્ષર જે ' લ ', તેથી રહિત જે શબ્દ કામ, તેથી પણ રહિત છે.

૪૨ જક્ત ઇ૦—અર્થ દરપણ. ૪૩ દેખે ઇ૦—રાધાના ચરણમાં બે હાથ જોડી માથુ મૂકેલું એવા કૃષ્ણનું વર્ણન. વીશ શશિ–રાધાના પગના તથા કૃષ્ણના હાથના ગળીને વીશ નખ. પાંચ પંકજ—બે ચરણ કમળ, બે હસ્તકમળ, અને એક મુખ કમળ. ચાર જળચર—બે કુંડળરૂપી મત્સ્ય અને બે નેત્રરૂપી મત્સ્ય. એક રવિ—મુકુટરૂપી. એક મોર—( નાકનો ). ત્રિયા –રાધાના મનની કૃપા રૂપી. ભાજ્યો—ભાગ્યો. અરિ—માનરૂપી-પંચ ફણા-પાંચ આંગળીઓરૂપી. બે અહિ ( સાપ )—બે હાથરૂપી. રાધાએ હાથવડે કૃષ્ણને ઉપાડી લીધા.

બાળક પ્રસન્ન કરે તે ભક્ત, અસ્રીમાં નર હરિ આસક્ત. ૩૬
હરિજન દૈત લહે તે દાસ, સ્વજન સંબંધે મોટો ત્રાસ;
મુગ્ધ મનુષ્યને અવળું લાગે, પંડિતને સુણતાં સુખ જાગે. ૩૭
દયારામ કહે જે હરિદાસ, તેને સુણી ઉપજે ઉલ્લાસ.

## દુહો.

તેતીસ લખી છાસટ લખે, લખી આઇ છત્તીસ;
જીન સોચે અબ કુરંગી, તીન સહિત ત્રીબીસ. ૩૮
આરોહી અવરોહી ગતિ, સમુજત નહિ મતિમંદ;
દૃ ચોઘડિયામે લખે, ચૌદહ તિથિકે ચંદ. ૩૯

---

૩૬ મદન—મદ નહિ તે. અબળા—અ ( વિષ્ણુ )ના બળવાળી—ગોપીઓ. બાળક ( વાલક )—વાળ વાળ પ્રતિ જેને બ્રહ્માંડ છે એવા વિષ્ણુ. અસ્રી—અસ્રીવિદ્યા જાણનાર તે અસ્રી અર્થાત્ અર્જુન. ૩૭ દૈત—દયિત—વાહાલા. સ્વજન—શ્વજન—કૂતરાં. મુગ્ધ—મૂર્ખ.

૩૮ ક્રિયા વિદગ્ધા નાયકાનું ઉદાહરણ આપે છે: તેતીસ ઈ૦—એક સખીએ રાધાકૃષ્ણના સમાચાર નેત્ર સમસ્યાથી પૂછતાં બીજીએ પોતાની હથેળીમાં પ્રથમ ૩૩ લખીને તે પછી ૬૬ લખ્યા અને વળી પછી ૩૬ લખ્યા. તે જોઇને પેહેલી સખીએ હથેળીમાં ૬૩ કરી બતાવ્યા. તાત્પર્ય કે નાયકા અવળે મોઢે સૂતી છે, તે ૩૩ના આંકડાથી બતાવી આપ્યું પછી ૬૬ લખીને સૂચવ્યું કે નાયકાએ ન માનવાથી નાયક અવળો ફરીને સૂઇ ગયો—પછી ૩૬ ના આંકડાથી બતાવ્યું કે બન્ને અવળે મોઢે સૂતાં. ૬૩ નો અર્થ એ કે હું હવે તેમને સન્મુખ કરું છું.

૩૯ આરોહી ઈ૦—આરોહી ( ચઢતી ) અને અવરોહી ( ઉતરતી ) ગતિ છે, પણ તેને મતિમંદ પુરુષો સમજશે નહિ. દૃ ઈ૦—બે ચોઘડીઆમાં ( આઠ ઘડીમાં ) ચૌદ તિથિઓના ચંદ્ર જોયા. અર્થાત્ આઠ ઘડીના સૂર્ય ગ્રહણમાં આ દોહરામાં કહેલું બધું સંભવે છે.

રવિસુતકે ઉપર વસે, દક્ષ શુકલ બિચ અંત;
સદા બસત હરિ નામસો, લહે દયા ભગવંત. ૪૦
આદિ બરન બિન સંતહિન, મધ્ય બિન રહિત સંત;
અંત બરન બિન સંતહિન, પ્રિય સુભક્ત ભગવંત. ૪૧
જક્ત સકળ જાકે જઠર, પેખે નહિ ભગવાન;
કમલ હુતે કોમલ અધિક, કઠોર વજ્ર સમાન. ૪૨

## પદ. ૧ લું.

## રાગ બીહાગ.

દેખે સખી બીશ શશિ એક ઠોર;
પાંચ પંકજ ચાર જલચર, એક રવિ એક મોર. ટેક.
તા સમે એક ત્રિયા પ્રગટી, બઢયો તાકો જોર;
ભજ્યો અરિ તબ દુઃખદાયક, જાકો હૃદય કઠોર. દેખે૦
પંચ પંચ ફણાકે મણિસહ, આયે અહિ દ્વે ડોર;
દયા પ્રભુકો દયા પ્રભુને, લાય લિયે ઉર ઓર. દેખે૦ ૪૩

---

૪૦ રવિસુત ( શનિ અર્થાત્ મંદ )નો ઉપર વસે તે અક્ષર—પેહેલો અક્ષર ( મં ), દક્ષ—ચતુર અર્થાત્ નાગરનો વચલો અક્ષર ( ગ ) અને શુકલ-નો છેલ્લો અક્ષર ( લ )=મંગળ, તે સદા હરિના નામ સાથે રહે છે.

૪૧ બહિર્લાપિકા—" કામળ " એના આદિ વર્ણ ' કા ' રહિત જે શબ્દ મળ, તેથી સંત રહિત છે. વળી સંત પુરૂષો કામળના મધ્ય અક્ષર ' મ ' થી રહિત જે શબ્દ કાળ, તેથી પણ રહિત છે અને અંત અક્ષર જે ' લ ', તેથી રહિત જે શબ્દ કામ, તેથી પણ રહિત છે.

૪૨ જકત ઈ૦—અર્થ દરપણ. ૪૩ દેખે ઈ૦—રાધાના ચરણમાં બે હાથ જોડી માથુ મૂકેલું એવા કૃષ્ણનું વર્ણન. વીશ શશિ—રાધાના પગના તથા કૃષ્ણના હાથના મળીને વીશ નખ. પાંચ પંકજ—બે ચરણ કમળ, બે હસ્ત-કમળ, અને એક મુખ કમળ. ચાર જળચર—બે કુંડળરૂપી મત્સ્ય અને બે નેત્રરૂપી મત્સ્ય. એક રવિ—મુકુટરૂપી. એક મોર—( નાકનો ). ત્રિયા –રાધાના મનની કૃપા રૂપી. ભજ્યો—નાઠો. અરિ—માનરૂપી-પંચ ફણા-પાંચ આંગળીઓરૂપી. બે અહિ ( સાપ )—બે હાથરૂપી. રાધાએ હાથવડે કૃષ્ણને ઉપાડી લીધા.

## સોરઠો.

બહુ નર તે ઇક નારી, બહુ નારી ઇક નર ભયો;
નર સેવત યમદ્વારી, નારી સેવત હરિ મિલે. ૪૪

## દુહા.

કાય નહિ ને છાય નહિ, પ્રગટ દ્દષ્ટ દેખાય;
બહુ છોટું મોટું ઘણું, પાસે પણ ન ઝલાય. ૪૫
કુમારજનક ઉમાપતિ, પન્નગધર નિધનેશ;
શંખધરન શિવ નામ, મુખ-બરન ન એહી બ્રજેશ. ૪૬
ચાર બેદ કે પઢે તે, છતે જાય ન કોઇ;
મન પ્રધાન સિદ્ધાંત શીલ, વિજય નામ તે હોઇ. ૪૭

---

૪૪ બહુ ઇ૦—બહુ નર ( મણકા ) થી એક નારી ( માળા ) થાય છે, તેને સેવવાથી હરિ મળે છે; અને બહુ નારી ( ચૂડીઓ )થી એક નર (ચૂડો) થાય છે, તેને સેવવાથી યમદ્વારી ( જમના બારણામાં પેસનાર ) થવાય છે.
૪૫ કાય ઇ૦—અર્થ—આકાશ.

૪૬ કુમાર ઇ૦—આ દોહરાના શબ્દોમાં શિવનાં નામ છે, પણ તેનો મુખ ( આદિ ) બરન ( અક્ષર ) ન હોય તો તેજ બ્રજેશ ( કૃષ્ણ )નાં નામ છે. જેમકે, કુમારજનક—કાર્તિકેયના પિતા શિવ; મારજનક—કામદેવના પિતા કૃષ્ણ. ઉમાપતિ—શિવ; માપતિ—લક્ષ્મીના સ્વામી કૃષ્ણ. પન્નગધર—સર્પને ધારણ કરનાર શિવ. નગધર—પર્વતને ધારણ કરનાર કૃષ્ણ. નિધનેશ—મૃત્યુના સ્વામી શિવ; ધનેશ—લક્ષ્મીના સ્વામી કૃષ્ણ. શંખધરન—શંખને ધારણ કરનારા શિવ; ખધરન—આકાશને ધારણ કરનારા વિષ્ણુ.

૪૭ ચાર ઇ૦—વેદ ભણવાથી ચાર વસ્તુઓ કોઇ છતી શકે નહિ. તે વસ્તુઓ કહે છે: મન ઇ૦—મન, પ્રધાન ( માયા ), સિદ્ધાંત ( કાળ ), અને શીળ ( સ્વભાવ ). એ ચાર ઉપર ( હરિના ) નામથી વિજય મેળવી શકાય છે.

તીન દેવકે ભજન તે, સિદ્ધિ હોત નહિ કામ;
ભી માયા કાલ લય કરી, હરિ મીલવે હરિ નામ. ૪૮

દુજો બરન મુચકુંદકો, તજી રટી રહે તું તીન;
પાપતાપ સબ પ્રલય હુઈ, રહે મન હરિપદ લીન. ૪૯

મથુરા બીચકો બરન તજી, રહે ઉલટી રટી દોય;
જો ના રટત તા બદન બિચ, સમુજી તજો હે સોય. ૫૦

પ્રશ્ન—દમી દકાર મન મધ્ય બસી, પ્રબીન પ્રાન આધાર;
આપ લકાર લખો વહાં, નતુહો લખિહો રકાર. ૫૧

ઉત્તર—તેરી ચિતઈ નહિ બને, ઉલટી બનેગી આજ;
દુ:ખ દરિદ્ર તેરે સદા, બર દીનો બ્રજરાજ. ૫૨

---

૪૮ તીન ઇ૦—( અન્ય ) દેવના ભજનથી ત્રણ કામ સિદ્ધ થાય નહિ; તે ક્યાં ? ભી ( ભય ), માયા અને કાળ. એ ત્રણ હરિનામથી હરિને મેળવે એવાં છે.

૪૯ દુજો ઇ૦—મુચકુંદનો બીજો અક્ષર 'ચ' તજતાં જે તીન ( ત્રણ ) અક્ષર અર્થાત્ મુકુંદ શબ્દ રહે છે, તે મુકુંદ ( કૃષ્ણ )ને તું ભજ. ૫૦ મથુરા ઇ૦—મથુરા શબ્દનો વચલો અક્ષર 'થુ' તજીને બાકી રહેલા 'મરા'ને ઉલટા કરીને તેને અર્થાત્ 'રામ'ને રટ; જે પુરૂષ તેને રટતો નથી તેના મુખમાં તમે સમજીને જે રહેલો અક્ષર 'થુ' છે તેને તજો—નાખો.

૫૧ દમી ઇ૦—હે પ્રવીણ એવા મારા પ્રાણાધાર કૃષ્ણ ! મારા મનમાં 'દ' કાર વશીને દમે છે. અર્થાત્ 'મન'ની વચ્ચે 'દ' મૂકવાથી થયેલો મદન ( કામ ) મને દમે છે, માટે આપ ત્યાં આગળ 'લ'કાર લખો—અર્થાત્ 'મલન ( મેળાપ ) કરો; જો આપ એમ નહિ કરો તો હું ત્યાં 'ર' કાર લખીશ—અર્થાત્ 'મરન' ( મરણ ) કરીશ.

૫૨ ઉપરના દોહરાનો જવાબ નાયક આપે છે: તેરી ઇ૦—તેં જે મરન ( મરણ ) ચિંતવન કર્યું છે તે આજ નહિ બને પણ તે ઉલટું બનશે-

